# અહો રાયજી, સુણિયે !

કરસનદાસ માણેક

સી. શાંતિલાલની કંપની
બુકસેલર્સ પબ્લિશર્સ
૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ–૨

સ્વ. અમૃતલાલ શેઠને

## શ્રી કરસનદાસ માણેકની કૃતિઓ

### પ્રગટ થએલ

**• કાવ્ય •**

ખાખનાં પોયણાં

આલબેલ

વૈશંપાયનની વાણી (સંગ્રહ પહેલો)

" (સંગ્રહ બીજો)

મહોબતને માંડવે

**• નવલિકાસંગ્રહ •**

માલિની

**• પ્રકીર્ણ •**

આઝાદીની યજ્ઞજ્વાલા

કણીઓ અને કુસુમો

પ્રકાશનાં પગલાં

**• અનુવાદો •**

મુક્તાધારા

બે બાળનાટકો

### હવે પછી

વિદાય અને બીજાં કાવ્યો (કાવ્ય)

પ્રતિમા (નવલકથા)

ચિત્રલેખા (જાસૂસકથા)

મધુરજની (નવલિકાસંગ્રહ)

ભાવનાની ભીતરમાં (નાટિકાસંગ્રહ)

રેખાચિત્રો (સાહિત્યનાં પચ્ચીસ જ્યોતિર્ધરોના)

આર્યાવર્તનો લોકનાયક—શ્રીકૃષ્ણનું જીવનચરિત્ર

સિંધની પાંચ પ્રેમકથાઓ।

# પ્રસ્તાવના

૧૯૨૨–૨૩માં હું ગૂજરાત વિદ્યાપીઠનો વિદ્યાર્થી હતો. અમદાવાદમાં, નદીપાર, આગાખાનના બંગલામાં,–જ્યાં તે વખતે મહાવિદ્યાલય બેસતું– થયેલ એક વિદ્યાલય–સમારંભમાં મેં મારું પહેલું આખ્યાન માણભટ્ટની શૈલીમાં રચીને સંભળાવ્યું.

એ આખ્યાનનું નામ ડાયરોપાખ્યાન. એના ફક્ત ચાર કડવાં જ સમારંભના દિવસ સુધી લખાયાં હતાં–પરંતુ સ્વ. કસ્તુરબા, સરદાર પટેલ, સ્વ. આચાર્ય ગિદવાણી, કાકાસાહેબ કાલેલકર વગેરે જેમાં હતા, એવા શ્રોતાવૃન્દને હસાવી હસાવીને ઢગલો કર્યાની ધન્ય ઘડીનું એ સ્મરણ, આજ લગભગ બે દાયકાઓ પછી યે, મારા મનમાં જેવું ને તેવું જ છે.

આખ્યાનની શરૂઆત આ પ્રમાણે હતી. દ્વાપર યુગમાં કંસના ત્રાસથી પીડાઈ રહેલી પૃથ્વીની વહારે ધાવાની વિનતિ શ્રી વિષ્ણુને કરવા માટે નારદ વૈકુંઠ પહોંચે છે....મુનિની વ્યગ્રતા એટલી બધી છે કે પહોંચતાવેંત તે પૃથ્વીની વેદના પ્રભુ પાસે ગાવા માંડે છે. એમને અંતરે પ્રતીતિ છે કે ધરતીને માથે દુઃખના આટઆટલાં ઝાડવાં ઊગ્યાં છે એ વાત મારે મોંએ સાંભળતાંવેંત ભગવાન, 'ગરુડ ક્યાં ? ગરુડ ક્યાં ?' કરતા'કને ઊભા થઇ જશે !

પણ પરિણામ ધાર્યા કરતાં ઊલટું જ આવે છે. નારદના મુખે વસુંધાના વીતકોનું વર્ણન સાંભળીને શ્રી વિષ્ણુ હસી પડે છે. નારદને ક્રોધ ચડે છે. એ શાપ દેવા તૈયાર થઈ જાય છે.

ભગવાન એમને ઠંડા પાડે છે—કહે છે :

ત્રિગુણરહિત નારદ, તમે
 કરવો ઘટે ન કોપ :
કારણ કૈં જાણ્યા વિના
 શેં મૂકો આરોપ ?
અધર્મ ધરણીમાં વધ્યો
 નીરખી વ્યાકુળ આપ;
પણ મુનિવર નવ માનશો
 કે ઓછો મુજ સંતાપ !

કારણ ?

ભગવાન સમજાવે છેઃ દ્વાપરનો આ ત્રાસ તો કશા વિસાતમાં નથી. કળિકાળ તો હજુ હવે આવવાનો છે; અને તમે અત્યારથી જ આટલા બધા કંપી ઊઠ્યા ! અરે, આજથી લગભગ પાંચેક હજાર વરસો પછી, કળિકાળમાં, ડાયર કરીને એક ઉત્પન્ન થશે, અને એ ડાયર ધરતીને એવું દુઃખ દેશે......

કે ડગમગશે ડુંગર દુઃખે
 ધરા ધ્રૂજશે ધીર;
સાતે સાયર ઊલટશે
 રોશે આભ રુધિર !

અરે, કળિકાળના એ ડાયરને હાથે ધરતી જે દુઃખ વેઠશે......

એ દુઃખનો નારદ નથી,
આ દુઃખ સોમો ભાગ !

અને આ જ્ઞાનપ્રકાશથી ટાઢા પડી ગયેલ નારદ નમ્રભાવે શ્રી વિષ્ણુને પૂછે છે :

......... નાથ કવણ ડાયર કહો !
જન્મશે ક્યાં નાદાન, ક્યારે, ને કયા દેશમાં ?

અને પછી 'વિષ્ણુ ઉવાચ' !

*

૧૯૪૦ સુધીમાં, ડાયરોપાખ્યાનના આ ચાર કડવાં એટલું જ મારું આ દિશાનું સર્જન. (આજે એ ચાર કડવાં પણ સળંગ મને યાદ નથી!)

પણ ૪૦–૪૧ના સંધિકાળમાં, એક દિવસે, પરદેશથી તાજેતરમાં જ પાછા ફરેલ મુરબ્બી શ્રી. અમૃતલાલભાઈને મળવા હું 'જન્મભૂમિ'ની ઑફિસમાં ગયો.

"'જન્મભૂમિ'ને માટે એકાદ કૉલમ હાસ્યરસનો દરરોજ લખો ને" તેમણે કહ્યું. ૧૯૨૫માં હું તેમના "સૌરાષ્ટ્ર"માં હતો ત્યારથી પત્રકારત્વના મારા શોખથી તેઓ પરિચિત હતા.

મેં શરૂ કર્યું. પહેલી જ કૉલમ એમ. એન. રોય. વિષે લખી. રોયનું 'રાય' કરી, પાછળ 'જી' અને આગળ 'અહો'નું સંબોધન મૂક્યું...

અને એમ જૂના "અહો રાયજી સુણિયે" ઉપર હું તદ્દન નવી અને વિચિત્ર રીતે આવી ગયો.

પણ આ 'અહો રાયજી સુણિયે'ના શીર્ષક તળે લખાયેલ પહેલા બે લેખો ગદ્યમાં જ હતા—પદ્યમાં નહિ!

પણ મુ. અમૃતલાલભાઈને પદ્યનો ભારે શોખ! એટલે મારા મુદ્દાને અનુરૂપ ચાર પાંચ કડીઓ એ લખે—આબાદ માણભટ્ટની શૈલીમાં. અને એ લખાણો એ રીતે 'જન્મભૂમિ'માં પ્રગટ થાય. મને કહે; "અહો રાયજી લખીએ એટલે કૈંક તો પદ્યમાં લખવું જ જોઈએ ને!..."

"ત્યારે તમે કહેતા હો તો હું તો આખી કૉલમ જ પદ્યમાં લખી આપું." મેં કહ્યું.

"તો લખો ને મારા ભાઈ!"

અને એમ નૂતન જન્મેજય અને નૂતન વશંપાયનનો જન્મ થયો...

પત્રકારત્વનો આ નવીન પ્રકાર સફળ અને લોકપ્રિય થયો...એટલે એનો જશ લેવા હું તૈયાર જ છું; પણ એનો ખરો યશ તો મુ. શેઠને

જવો જોઈએ કે જેમણે, તે વખતે તદ્દન નવા એવા આ પ્રકારને, એમાં રહેલી શકયતાઓના બીજો સમજીને, દૈનિક પત્રમાં દાખલ કરવાનું સાહસ ખેડયું...પત્રકારત્વની બાબત નવનવોન્મેષશાલિની એમની પ્રતિભા એ સાહસ ખેડે નહિ, અને 'વૈશંપાયનની વાણી' કે 'અહો રાયજી સુણીએ' જેવા પ્રકારો અસ્તિત્વમાં આવે નહિ.

પુસ્તકાકારે એમાંથી કેટલીક કૃતિઓ આજે પ્રગટ થાય છે તે વખતે, એ કૃતિઓ લખાતી જતી હતી તે દરમ્યાન, બીજારોપણથી માંડીને છેવટની પ્રસૂતિ સુધીની બધીયે ભૂમિકાઓમાં, મારા મિત્ર, માર્ગદર્શક અને મંત્રદાતા બની રહેલ શ્રી. રવિભાઈ અને શ્રી દિલીપ કોઠારીનું સાભાર સ્મરણ મારે કરવું જ જોઇએ.

અને પ્રો. મણિયાર તો ભૂલાય એમ જ કયાં છે? આ રહ્યો એમનો 'પ્રવેશક'—જે આખ્યાનોના આનંદને સંપૂર્ણપણે લેવા ઇચ્છનારાઓએ, એકવાર નહિ પરંતુ બે વાર વાંચવો પડશેઃ પુસ્તક શરૂ કરતાં પહેલાં...અને પુસ્તક પૂરું કર્યા પછી.

અને શ્રી. જીવનલાલ જાની. એ ન હોય, તો આ પુસ્તકનુ મુદ્રણ આટલું સ્વચ્છ, સુઘડ અને શુદ્ધ રીતે થયું ન હોય...મારી કૃતિઓ અને મારા પ્રત્યેના અંગત પ્રેમને લઇને એમણે ઉઠાવેલ એ તદ્દન નિઃસ્વાર્થ પરિશ્રમ બદ્દલ એમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

**કરસનદાસ માણેક**

# પ્રવેશક

સાહિત્યના ઉચ્ચ શિખર જેવી કવિતાકલા અને તળેટી જેવું પત્રકારત્વ–બન્નેમાં, સાહિત્યના ક્ષેત્રમાં કોઈપણ દેશમાં, કોઈપણ કાળે દુર્લભ એવી એક સિદ્ધિ શ્રી. માણેકે મેળવી છે. કવિ–વાર્તાકાર તરીકે સુવિખ્યાત અને વૈશંપાયન તરીકે લોકપ્રિય એવા શ્રી માણેકે કીર્તિ અને લોકપ્રિયતા એવી બે વઢકણી શોકયોને એક જ જીવનમાં, એક જ જમાનામાં શ્રીકૃષ્ણની કુશળતાથી સાચવી રાખી છે. એક મિત્રે કહેલો પ્રસંગ યાદ આવે છે. શ્રી માણેક, કવિ તરીકે સારી ખ્યાતિ મેળવી, કરાંચીથી મુંબઈ, અમદાવાદ વગેરે ગામોના પ્રવાસે નીકળેલા. એટલું કહેવું જરૂરી છે કે શ્રી માણેક એક લેખક કવિ હોવા ઉપરાંત એક અચ્છા મિત્ર છે એટલે એને જ્યાં–ત્યાં બેપાંચ મિત્રો તો હોય જ. એક મિત્રને ત્યાં એ ઊતર્યા અને એ મિત્ર એને ગામમાં ફૂલેકે ફેરવવા, એને દેખાડવા નીકળ્યા. રસ્તે કોઈ સજ્જન મળે તો એ મિત્ર એને માણેકની ઓળખાણ કરાવતાં કહેતાઃ 'આ કરસનદાસ માણેક !'

નિષ્ફળ ગયેલી Joke–મજાકની માફક, સજ્જનના મોઢાંની રેખાઓમાં કાંઈ ફેરફાર થયો નહિ. મિત્ર વધુ પ્રકાશ ફેંકી બોલતા, 'કાવ્યસંગ્રહ "આલબેલ"ના આ લેખક !'

સજ્જનના જ્ઞાનમાં ખાસ અભિવૃદ્ધિ થઈ હોય એમ લાગ્યું નહિ, છતાં વિવેક ખાતર કૃત્રિમ સ્મિતથી હોઠ મરડી બોલ્યાઃ "હા; હા. એમ કે !"

પછી મિત્રે કહ્યું: ''જન્મભૂમિ'માં નિયમિત રીતે 'વૈશંપાયનની વાણી', 'અહો રાયજી સુણીએ' વગેરે લખે છે તે તમે વાંચતા હશો.'

અચાનક હર્ષના આવેગથી સજ્જનનું મોં આનંદથી ઝળકી ઊઠયું અને સાક્ષાત્ માણેકને જોઈ જાણે એટલા આભા બની ગયા કે પૂજ્યભાવમાં કદાચ માણેકને અસલી વૈશંપાયન ઋષિ સમજી, એની ચરણરજ લઈ હમણાં જ માથે ચડાવશે !

આ પ્રસંગ એક લાક્ષણિક પ્રસંગ છે માટે જ મેં અહીં કહ્યો. કારણ, શ્રી માણેકને 'આલબેલ'ના લેખક તરીકે ઓળખનારની સંખ્યા એને વૈશંપાયન તરીકે ઓળખનારની સંખ્યાના હિસાબે હજારગણી વધારે છે. એથી એવું કહેવાનો આશય નથી કે માણેકને કવિ તરીકે ઓળખનારા કમ છે....પણ, ગૂજરાતમાં કે કોઈપણ દેશમાં, કવિતાના વાંચનારા કેટલા? ધારો કે એ બધાય માણેકને વાંચે તોય કેટલી સંખ્યા થાય?

અને, વર્તમાનપત્રો વાંચનારની સંખ્યા કેટલી? ગણી ગણાય નહિ એટલી...તેમાંય, વર્તમાનપત્ર પૈસા ખરચી વાંચનાર કરતાં મફતમાં વાંચનારની સંખ્યા બહુ જ મોટી હોય છે–ખાસ કરીને ગૂજરાતમાં ! જેટલા જેટલા 'જન્મભૂમિ' વાંચે તેટલા તેટલા શ્રી માણેકને ઓળખે, એટલું જ નહિ, પણ એક જ વાચને એના આશક બની જાય છે; અને, એ બધાય આશકો શ્રી માણેકે પોતાના તૈયાર રાખેલા 'મહોબતના માંડવા'માં હંમેશને માટે આવી બેસી જાય છે!

થોડા વર્ષો પૂર્વે ગૂજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખસ્થાનેથી ગાંધીજીએ સાહિત્યકારોને સલાહ આપી હતી કે 'આમ જનતા તરફ પીઠ ફેરવી, કેવળ વિદ્વદ્‌ભોગ્ય સાહિત્ય સર્જો મા. તમારું સાહિત્ય આમ જનતા પાસે લઈ જાવ.'

એક છેડે વિદ્વાન સાહિત્યકારો અને બીજે છેડે અજ્ઞાન કે અલ્પજ્ઞાન આમ જનતા; આવી વિડંબણા દરેક દેશમાં હોય છે. સાહિત્યકારો કેવળ ગણતર સુશિક્ષિત વ્યક્તિઓ માટે જ સાહિત્યસર્જન કરતા હોય એમ, આમ જનતા સમજી શકે એવું સાહિત્યસર્જન કરવામાં પોતાની લઘુતા કે માનહાનિ સમજે છે. પરિણામે, આમ જનતા જે પૌષ્ટિક,

અપૌષ્ટિક હાથમાં આવે તે વાંચે છે. વિદ્વાન સાહિત્યકારો પર્વતની ટોચ પર ઊભા રહી વાક્પ્રવાહ છોડે છે; આમ જનતા ગરદન મરડી, કાન માંડી સાંભળવા પ્રયત્ન કરે છે પણ આખરે હારી જાય છે, એટલે તળેટીમાં જે કોઇ રામલીલા કે ભવાઇના તુક્કાઓ ચાલે છે એ તરફ નજર અને કાન માંડે છે. આથી આમ જનતાનો સાહિત્ય વિષયક રસ કોઇ કાળે ઉચ્ચ થતો નથી. આમ જનતાને ખરા સાહિત્યથી વંચિત રાખી, એનો રસ હલકો છે એ ફરિયાદ કરવી નકામી છે. ઇંગ્લેન્ડ, યુરોપ, અમેરિકામાં ભલે કવિતા વાંચનારાઓની સંખ્યા બહુ નહિ વધી હોય, છતાંય આ રીતે જ એનામાં વાચકોની સંખ્યા અને વાચકોની રસવૃત્તિ નિઃસંદેહ ઊંચી આવી છે. ગૂજરાતી ભાષામાં આ પ્રયોગ 'જન્મભૂમિ', 'પ્રજાબંધુ', 'ફૂલછાબ' વગેરે પત્રોએ શરૂ કર્યો એનું પરિણામ નિઃસંદેહ શુભ જ આવ્યું છે. એ પ્રયોગના જ પરિણામ રૂપે શ્રી માણેકને વૈશંપાયન રૂપે અવતાર લેવો પડ્યો.

અંગ્રેજીમાં એક ઉક્તિ છે કે પત્રકારત્વ એ અડધું સાહિત્ય છે—**Journalism is half literature** પણ મોટે ભાગે એવું બને છે કે પત્રકારત્વનું "અડધું" સાહિત્ય લખનારા 'અડધું' જ સાહિત્ય લખી શકે એવા હોય છે.

પણ શ્રી માણેક તો એવી શંકાથી પર છે. શ્રી માણેકે કવિતા, વાર્તા, નિબંધો, નાટકો વગેરે 'આખા' સાહિત્યનું સર્જન સફળતાથી કર્યું છે અને આમ લોકભોગ્ય 'અડધાં' સાહિત્યનું પણ સર્જન કર્યું. એટલે એટલું નિર્વિવાદ છે કે શ્રી માણેક સહેજે થયેલા બાવા બ્રહ્મચારી નથી પણ ભેખ લઇ નીકળી પડેલા ભર્તૃહરિ છે!

હવે એનું "અડધું સાહિત્ય", અહો રાયજી! સુણીએ......

આખ્યાનોની વિવિધતા કેટલી છે! રેંટિયાબારસ—માહાત્મ્ય, પ્રભુના ચોરો, આઠવલે આખ્યાન, મહિલાશૂન્ય મુંબઇ, વિષ્ણુ—પત્રકાર સંવાદ, કામ—વિલાપ, સ્ટેલિન્ આખ્યાન.

આ સાત આખ્યોનામાં પહેલી વિષયોની વિવિધતા તરફ નજર

ખેંચાય છે. એમાં રાજકીય, સામાજિક, અને ધાર્મિક વિષયો આવી ગયા. પત્રકારત્વના ધંધામાં આજ સવારનું રાંધેલું કોઇ સાંજે ન ખાય, અને કાલનું વાસી બીજે દિવસે કૂતરાં પણ ન સૂંઘે એવી સ્થિતિમાં, રોજ-બ-રોજ તંત્રીના ટેબલે બેસી, તાજા બનાવમાંથી કાંઇક વીણી કાઢી, કાંઇક તુક્કો ઉપજાવી કાઢવો એ અતિ મુશ્કેલ કામ છે. એના મુકાબલે કોઇ પણ તાજા બનાવ ઉપર નોંધ કે અગ્રલેખ લખવો સહેલી વાત છે. આમાં તો તાજા પ્રસંગમાંથી કેવળ ઘટના કે વિચારનું બીજ ઉપાડી લઈ એની આવજત તો કળાની દૃષ્ટિએ કરવાની હોય છે, એટલે કામ એવું કપરું બન્યું કે ક્ષણભગ જે ક્ષણિક છે એને ધરાર કળાના જોરે શાશ્વત બનાવવું છે. આ પ્રયોગ બધાના હાથે સફળ થતો નથી. દરેક દેશના સાહિત્યમાં કોઇ કવિજીવ કે નવલકથાકાર વર્તમાનપત્રની કટારમાંથી ઘટના લઇ એના પર કળાની ઇમારત ચણે છે. પણ કમભાગ્યે ઇમારતની અનવદ્ય સુંદરતા અને કળામયતા હોવા છતાં જ્યાં પાયો:જ ક્ષણભંગુર છે ત્યાં સર્જકની પ્રતિભા એ કૃતિને જિવાડી શકતી નથી. ઘટના ભુલાવા સાથે એના પર રચેલી કૃતિ પર ભુલાય છે. મખમલ પર કરેલું જરીકામ ટકે પણ જર્જરિત મસોતા પર કરેલા જરીકામને, આવી પ્રસંગોપાત્ત, પ્રસંગ-અધીન સાહિત્યકૃતિઓ જેટલી જ જીવવાની સંભાવના છે. 'નવીનો'માં (news) પણ ક્ષણિક તત્ત્વો સાથે શાશ્વત તત્ત્વો છુપાયેલાં હોય છે ત્યારે એવો એકાદ પ્રસંગ લઈ શ્રી માણેક એને આખ્યાનમાં ગોઠવી દે છે. એ ઘટના, વિચાર કે વ્યક્તિ રાજકીય, સામાજિક કે ધાર્મિક દૃષ્ટિથી શ્રી માણેકના તાવડામાં તળાય છે, અને શ્રી માણેક એને એની બુદ્ધિના ચીપિયાથી પકડી, હાસ્યના તવેથાથી બન્ને બાજુ નિર્દયતાથી ઉથલાવી બહાર કાઢે છે !

ચમકારો, નવીનતા, તાજગી, અને હાસ્યના વિવિધ પ્રકારો—આ શ્રી માણેકનાં આખ્યાનોનાં મુખ્ય લક્ષણો ગણાવી શકાય. બે લીટી વાંચો ને તમને કાંઇક ચમકારો ન લાગે તો એ વૈશંપાયન નહિ; પાનું ફેરવો અને વિષય તરફ જોવાની દૃષ્ટિની નવીનતા અને તાજગી ન દેખાય તો

એ વૈશંપાયન નહિ; ચાર લીટી પહેલાં અરીસામાં મોં જોઇ રાખવું અને ચાર લીટી વાંચ્યા પછી ફરી અરીસામાં મોં જોવાથી કાંઇ અસાધારણ ફેર ન જણાય તો એ વૈશંપાયનની વાણી નહિ ! શ્રી માણેક એક પાક્કા પત્રકાર છે; એ જાણે છે કે પત્રકારની કળા કે કારીગીરીમાં જો પત્રકારનો કોઇ મોટામાં મોટો દુશ્મન હોય તો તે બગાસું ! એનું લખેલું વાંચતાં જો વાચકને બગાસું આવ્યું તો સાકરનો ગાંગડો તો શું પણ રોટલાનો કટકોય ભવિષ્યમાં પત્રકારના મોંમાં કોઇ આવી મૂકશે નહિ ! પ્રાસંગિક વસ્તુ લઈ એમાંથી કાંઈક ટકી રહી શકે એવું સર્જવું છે અને તે પણ હાસ્યરસમાં—એવી નેમ ધારણ કરી શ્રી માણેક બરનાર્ડ શૅાના જેવા માનનારા થયા કે માણસને જો સમજાવી શકાય તો કેવળ એને હસાવીને જ. હસતાં હસતાં આપેલો ઠપકો પણ માણસ સાંખી લ્યે છે અને સીધી રીતે આપેલા બોધનો વિરોધ કરે છે. માણસને હસાવી મોઢું ખોલાવવું અને મોઢું ખૂલે કે તરત એ તકનો લાભ લઇ તમે ગમે તે અંદર ઘુસાડી દ્યો તો માણસ લાચારીથી બધું ગળી જશે ! હસતાં ઠપકો આપવાના બે ફાયદા છે—એક તો જો બધું સવળું ગયું તો સારી વાત છે, નહિ તો, "હું તો હસતો'તો" કહી હંમેશાં છૂટી જવાય છે ! હાસ્યરસ બધા રસોમાં સૌથી વધુ Democratic છે. આમ જનતા જોડે વાત કરવી હોય, એની જોડે કામ લેવું હોય તો બની શકે કેવળ હાસ્યરસથી. હું તમારી જોડે હસીને વાત કરું છું ત્યારે તમને વિશ્વાસ આવે છે કે હું તમને તુચ્છ નથી ગણતો કે હું મારી જાતને બડેખાં નથી સમજતો. હું તમને એ જ વાત ગંભીરતાથી, સ્થિર અવાજે, અને ભારેખમ મોંએ કરીશ તો ઉચ્ચનીચનો ભેદ જરૂર દાખલ થવાનો; એથી જ, હાસ્યરસ આમ જનતાને પહોંચવાનું એકમાત્ર સાધન છે. હાસ્યના ઘણા પ્રકારો છે—આપણી ભાષામાં એના સૂક્ષ્મ ભેદો બતાવવા જેટલા શબ્દો પણ નથી—ઠઠ્ઠામશ્કરી, કટાક્ષ, મજાક, વક્રોક્તિ, ઉપહાસ, વગેરે. આ બધા પ્રકારો શ્રી માણેકે અનાયાસે અને સફળતાથી આ આખ્યાનોમાં અજમાવ્યા છે. એનાં ઉદાહરણો, આપણે પ્રસંગ આવતાં જોઈશું.

આ આખ્યાનોની કલ્પના–રચનાથી માંડી એની ભાષા સુધી એનું અંગેઅંગ હાસ્યથી ભરપૂર છે. પ્હેલાં તો વૈશંપાયન ઋષિ, જનમેજય રાજા, નારદમુનિ, કૃષ્ણભગવાન વગેરે આપણા જમાનામાં બનતા રોજ-રોજના બનાવોથી જાણે જાણકાર હોય એવી કલ્પનામાં જ હાસ્યદષ્ટિ છે. કાંઇક અન્યાય કે કાંઇક અગવડ થતાં, જેમ ધારાસભામાં સવાલ પુછાય એમ સ્વર્ગમાં સવાલો પુછાય છે અને એના સત્તાવાર જવાબો અપાય છે! ખરી રીતે જોતાં પુરાણોએ આ જટિલ પ્રશ્નોની વિચારણા જટિલ રીતે નહિ કરતાં, સવાલ–જવાબના રૂપે કરી છે એમાં પણ ઔચિત્ય છે. કારણ, વેદોના વાચક વિદ્વાન હતા, પણ પુરાણોના વાંચનારા પંડિત નહોતા. માટે જ જટિલ પ્રશ્નોને સવાલ–જવાબ રૂપે સરળ બનાવી સામાન્ય જનતા માટે બુદ્ધિગમ્ય બનાવ્યા. પુરાણોની આ નિરુપણપદ્ધતિ શ્રી માણેકે એટલા જ ઔચિત્યથી ઉપયોગમાં લીધી છે. કારણ કે શ્રી માણેકને પણ વિદ્વાનો કે પંડિતો જોડે વાદ નથી કરવાનો, પણ આમવર્ગને પોતાનું વક્તવ્ય પહોંચાડવું છે. છતાંય આમાં પોતાની બુદ્ધિનો ઘમંડ કે લોકોની બુદ્ધિની ઉપેક્ષા નથી.

આ આખ્યાનોની લોકપ્રિયતાનું કારણ પુરાણોની નિરુપણપદ્ધતિનો આધુનિક રીતે કરાયેલો ઉપયોગ છે. આ નિરુપણપદ્ધતિ એક વખત શોધ્યા પછી–એટલે કે પસંદ કર્યા પછી–શ્રી માણેકનું કામ સરળ બને છે. કોઈ પણ રાજકીય, સામાજિક, કે ધાર્મિક પ્રશ્ન ઉપર શંકા થાય ત્યારે એ જન્મેજયના મોઢામાં મૂકી, નિવારણ માટે વૈશંપાયન પાસે લઈ જાય, અથવા તો બરાબર પુરાણોની જ ઢબ પ્રમાણે ઋષિઓને જ હાથ જોડાવી શ્રી વિષ્ણુ પાસે લઈ જાય. જવાનું સ્થળ, જનાર વ્યક્તિઓ, રદિયો આપનાર વ્યક્તિ–બધાં એક જ રહ્યાં; કેવળ પ્રશ્નો જ આધુનિક 'સળગતા' પ્રશ્નો બની ગયા! એમાં પણ કેટલી સૂક્ષ્મ હાસ્યદષ્ટિ છે! વિષ્ણુ, નારદ, જન્મેજય, વૈશંપાયન વગેરે ને ગાંધી, ઝીણા, સ્ટેલિન, ચર્ચિલ, રેશનિંગ, આઠવલે વગેરેની પણ માહિતી હોય!...કારણ, ગમે તેમ, ઈશ્વર અને ઋષિઓ તો ત્રિકાળજ્ઞાની ખરા ને!

કોઈ પણ રીતે લોકોને હસાવવા—જો લખવાથી નહિ તો છેવટ ઊંધે માથે લટકીને પણ હસાવવા એ જ આ આખ્યાનોનો આશય નથી. હાસ્ય તો સાધન છે, સાધ્ય બીજું છે. આ આખ્યાનો લખી સરકસના ડાગળાની માફક કોઈ પણ રીતે લોકોને હસાવવા છે એવો હલકો વ્યવહારુ આશય આમાં નથી. દરેક આખ્યાન પાછળ ચોક્કસ ધ્વનિ, વિચાર ને ગંભીર હેતુ હોય છે. પ્રહસનની છાળોમાં શ્રી માણેક કાંઈ ગંભીર વિચાર મૂકી દે છે. ઘણે ભાગે આ વિચાર રાજકારણમાંથી ઉદ્ભવેલો હોય છે. એમાં રાજકારણનો કોઈ પ્રશ્ન કે કોઈ વ્યક્તિ હોય છે. અંગ્રેજી સાહિત્યમાં આવું રાજકીય પત્રકારત્વ સોએક વર્ષોથી ઘણું ખીલ્યું છે, જેમાં ઠેકડી અને ઉપહાસને એટલો અવકાશ રહે છે કે એ સાહિત્ય મટી અંગત વેરની તૃપ્તિનું સાધન બની જાય છે. આ સાતે આખ્યાનો વાંચ્યા પછી આપણને જરૂર લાગશે કે શ્રી માણેક રાજકારણમાંથી વ્યક્તિઓ અને વિચારો ઉપર પ્રહારો કરે છે, છતાં એમાં દ્વેષ, કટુતા કે સંકુચિતતાનો પ્રવેશ થવા દેતા નથી.

રેંટિયાબારસ—માહાત્મ્ય પુરાણની નિરુપણપદ્ધતિ અનુસાર યોજાયેલું છે. બરાબર એ જ પ્રમાણે કડવાંઓના વિભાગો, સ્તુતિ, ઊથલો, અને વિષ્ણુ ઉવાચ આવે છે, વસ્તુ પ્રાસંગિક છે. ઍટલૅંટિક ચાર્ટર હિંદને લાગુ નથી પડતો એવી જાહેરાત ચર્ચિલને મોંએથી સાંભળતાંવેંત ઋષિઓ શ્રી વિષ્ણુ પાસે એ બાબત ફરિયાદ કરવા જાય છે. ખરી રીતે જોતાં એ ફરિયાદ આપણામાંનાં કેટલાક લોકોની જ હતી કે ઍટલૅંટિક ચાર્ટર જો હિંદને લાગુ નહિ પડે તો હિંદને સ્વતંત્રતા નહિ મળે. આ માટે વિરોધનાં લખાણો, ઠરાવો, ભાષણો વગેરે થવા લાગ્યાં અને વાત છેક અમેરિકાના પ્રમુખ સુધી પહોંચાડવી અને ઍટલૅંટિક ચાર્ટર હિન્દને લાગુ પડાવી હિંદને સ્વતંત્ર કરવું એવી પ્રવૃત્તિ શરૂ થઈ. આ પાંગળી નિર્વીર્ય દેશભક્તિ અને સ્વાતંત્ર્યપ્રીતિ પાછળનું મૂર્ખાઈનું તત્ત્વ એક ચપળ હાસ્યકારની કુશાગ્ર દૃષ્ટિથી શ્રી માણેક પકડી પાડે છે અને પ્રાસંગિક લાગતા પ્રસંગમાંથી એક ચિરંતન તત્ત્વજ્ઞાન તારવી રજૂ કરે છે (જે એક કળાકારની કારીગીરીથી એણે શ્રી વિષ્ણુના મોંમાં મુક્યું છે) કે મુક્તિ કોઈની દીધી

કોઈને મળતી નથી; અને કદાચ મળે તો ટકી શકિત નથી. આ એક મહાન સત્યની આપણા સમાજના કેટલાક પાંગળા, પરાધીન, પારકી આશા પર જીવનારા લોકોને યાદ આપવાની ખાસ જરૂર હતી. મુક્તિ અરજી કરવાથી નહિ મળે, મુક્તિ યુદ્ધ કરીને જ મળે છે. મુક્તિ હાથ-જોડી, શિર નમાવી, શાસનકર્તાઓ પાસે પૂંછડી પટપટાવ્યે નથી મળતી, પણ ન આપવાની દાનતવાળા લોકોના હાથમાંથી ઝૂંટવી લેવાની હોય છે. આ સત્યની યાદ આપવી જરૂરી હતી અને એ કામ શ્રી. માણેકે પુરાણ–પદ્ધતિથી ચાબુકના ફટકા મારી હસતે મોઢે કર્યું. પણ હજી આ વાતની રજુઆતનો અંત આવ્યો નથી. જો આટલેથી જ શ્રી માણેક અટકી ગયા હોત તો પણ એક સુંદર કૃતિ થાત; પણ એમાં રોગના નિદાન સાથે એનો ઉપચાર ન બતાવ્યો હોત તો કેવળ ફિલસૂફના જેવું અવ્યવહારુ તત્ત્વજ્ઞાન થાત. મુક્તિ કોઈની દીધી મળતી નથી, આપણે જ મેળવવી જોઈએ એ તત્ત્વજ્ઞાનને, શ્રી માણેક, એક જ વાતનો નિર્દેશ કરી એક વ્યવહારુ સક્રિય સત્યમાં ફેરવી નાખે છે. મુક્તિ ચર્ચિલાદિના કરુણાકટાક્ષથી નહિ, પણ મહાત્માજીએ નિર્દેશેલ કર્મયોગના અનુસરણથી જ મળશે એ આ માહાત્મ્યનો ધ્વનિ છે. ભારતને સ્વતંત્ર કરવા એક જ રાજમાર્ગ છે અને તે એ કે મહાત્માજીને અનુસરો, મહાત્માજી કહે તેમ કરો. હવે આમાં શ્રી માણેકને મહાત્માજીના કર્મયોગમાં કહી એટલી અચળ શ્રદ્ધા હોય કે નહિ (શ્રી માણેક ખાદી પહેરે છે, એકથી વધારે વાર જેલમાં જઈ આવ્યા છે–રાજદ્વારી ગુના માટે જ–વગેરે) છતાં હિંદુસ્તાનના આમવર્ગને મહાત્માજીના નેતૃત્વમાં આટલી અચળ શ્રદ્ધા છે જ એના પ્રતીકરૂપે પણ એક કુશળ પત્રકાર તરીકે એણે એ વિચાર અંતમાં દાખલ કર્યો. આખ્યાનમાં દાખલ કરેલા ધ્વનિમાં શ્રી માણેકે રચનાત્મક સૂચનો દાખલ કર્યાં છે કારણ, આ રીતે જ હિંદુસ્તાનની આમજનતા ગુલામી મનોવૃત્તિ અને પરવશતા, છોડી સ્વાશ્રયી થશે. બંગાળના રસ્તાઓ ઉપર અસંખ્ય સ્ત્રીપુરુષો અન્નના અભાવે, પેટના ખાડામાં માથું નાખી, મૂગે મોઢે મૃત્યુનો વિરોધ કર્યા વિના, લાંબા થઈ સદાને માટે સૂઈ ગયાં–એ પરવશતા, એ નિર્વીર્યતા કેટલી

હદ સુધી પહોંચી હશે એનો ખ્યાલ બે ઘડી નિરાંતે બેસી કરવા જેવો છે. 'અન્ન આપો તો ખાશું, સડેલું આપશો તો સડેલું ખાશું, સારું આપશો તો સારું ખાશું, નહિ આપો તો તમને કનડયા વિના અમે મરી જઇશું.' આવી પરાધીનતા, પરાવલંબન માટે રેંટિયાબારસ-માહાત્મ્ય વેળાસર લખાયેલું છે. આખ્યાનની રજુઆત, નિરૂપણ બધું સરળ સાદું છે, છતાં આ જટિલ તત્ત્વનું સરળ ભાષ્ય આ આખ્યાન મારફત થઈ ગયું. આથી એમ પ્રતીત થાય છે કે આ આખ્યાનોનો હેતુ કેવળ લોકરંજન કે હલકો હાસ્યવિનોદ નથી. હાસ્યવિનોદ છે, લોકરંજન પણ છે, પણ સાથે, મહાત્માજીએ સૂચવ્યું તેમ, સાહિત્ય લોકોને સમજાય એવી સરળ રીતે ગંભીર વિચારો મૂકી ગયું. ગંભીર વિચારો સમગ્ર રીતે, ધ્વનિ રૂપે અને છુટ્ટી-છવાઇ પંક્તિઓ રૂપે રજૂ થયેલા છે. આખ્યાનની અંદર પ્રસંગોપાત્ત અમુક વિચારો સચોટ રીતે સૂત્રાત્મક શૈલીએ ગોઠવી દેવામાં આવ્યા છે. દાખલા તરીકે-

માગી-ત્રાગી શણગાર સજે,
એ કહો કેટલા દિ' ચાલે ?

આખ્યાનની રજુઆતમાં અને લેખનમાં આવી વિચારકણિકાઓ, સૂત્રાત્મક શૈલીએ લખાયેલી-વેરાયેલી હોય છે. એ ઉપરાંત ઉપમાઓ અને ચોટદાર દૃષ્ટાંતો વક્તવ્યને સ્પષ્ટ કરવામાં ઘણાં ઉપકારક અને અસરકારક નીવડે છે. શ્રી માણેક કવિ છે એ આ આખ્યાન છંદમાં લખ્યું છે એ ઉપરાંત એમાં આવતી અનેક સુંદર, કવિત્વમય, તો કોઈ વાર અત્યંત ઘરગથ્થુ છતાં સુંદર એવી ઉપમાઓથી સાબિત થાય છે. દલીલો કરતાં દૃષ્ટાંતો, રૂપકો, ઉપમાઓ જરૂર પ્રમાણે નીકળ્યે જ જાય છે.

આગ તણો તણખો નાનો
દિયે બંજી ઘાસની પૂંજી !

અથવા,

આટલો'ક દીવડો ને આવડું અંધારું,
પણ દીવે અન્ધારું હણાય.

કોઈને મળતી નથી; અને કદાચ મળે તો ટકી શક્તિ નથી. આ એક મહાન સત્યની આપણા સમાજના કેટલાક પાંગળા, પરાધીન, પારકી આશા પર જીવનારા લોકોને યાદ આપવાની ખાસ જરૂર હતી. મુક્તિ અરજી કરવાથી નહિ મળે, મુક્તિ યુદ્ધ કરીને જ મળે છે. મુક્તિ હાથ-જોડી, શિર નમાવી, શાસનકર્તાઓ પાસે પૂંછડી પટપટાવ્યે નથી મળતી, પણ ન આપવાની દાનતવાળા લોકોના હાથમાંથી ઝૂંટવી લેવાની હોય છે. આ સત્યની યાદ આપવી જરૂરી હતી અને એ કામ શ્રી. માણેકે પુરાણ-પદ્ધતિથી ચાબુકના ફટકા મારી હસતે મોઢે કર્યું. પણ હજી આ વાતની રજુઆતનો અંત આવ્યો નથી. જો આટલેથી જ શ્રી માણેક અટકી ગયા હોત તો પણ એક સુંદર કૃતિ થાત; પણ એમાં રોગના નિદાન સાથે એનો ઉપચાર ન બતાવ્યો હોત તો કેવળ ફિલસૂફના જેવું અવ્યવહારુ તત્ત્વજ્ઞાન થાત. મુક્તિ કોઈની દીધી મળતી નથી, આપણે જ મેળવવી જોઈએ એ તત્ત્વજ્ઞાનને, શ્રી માણેક, એક જ વાતનો નિર્દેશ કરી એક વ્યવહારુ સક્રિય સત્યમાં ફેરવી નાખે છે. મુક્તિ ચર્ચિલાદિના કરુણાકટાક્ષથી નહિ, પણ મહાત્માજીએ નિર્દેશેલ કર્મયોગના અનુસરણથી જ મળશે એ આ માહાત્મ્યનો ધ્વનિ છે. ભારતને સ્વતંત્ર કરવા એક જ રાજમાર્ગ છે અને તે એ કે મહાત્માજીને અનુસરો, મહાત્માજી કહે તેમ કરો. હવે આમાં શ્રી માણેકને મહાત્માજીના કર્મયોગમાં કહી એટલી અચળ શ્રદ્ધા હોય કે નહિ (શ્રી માણેક ખાદી પહેરે છે, એકથી વધારે વાર જેલમાં જઈ આવ્યા છે—રાજદ્વારી ગુના માટે જ—વગેરે) છતાં હિંદુસ્તાનના આમવર્ગને મહાત્માજીના નેતૃત્વમાં આટલી અચળ શ્રદ્ધા છે જ એના પ્રતીકરૂપે પણ એક કુશળ પત્રકાર તરીકે એણે એ વિચાર અંતમાં દાખલ કર્યો. આખ્યાનમાં દાખલ કરેલા ધ્વનિમાં શ્રી માણેકે રચનાત્મક સૂચનો દાખલ કર્યાં છે કારણ, આ રીતે જ હિંદુસ્તાનની આમજનતા ગુલામી મનોવૃત્તિ અને પરવશતા, છોડી સ્વાશ્રયી થશે. બંગાળના રસ્તાઓ ઉપર અસંખ્ય સ્ત્રીપુરુષો અન્નના અભાવે, પેટના ખાડામાં માથું નાખી, મૂગે મોઢે મૃત્યુનો વિરોધ કર્યા વિના, લાંબા થઈ સદાને માટે સૂઈ ગયાં—એ પરવશતા, એ નિર્વીર્યતા કેટલી

હદ સુધી પહોંચી હશે એનો ખ્યાલ બે ઘડી નિરાંતે બેસી કરવા જેવો છે. 'અન્ન આપો તો ખાશું, સડેલું આપશો તો સડેલું ખાશું, સારું આપશો તો સારું ખાશું, નહિ આપો તો તમને કનડયા વિના અમે મરી જઇશું.' આવી પરાધીનતા, પરાવલંબન સાટે રેંટિયાબારસ-માહાત્મ્ય વેળાસર લખાયેલું છે. આખ્યાનની રજુઆત, નિરૂપણ બધું સરળ સાદું છે, છતાં આ જટિલ તત્ત્વનું સરળ ભાષ્ય આ આખ્યાન મારફત થઈ ગયું. આથી એમ પ્રતીત થાય છે કે આ આખ્યાનોનો હેતુ કેવળ લોકરંજન કે હલકો હાસ્યવિનોદ નથી. હાસ્યવિનોદ છે, લોકરંજન પણ છે, પણ સાથે, મહાત્માજીએ સૂચવ્યું તેમ, સાહિત્ય લોકોને સમજાય એવી સરળ રીતે ગંભીર વિચારો મૂકી ગયું. ગંભીર વિચારો સમગ્ર રીતે, ધ્વનિ રૂપે અને છૂટી-છવાઇ પંક્તિઓ રૂપે રજૂ થયેલા છે. આખ્યાનની અંદર પ્રસંગોપાત્ત અમુક વિચારો સચોટ રીતે સૂત્રાત્મક શૈલીએ ગોઠવી દેવામાં આવ્યા છે. દાખલા તરીકે-

માગી-ત્રાગી શણગાર સજે,
એ કહો કેટલા દિ' ચાલે ?

આખ્યાનની રજુઆતમાં અને લેખનમાં આવી વિચારકણિકાઓ, સૂત્રાત્મક શૈલીએ લખાયેલી-વેરાયેલી હોય છે. એ ઉપરાંત ઉપમાઓ અને ચોટદાર દૃષ્ટાંતો વક્તવ્યને સ્પષ્ટ કરવામાં ઘણાં ઉપકારક અને અસરકારક નીવડે છે. શ્રી માણેક કવિ છે એ આ આખ્યાન છંદમાં લખ્યું છે એ ઉપરાંત એમાં આવતી અનેક સુંદર, કવિત્વમય, તો કોઇ વાર અત્યંત ઘરગથ્થુ છતાં સુંદર એવી ઉપમાઓથી સાબિત થાય છે. દલીલો કરતાં દૃષ્ટાંતો, રૂપકો, ઉપમાઓ જરૂર પ્રમાણે નીકળ્યે જ જાય છે.

આભ તણો તણખો નાનો
હિયે બંજી ઘાસની પૂંજી !

અથવા,

આટલો'ક દીવડો ને આવડું અંધારું,
પણ દીવે અન્ધારું દબાય.

કોઇને મળતી નથી; અને કદાચ મળે તો ટકી શક્તિ નથી. આ એક મહાન સત્યની આપણા સમાજના કેટલાક પાંગળા, પરાધીન, પારકી આશા પર જીવનારા લોકોને યાદ આપવાની ખાસ જરૂર હતી. મુક્તિ અરજી કરવાથી નહિ મળે, મુક્તિ યુદ્ધ કરીને જ મળે છે. મુક્તિ હાથ-જોડી, શિર નમાવી, શાસનકર્તાઓ પાસે પૂંછડી પટપટાવ્યે નથી મળતી; પણ ન આપવાની દાનતવાળા લોકોના હાથમાંથી ઝૂંટવી લેવાની હોય છે. આ સત્યની યાદ આપવી જરૂરી હતી અને એ કામ શ્રી. માણેકે પુરાણ–પદ્ધતિથી ચાબુકના ફટકા મારી હસતે મોઢે કર્યું. પણ હજી આ વાતની રજુઆતનો અંત આવ્યો નથી. જો આટલેથી જ શ્રી માણેક અટકી ગયા હોત તો પણ એક સુંદર કૃતિ થાત; પણ એમાં રોગના નિદાન સાથે એનો ઉપચાર ન બતાવ્યો હોત તો કેવળ ફિલસૂફના જેવું અવ્યવહારુ તત્ત્વજ્ઞાન થાત. મુક્તિ કોઈની દીધી મળતી નથી, આપણે જ મેળવવી જોઇએ એ તત્ત્વજ્ઞાનને, શ્રી માણેક, એક જ વાતનો નિર્દેશ કરી એક વ્યવહારુ સક્રિય સત્યમાં ફેરવી નાખે છે. મુક્તિ ચર્ચિલાદિના કરુણાકટાક્ષથી નહિ, પણ મહાત્માજીએ નિર્દેશેલ કર્મયોગના અનુસરણથી જ મળશે એ આ માહાત્મ્યનો ધ્વનિ છે. ભારતને સ્વતંત્ર કરવા એક જ રાજમાર્ગ છે અને તે એ કે મહાત્માજીને અનુસરો, મહાત્માજી કહે તેમ કરો. હવે આમાં શ્રી માણેકને મહાત્માજીના કર્મયોગમાં કહી એટલી અચળ શ્રદ્ધા હોય કે નહિ (શ્રી માણેક ખાદી પહેરે છે, એકથી વધારે વાર જેલમાં જઇ આવ્યા છે–રાજદ્વારી ગુના માટે જ–વગેરે) છતાં હિંદુસ્તાનના આમવર્ગને મહાત્માજીના નેતૃત્વમાં આટલી અચળ શ્રદ્ધા છે જ એના પ્રતીકરૂપે પણ એક કુશળ પત્રકાર તરીકે એણે એ વિચાર અંતમાં દાખલ કર્યો. આખ્યાનમાં દાખલ કરેલા ધ્વનિમાં શ્રી માણેકે રચનાત્મક સૂચનો દાખલ કર્યાં છે કારણ, આ રીતે જ હિંદુસ્તાનની આમજનતા ગુલામી મનોવૃત્તિ અને પરવશતા, છોડી સ્વાશ્રયી થશે. બંગાળના રસ્તાઓ ઉપર અસંખ્ય સ્ત્રીપુરુષો અન્નના અભાવે, પેટના ખાડામાં માથું નાખી, મૂગે મોઢે મૃત્યુનો વિરોધ કર્યા વિના, લાંબા થઈ સદાને માટે સૂઈ ગયાં–એ પરવશતા, એ નિર્વીર્યતા કેટલી

હદ સુધી પહોંચી હશે એનો ખ્યાલ બે ઘડી નિરાંતે બેસી કરવા જેવો છે. 'અન્ન આપો તો ખાશું, સડેલું આપશો તો સડેલું ખાશું, સારું આપશો તો સારું ખાશું, નહિ આપો તો તમને કનડયા વિના અમે મરી જઇશું.' આવી પરાધીનતા, પરાવલંબન માટે રેંટિયાબારસ-માહાત્મ્ય વેળાસર લખાયેલું છે. આખ્યાનની રજુઆત, નિરુપણ બધું સરળ સાદું છે, છતાં આ જટિલ તત્ત્વનું સરળ ભાષ્ય આ આખ્યાન મારફત થઈ ગયું. આથી એમ પ્રતીત થાય છે કે આ આખ્યાનોનો હેતુ કેવળ લોકરંજન કે હલકો હાસ્યવિનોદ નથી. હાસ્યવિનોદ છે, લોકરંજન પણ છે, પણ સાથે, મહાત્માજીએ સૂચવ્યું તેમ, સાહિત્ય લોકોને સમજાય એવી સરળ રીતે ગંભીર વિચારો મૂકી ગયું. ગંભીર વિચારો સમગ્ર રીતે, ધ્વનિ રૂપે અને છૂટી-છવાઇ પંક્તિઓ રૂપે રજૂ થયેલા છે. આખ્યાનની અંદર પ્રસંગોપાત્ત અમુક વિચારો સચોટ રીતે સૂત્રાત્મક શૈલીએ ગોઠવી દેવામાં આવ્યા છે. દાખલા તરીકે-

આગી-ત્રાગી શણગાર સજે,
એ કહો કેટલા દિ' ચાલે ?

આખ્યાનની રજુઆતમાં અને લેખનમાં આવી વિચારકણિકાઓ, સૂત્રાત્મક શૈલીએ લખાયેલી-વેરાયેલી હોય છે. એ ઉપરાંત ઉપમાઓ અને ચોટદાર દૃષ્ટાંતો વક્તવ્યને સ્પષ્ટ કરવામાં ઘણાં ઉપકારક અને અસરકારક નીવડે છે. શ્રી માણેક કવિ છે એ આ આખ્યાન છંદમાં લખ્યું છે એ ઉપરાંત એમાં આવતી અનેક સુંદર, કવિત્વમય, તો કોઈ વાર અત્યંત ઘરગથ્થુ છતાં સુંદર એવી ઉપમાઓથી સાબિત થાય છે. દલીલો કરતાં દૃષ્ટાંતો, રૂપકો, ઉપમાઓ જરૂર પ્રમાણે નીકળ્યે જ જાય છે..

આભ તણો તણખો નાનો
હિયે ગંજી ઘાસની ફૂંકી !

અથવા,

આટલો'ક દીવડો ને આવડું અંધારું,
પણ દીવે અન્ધારું દબાય.

આમાં ઈંડાનો પ્રાસ અણધારી રીતે છેક મીંડાને જઈને મળ્યો, એમાં હાસ્ય તો છે જ; છતાં ય બન્ને શબ્દોના અર્થો પણ બરાબર બંધ બેસતા છે. ઊલટાના ઘરગથ્થુ વાકયપ્રયોગ જેવા હોઈ વધુ ચોટ ઉત્પન્ન કરે છે.

અનુકમ્પા નહિ, નહિ આર્દ્રતા, નહિ અકબંધ ઊર્મિનું તંત્ર,
ત્હોય ઊંચે બેસણે બેસી હાંકયે રાખે-ગુરુ, આ તે કેવું બખડજંત્ર !

આ બે પંક્તિઓની અંદર શ્રી માણેકની ઘણી લાક્ષણિકતાઓ છે. પહેલી પંક્તિમાં કાંઈક વધારે અઘરા શબ્દો વપરાઈ ગયા એનું જાણે ભાન થઈ આવતાં બીજી લીટીમાં છેક કાઠિયાવાડી 'હાંકયે રાખે'માં ઊતરી પડયા અને છેવટે એ બધી વાત તંત્રનો પ્રાસ તદ્દન તળપદા બખડજંત્રથી મેળવી હસવામાં ભુલાવી દીધી.

જ્યાં પ્રાજ્ઞો પગ દેતાં કંપે
ત્યાં મૂરખ ધસે ધરાર;
એ કહેવત પર આપે શું કદી
કર્યો નથી વિચાર ?

આમાં ધરાર અને વિચારની પ્રાસની ગમ્મત ઉપરાંત શ્રી. માણેકે । સુવિખ્યાત અંગ્રેજી સુભાષિતનો ગૂજરાતી તરજૂમો કર્યો છે Fools ush in where angels fear to tread.

મને ખાતરી છે કે આપણા કેટલાક કવિઓના હાથમાં આ સુભા-ત આવી પડયું હોત અને એનું એમણે ગૂજરાતીમાં ભાષાંતર કર્યું હોત સામાન્ય વાચક માટે એ ભાષાંતર કરતાં મૂળ અંગ્રેજી જ સમજવું હેલું થઈ પડત ! પણ શ્રી માણેકે એને કેટલી સાદી અને સરળ રીતે ાંય વિચારને અકબંધ જાળવી રાખીને ગૂજરાતીમાં ઉતારી લીધું છે !

રેંટિયાબારસનો ધ્વનિ રાજકારણ તત્ત્વજ્ઞાન હતું તો બીજું આખ્યાન ભુના ચોરો'માં શ્રી માણેકની વૈવિધ્યપૂર્ણ દષ્ટિ ધર્મ-વિચાર તરફ વળે પ્રભુ પ્રત્યેનો શ્રી માણેકનો 'પક્ષપાત' ઘણા લોકોને એના એક કાવ્ય રેનાં લોચનિયાં દીઠાં' ઉપરથી જાણીતો હશે ! શ્રી માણેકના કાવ્યસંગ્રહ

'આલબેલ'માં આવાં પ્રભુ'ભક્તિ'નાં ઘણાં કાવ્યો છે જેમાં અંધશ્રદ્ધાળુઓને શ્રી માણેક નાસ્તિક હોય એવું લાગ્યું છે. કારણકે શ્રી માણેકે એમ કહ્યું કે એક દિવસ હવેલીમાં છપ્પનભોગનાં દર્શન કરવા લોકોની ઠઠ જામી હતી. ભૂખ્યાઅધભૂખ્યા ભક્તોની ભૂખી આંખો છપ્પન ભોગ ઉપર ચોંટી હતી. ભક્તો ભૂખે મરે છે અને જે ભગવાનને એ છપ્પન ભોગનો એક કણ પણ ખપે એમ નથી એની પાસે આ અન્નનો ડુંગર ખડકયો છે એ જોઈ હરિના લોચનમાં પાણી આવ્યાં ! શ્રી માણેક ઈશ્વરમાં માને છે કે નહિ એ ચર્ચા મેં માણેક જોડે કરી નથી; કદાચ કરવા ધારું તોય, 'ઇશ્વરની વ્યાખ્યા આપો, પછી હું ઇશ્વરને માનું છું કે નહિ એ કહું' એવો અલંઘ્ય પહાડ વચ્ચે ઊભો કરી એ ચર્ચા બંધ કરી દે. કાંઈ નહિ તોય, આસ્તિકો પણ, એટલું તો જરૂર કહેશે કે શ્રી માણેક ઇશ્વરને પ્રેમથી નહિ તો વેરભાવે પણ ભજે છે તો ખરા જ ! પણ, શ્રી માણેકના પ્રહારો ધર્મ કે ઇશ્વર ઉપર નથી હોતા, પણ ધર્મના નામે ચાલતા પાખંડ ઉપર ને ભગવાનને નામે મોજ ઉડાવતા પાખંડીઓ ઉપર હોય છે. શ્રી માણેકની કવિતા અને આ આખ્યાનો વાચનારના મનમાં એવી ભ્રાન્તિ થાય કે એ ભગવાનને પણ છોડતા નથી અને આ માણસ તો ભગવાનની પણ ઠેકડી કરે છે એવો ઉપરછલ્લો ભાસ થાય.

અરાજક થયું જગત, દેવ, જાગો હવે !

જગતમાં અંધાધૂંધી, અરાજકતા વ્યાપી ગઈ. ગીતામાં અર્જુન સમક્ષ વચન આપેલું કે જગતમાં જ્યારે અસત્ય અને અરાજકતા વ્યાપે છે ત્યારે 'સંભવામિ યુગે યુગે'–ત્યારે અસત્યનો અને અરાજકતાનો નાશ કરવા પ્રભુ યુગે યુગે અવતાર લ્યે છે. શ્રી માણેક ઇશ્વરને પડકાર કરે છે કે જગતમાં હવે પાછી અરાજકતા વધી પડી છે અને હે દેવ, તમે નિરાંતે ઊંઘ્યા કરો છો–હવે જાગો !

આમાં કોઇ અંધશ્રદ્ધાળુને કે તિલકધારીને પ્રભુની ઠેકડીનો અવાજ સંભળાય તો એ માટે અલબત્ત, શ્રી માણેક જવાબદાર નથી. શ્રી માણેક ધતિંગને, પાખંડને, અંધશ્રદ્ધાને અને આંધળી ભક્તિને માનતા નથી.

શ્રી માણેકનાં આ મંતવ્યો એના કાવ્યોના વાચકો પાસે સ્પષ્ટ હતાં જ, પણ આખ્યાનોના વાચકોના સદ્‌ભાગ્યે થોડા વખત પહેલાં એક એવી સત્ય ઘટના બની અને એ સમાચારો છાપાંઓમાં પણ છપાયા કે શ્રી સ્વામીનારાયણના મંદિર પરથી કોઈ સોનાનું ઈંડુ ચોરી ગયું. થોડા દિવસ પછી બીજા સમાચાર પ્રસિદ્ધ થયા કે કચ્છભુજમાં આશાપુરીના મંદિરમાંથી માતાજીના આભૂષણો કોઇ ચોરી ગયું. એવાં તો અણગણ દેવો અને દેવીઓ રોજ લૂંટાતાં હશે. શિવમંદિરનાં કમાડો ઉતારી જવાના, ઠાકોરજીનાં ઘરેણાંઓ ઉતારી જવાના બનાવો દરેક ગામમાં બન્યા હોય છે. એમાંથી ઘણાઓને પ્રશ્ન ઉદ્‌ભવે છે કે જે ભગવાન કે માતાજી પોતાના જ મંદિરોને અને અંગના આભૂષણોને સુદ્ધાં જાળવી શકતા નથી એ ભક્તોની શું રક્ષા કરવાના હતા! શ્રી માણેક આનો લાક્ષણિક ઉત્તર આ આખ્યાન 'પ્રભુતા ચોરો'માં આપે છે. અખબારોમાં પ્રસિદ્ધ થયેલ એક પ્રાસંગિક સત્ય ઘટનાનો આધાર લઈ—કહો કે એને નિમિત્ત બનાવી—સામાજિક તત્ત્વચર્ચા ઉપર ઉતરી પડે છે. સમગ્ર રીતે જોતાં, પ્રભુની ઠેકડી કે ટીકા કરતાં એમનાં કાવ્યોનો ધ્વનિ સામાજિક અન્યાય અને અસમાનતા તરફ કટાક્ષનો જ હોય છે. આટલી ગરીબી, આટલો ભૂખમરો ને ઇશ્વરને છપ્પનભોગ! આટલી ગરીબી, કરોડો નરનારીઓ વસ્ત્ર વિના ટળવળે ને ઇશ્વરને હીરા—માણેકના આભૂષણો! ઇશ્વર કદી એવું ઇચ્છે જ નહિ! ધર્મની એવી આજ્ઞા હોય જ નહિ! એ તો ધર્મ અને ઇશ્વરના નામે પાખંડીઓ પોતાનું ઘર ભરે છે! ઇશ્વરને પણ વેચી ખાઇ જાય એવા એમના પૂજારીઓ (દેવ—મંદિરમાં થયેલી ચોરીઓમાં કેટલી બધી વખત પૂજારી જ ખરો ચોર નીકળી પડતો નથી?) ધંધાની દૃષ્ટિએ ઇશ્વરનો અને ધર્મનો ઉપયોગ કરે છે એના ઉપર શ્રી માણેકનો રોષ છે. આ રીતે જોતાં શ્રી માણેકનું દૃષ્ટિબિંદુ 'મૂર્તિભંજક' કહેવાય, ધર્મ પ્રત્યેનું એનું વલણ બળવાખોર કહેવાય. ઇશ્વર જાણે મહિમા ગાવા માટે, પ્રાર્થનાની માળા લટકાવવા માટેની એક ખીંટી હોય એમ જુનવાણી કવિઓ એનો આંધળો મહિમા ગાય છે. ધર્મના આડંબર અને ચલણી

અંધશ્રદ્ધાના દુશ્મન શ્રી માણેકને અખબારમાં પ્રસિદ્ધ થયેલ દેવમંદિરની ચોરીમાં એક રહસ્ય મળ્યું અને એ એણે આખ્યાન દ્વારા જનતા આગળ રજૂ કર્યું. બીજાં આખ્યાનોના મુકાબલે આ આખ્યાનમાં શ્રી માણેકની કવિત્વશક્તિને વધુ અવકાશ મળ્યો છે, એથી જ છાપાં માટે લખેલું આ 'અડધું' સાહિત્ય, સ્થળે સ્થળે પૂર્ણ સાહિત્ય બની જાય છે. આખ્યાનની વસ્તુસંકલના ઘણી ખૂબીથી કરેલી છે. પહેલા ભાગમાં વસ્તુની રજુઆત. બીજામાં એની છણાવટ, અને ત્રીજામાં એનો નિકાલ–એમ વ્યવસ્થિત ગૂંથણીથી આ આખ્યાન દીપી ઊઠે છે. પહેલાં સહજ સ્વાભાવિક શંકા થાય છે,

ભૂજની આશાપુરી અંબા,
ધોળે દિ'એ લૂંટાણી,
ભક્તોની શેં આશા પૂરે જ્યાં
એની જ આંખે પાણી !

સ્વામીનારાયણના મંદિર પરથી સોનાનું ઈંડું ગયું, પારસનાથનાં આભૂષણો ગયાં, છતાં

શાસ્ત્ર ભાખે : હરિ રક્ષા કરે સૌની
એ હવે કેમ મનાય ?

બીજાં આખ્યાનોની સરખામણીએ આ આખ્યાનનું વસ્તુ પાતળું અને જૂજ છે પણ સાથે બીજાં કરતાં વિશેષ જટિલ છે–તાત્કાળિક રીતે જટિલ તો ખરું જ પણ વિષય એટલો નાજૂક છે કે ધાર્મિક ભારતની ધાર્મિક ભાવના રખેને અણધાર્યાં દુભાય જાય એવો પણ ડગલે ને પગલે ભય ખરો, એટલે આ નાજૂક અને જટિલ પ્રશ્નની સાવજત વિશેષ ચાતુરી માગી લે છે. વસ્તુને લંબાણ અને સ્પષ્ટતા આપવા શ્રી માણેકે આખ્યાનોમાં એક બીજું, કાકભૂષંડીનું ઉપાખ્યાન પણ કહી નાખ્યું, અને આખરે લક્ષ્ય ઉપર આવવા ધડાકો કર્યો,

કાકભૂષંડી, તમે માનો કે ન માનો,
પણ વૈકુંઠે છે સામ્યવાદ !

કાકભૂષંડીને શું થયું એ કવિએ આપણને નથી કહ્યું, પણ વાચકની પણ કાંઇક અંશે કાકભૂષંડી જેવી જ સ્થિતિ છે ને વાચકને થાય છે કે શ્રી માણેક—

આજે લહેર છે તેથી,
ટાઢા-પહોરના હીંકે જાય !

વૈકુંઠમાં સામ્યવાદ હતો એ એક નંબરનો ધડાકો થયો, પણ સાથે કટાક્ષનું વજ્ર એવા કેટલાક સનાતનીઓ ઉપર પડયું કે જે માનતા હોય છે કે દુનિયામાં એવું કાંઈ નથી જે હિંદુસ્તાનમાં પહેલાં ન હોય ! એવા લોકો હજી પણ વ્યાસપીઠ ધ્રૂજાવી નાખી કહે છે કે 'આ યુરોપ—અમેરિકાના લોકો ગર્વ કરે છે કે એણે વિમાનની શોધ કરી, પણ અમારા રામ આજથી બે હજાર વર્ષો પહેલાં પુષ્પક વિમાનમાં બેસી અયોધ્યા પધાર્યા હતા !' સાચે જ, શ્રોતાજનોની તાળીઓનો ગડગડાટ સંભળાશે. એ જ રીતે ખગોળશાસ્ત્ર, રસાયણ, વૈદક, કળા, સાહિત્ય બધામાં હિંદુસ્તાન સૌથી પહેલું હતું માટે હવે હિંદુસ્તાનને કોઇની પાસેથી કાંઈ શીખવા જેવું છે જ નહિ ! આવા ભારત—પ્રેમીઓ ઉપર શ્રી માણેક મીઠી મશ્કરી કરી કહે છે કે સમાજ-વાદ રશિયામાં જન્મ્યો ત્યારપહેલાં વૈકુંઠમાં હતો ! વાચકને રખેને શંકા ઉત્પન્ન થાય,

ત્રેતાયુગ કેરી કથા કહો છો આપ,
જવ થયો'તો રામાવતાર,
ગરુડને મોંએ સામ્યવાદ—ચર્ચા
કેમ ગળે ઊતરે લગાર ?

આ વાત જો ગળે ન ઊતરે તો એનો ખુલાસો સાંભળો,

કાર્લમાર્ક્સ કલિયુગે ઊતર્યો તે પહેલાં,
વૈકુંઠે હતો એનો વાસો !

અને

વૈકુંઠ—વ્યવસ્થા જોઇને જ તેણે
રચ્યો પોતાનો સામ્યવાદ.

હવે શ્રી માણેકનું દૃષ્ટિબિંદુ સમજવું મુશ્કેલ નહિ પડે. ખરી ધર્મભાવના કઈ? દેવમંદિરે જઈ દર્શન કરવાં, કે છપ્પન ભોગ ધરવા, કે વૈકુંઠ જેવી વ્યવસ્થા કરી લોકોને સુખી કરવાં? વૈકુંઠ એટલે શું? વૈકુંઠ મુમુક્ષોઓની સ્વર્ગની મુસાફરી તરફ જવાનું કોઈ સ્ટેશન નથી. વૈકુંઠ એક ભાવના છે—જ્યાં કોઈ ને અન્નવસ્ત્ર આદિ દુઃખ નથી: પછી એને વૈકુંઠ કહો કે સમાજવાદ કહો! શ્રી માણેકની દૃષ્ટિએ સમાજવાદ એ જ ખરો ધર્મ, અને ખરી ધાર્મિકતા એટલે જ સમાજવાદ. જ્યાં નાના-મોટા, ગરીબ-તવંગરનો ભેદ ન હોય, જ્યાં શોષણ ન હોય, જ્યાં દુઃખ, અન્યાય, અસમાનતા, જુલમ ન હોય. આ જ પ્રશ્નની વધુ છણાવટ શ્રી માણેકે ફરી એક બીજા આખ્યાન "વિષ્ણુ-પત્રકાર સંવાદ"માં લંબાણથી કરી છે, જેમાં વૈકુંઠના નામે શ્રી માણેકની દૃષ્ટિએ 'આદર્શ રાજ્ય' કોને કહેવાય એની ભાવના એણે રજૂ કરી છે. આ ચર્ચામાં શ્રી માણેકની ગરીબ, પીડત, અને શોષિત જનતા તરફથી સહાનુભૂતિ, હમદર્દી સ્પષ્ટ દેખાય છે.

"ભક્તોને વીંટવા ચીથરું ન સાંપડે, ને ભૂષણ શે પહેરે ભગવાન!
કણકણ માટે મરે અહોરાત હજારો ત્યાં પ્રભુ શે આરોગે પકવાન?"

હજી પણ સમાજરચના, સામાજિક અન્યાયો અને દરિદ્રોના દુઃખ જોઈ ક્રોધની જ્વાળ વધુ ભભૂકી ઊઠે છે અને વાણીમાં કોઈ અજબ જોસ પ્રતીત થાય છે,

કંગાળોના કૂબાઓની ખીંતો ભાંગેલી,
સૂરજ ચંદર જેવડાં ખીંટાં,
સ્વામીનારાયણના શિખર ઉપર,
પછી શે સોહે કંચનનાં ઈંડાં!

માણસનું ઊર્મિતંત્ર એવું હોય છે કે કોઈપણ ઊર્મિના પ્રબળ ઉશ્કેરાટથી માણસની વાણી આપોઆપ કવિત્વમય અને લયમય બની જાય છે—પછી ભલે એ ઊર્મિ હોય પ્રેમ, ધિક્કાર કે ક્રોધની. પ્રબળ લાગણીઓ હોય તો ભાષા આપોઆપ પ્રબળ બની જાય છે એનું આ ઉત્તમ દૃષ્ટાંત છે. કારણ, જુસ્સાદાર વાણી ઉપરાંત આમાં અનાયાસે કવિત્વમય કલ્પના

પણ કેટલી સુંદર આવી ગઈ—ગરીબના કુબાઓમાં સૂરજચંદર જેવડાં છીંડાં છે!

દેવને કે દેવીઓને આ પસંદ નથી જ, ન હોઈ શકે. ધાનવિહોણાં છૈયાં કેરાં મુશકાં સાંભળી અંબા માતાની આંતરડી પણ બળે છે, અને બીજી બાજુએ, અનાડીઓ શિશુઓના ધાવણ લૂંટી માતાની મૂર્તિને કંચનથી મઢે છે!

આ અધર્મ, આ પાખંડ ભગવાન લાંબો વખત નહિ સાંખી લ્યે એની લેખક ચેતવણી આપે છે. દેવમંદિરોમાંથી ચોરી થાય છે ત્યારે પ્રભુ પોતે પોતાનું રક્ષણ કરવા અસમર્થ છે એમ નહિ, પણ પ્રભુ જ પોતાને હાથે એમ થવા દે છે અને પાખંડીઓને ચેતવણી આપે છે કે 'રેશમી વસ્ત્રો ને હેમ આભૂષણો દેવને દીઠાં પણ ગમતાં નથી; ભૂષણો ભડકા જેવા લાગે છે અને આરસમંદિરો અગન જેવાં લાગે છે.' માટે જ પ્રભુ બેપરવા થઈ બેઠા છે અને ગરીબોને હાથે લૂંટાય છે.

ચેતે તેને કાળફેરી ચેતવણી આપે છે
પોતે શ્રી દીનાનાથ!

આખ્યાનનો ધ્વનિ જેટલો મૌલિક તેટલો જ અર્થગંભીર છે. છતાં ક્યાંય સમાજવાદનો ઝંડો ફરકાવી, લેખક સમાજવાદનો પ્રચાર કરતાં હોય એમ લાગતું નથી.

ત્રીજું આખ્યાન 'આઠવલે આખ્યાન.' મુંબઈની કોઈ એક ગલીમાં એક મરેલાં બાળકનો દેહ પોલીસને હાથ લાગે છે. પંચક્યાસ દરમ્યાન, કોરોનર આઠવલે, 'આ પાપનું પરિણામ' એવા શબ્દો ઉચ્ચારે છે. આટલું જ આ આખ્યાનનું મૂળ. શ્રી માણેકના લખાણમાં વિવિધતા ભરી છેઃ રાજકારણ, ધર્મ, અને હવે એ એક આસંગિક વ્યક્તિ અને બનાવ ઉપર પોતાની કલમ ચલાવે છે. આ ત્રીજો પ્રકાર સાહિત્યદૃષ્ટિએ નબળો કહેવાય—ગુણની દૃષ્ટિએ નહિ, પણ આયુષ્યની દૃષ્ટિએ. કારણ, શ્રી આઠવલે એકસો ને એક વર્ષ જીવજો, પણ એની આંખ મીંચાય, પછી

થોડા વર્ષ કેટલા લોકોને યાદ હશે કે આઠવલે એ કોણ? પ્રાસંગિક બનાવ કે વ્યક્તિ ઉપર રચાયેલી કૃતિની ખામી એ જ છે કે જેના ઉપર એ કૃતિ લખાયેલી હોય એ વ્યક્તિ કે વસ્તુ ભુલાઈ એટલે એ કૃતિની કિંમત શું? પ્રાસંગિક કુતૂહલ નષ્ટ થતાં એ કૃતિ પણ નષ્ટ થાય છે. સમાચારોની દુનિયામાં જ્યાં સવારનું રાંધેલું, ચાર વાગતાં તો કોઇ સુંઘે પણ નહિ એવા પ્રાસંગિક બનાવોમાંથી શ્રી માણેક આટલું કાળના મોઢામાંથી બચાવી શકયા એ ધન્યવાદને પાત્ર છે. કારણ, શ્રી માણેક હંમેશ કહે છે એમ પ્રાસંગિકને નિમિત્ત બનાવી એને માનવસ્વભાવના સનાતન સત્યો તરફ વસ્તુને વાળી લ્યે છે. બીજા આખ્યાનો જેવી જ ચટકદાર શૈલીમાં લખાયેલું આ આખ્યાન એક વ્યક્તિગત હુમલો નથી બની જતો. જો એમ હોત તો શ્રી આઠવલેએ બદનામીનો કેસ કર્યો હોત એ તો ઠીક, પણ એમાં કળાનો છાંટો પણ રહેત નહિ. આ આખ્યાનની વિશિષ્ટતા એ છે કે આમાં શ્રી માણેકના હાસ્યરસના વિવિધ પ્રકારો બહાર આવે છે. આઠવલેની પીઠ પર પહેલા જ કઠાક્ષનો ચાબૂક વીંઝાયો,

એને અંતર ભ્રાન્તિ મોટી
દષ્ટા નિજને ગણતો !

પછી આ વક્રોક્તિ,

એક યોગ્યતા અચૂક એની
નિયમિત ગ્રહે પગાર

કટાક્ષ એથી પણ તીક્ષ્ણ અને વિસ્તૃત બને છે.

રાવબહાદુરો સમજે એવી
રખાય ક્યાંથી આશા !

મૃત બાળકનો દેહ જોઈ એ પાપનું પરિણામ છે એવા ઉદ્‌ગાર કાઢનારને જ્યારે લેખક પોતાની દર્દમય વાણીમાં એ બાળકની કોઇ અભાગી માતાની સ્થિતિનું વર્ણન કરી બતાવે છે ત્યારે અંગ્રેજી કવિતાના વાચકોને ટોમસ હૂડની એક તરુણ વેશ્યા ઉપરની કવિતા જરૂર યાદ આવશે. આ પાપનું પરિણામ નથી, પણ જુઠ્ઠી સામાજિક રૂઢિઓનું

અને ખુદ ભગવાનને શંકા જાય છે કે

મુંબાપુરીની કો માનિનીએ આને માયા છે મોહનાં બાણ
તે વિના સામના ગાન ગાનારની શેં પલટાયે વાણ!

એટલે શ્રીકૃષ્ણ નારદને સલાહ આપે છે કે "હું તો કહેતો હતો કે પરણી લેવામાં સાર—આ ભયસ્થાન ભાળીને જ, મે તો સંઘરી સોળ હજાર!" શ્રી માણેકના હાસ્યફટકામાં આખા પુસ્તકમાં જો સૌથી તેજસ્વી ફટકો હોય તો મારે મન આ ફટકો છે—એ હાસ્યનો ફટકો કેટલો અણધાર્યો, કેટલો ચોટદાર, કેટલો મૌલિક છે! શ્રીકૃષ્ણે સોળ હજાર પત્નીઓ કેમ કરી એના પર આ એક મૌલિક પ્રકાશ ફેંકાયો!

ત્યારપછી દરેક પુરુષવાચકને મજા પડે એવું સ્ત્રી વિરોધી કટાક્ષમય લખાણ આવે છે—જેનો એક હલકો પ્રકાર "મુંબઈની શેઠાણી" રૂપે ગીતોમાં ઉતારવામાં આવ્યો હતો—કે ગામડાંમાં હતી ત્યારે તો છાણ-વાસીદું, પાણી વગેરે ઢસરડા કરતી પણ મુંબઈમાં આવી પાણીનો લોટો પણ ન ઉપાડે એવી શેઠાણી બની જાય છે. આવા પ્રકારનો કટાક્ષ ગમ્મતદાર, હાસ્યદૃષ્ટિએ સફળ બને છે ખરો, પણ આને ઉત્તમ પ્રકારનો હાસ્યરસ ન કહી શકાય, કારણકે એમાં રસ મુખ્યત્વે કરીને નિંદાનો છે. બહુ ફાટી ગયેલી સ્ત્રીઓને હવે પાછું ગામડે જઇ વૈતરું કરવું પડશે અને ત્યારે જ એની સાન ઠેકાણે આવશે. જાણે હિટલરે યુદ્ધ પણ કેવળ આ એક હેતુથી શરૂ કર્યું હોય! શ્રીકૃષ્ણે પુરુષોનો પક્ષ લેવા જતાં, સવળું કરતાં અવળું પડયું. સત્યભામા તાડુકી ઊઠયાં. લેખક બીજો એક પ્રસંગોચિત સુંદર કટાક્ષ કરે છે કે 'જેને જગતમાં કોઈ નવ પહોંચે તેને પહોંચે ઘરની વામાજી."

શ્રી માણેકની શૈલી નેતરની લાકડી જેવી સ્થિતિસ્થાપક હોઈ ઘડીમાં રુક્ષ, ઘડીમાં સુકુમાર બની શકે છે. સત્યભામા રોષે ભરાયાં છે એટલે અહીંથી શ્રી માણેકની શૈલી પણ ફરી અને વાણી રોષની રુક્ષતા ધારણ કરી બરછટ, તોછડી અને ઉગ્ર બને છે.

હાંઉ કરો, હરિ
ઘણી વગોવી વામઃ
ત્રિકાળને તરબેટે કર્યું તમે
પુરુષ–બુદ્ધિનું લીલામ !

સત્યભામા સ્ત્રીજાતિનું દૃષ્ટિબિંદુ રજૂ કરે છે અને કહે છે કે પુરુષ જ હૂંપદકેરું પૂતળું છે, નારી તો બિચારી છાયા છે.

આકું વેંતરાઇ ગયું એમ જોઈ શ્રીકૃષ્ણ વાત વાળી લેવા સ્ત્રીજાતિના બહોળા અનુભવનો ટેકો લઇ સત્યભામાને સમજાવવા પ્રયત્ન કરે છે અને જાણે છે કે એમાં એક જ યુક્તિ સફળ થઈ શકે અને તે પ્રશસ્તિ અને શરણે જવું તે !

ચૌદ ભુવનનો ભર્તા કહાઉં,
સચરાચરનો નાથ,
પણ અસ્ત્રી, તમે જાણો એ મારું
હૈયું તમારે હાથ !

આ સાંભળી જો સત્યભામા રીઝે નહિ તો સત્યભામા સ્ત્રી નહિ. ત્રણ લોકનો નાથ, અશરણનું શરણ, પત્નીનું શરણ માગે છે એ પરિસ્થિતિમાં પણ લેખક સૂક્ષ્મ હાસ્યદૃષ્ટિ દેખાડી છે.

ઇન્દ્ર ને બ્રહ્મા ને તેત્રિસ કોટિ
સૌ મારે આધીનઃ
તમ પાસે હું, પ્રેમદા કેવો
બની જાઉં છું દીન !

શાણા વાચકો નારદની જેમ સમજી ગયા કે પ્રભુએ નાખ્યો ખુશામતનો પાસો અને સફળ થયા ! આખરમાં સત્યભામા શ્રીકૃષ્ણને કહે છે કે મુંબાઈ આગળ જેવું બનાવી દો અને નંદનવન સમી એ નગરીમાં ભલે ફરી ઊડે ઘી–કેળાં !

શ્રી માણેકના મોઢે સ્ત્રી, પુરુષ, કૃષ્ણ, સત્યભામા અને નારદજીની આટલી ઠેકડી થઇ એથી કોઈ સંવેદનશીલ વાચકને આઘાત થઈ આવે

કારણ, સામાજિક, ધાર્મિક કે પૌરાણિક—બધામાં એ નવો દષ્ટિકોણ દાખલ કરે છે. એક પ્રખ્યાત અંગ્રેજ લેખકે બીજા લેખક માટે કહેલું તે શ્રી માણેકને પણ લાગુ પાડી શકાય "He touches nothing which he does not adorn" જેને એ સ્પર્શે છે એને એ સુંદર સુવર્ણમય—બનાવી દે છે. વાચકની દષ્ટિથી પણ લાભ છે. વાચકને પણ કાંઈ નવું જોઈ થાય છે કે ચાલો બે ઘડી ગમ્મત આવશે. જોઈએ તો ખરા, શું છે!

બીજાં આખ્યાનો કરતાં આ આખ્યાનની સાહિત્યદષ્ટિએ સૌથી વધારે આવરદા અને યોગ્યતા છે. કારણ, આમાં પ્રાસંગિક એવું કાંઈ નથી. શ્રી માણેકની કવિત્વ શક્તિને પણ ક્ષેત્ર મળ્યું છે:

શરદ – પૂનમની ચાંદની,
તું છેટી રે'જે બહેન,
છેટે, મલયના વાયરા
તું રખે ચડાવે ઘેન!

પિંગળશાસ્ત્ર, કાવ્યપ્રકાશ વાંચી તૈયાર થયેલા કવિની આ વાણી નહિ, પણ કુદરતના ખોળે માથું રાખી સૂઈ આકાશ જોતા નિસર્ગના એક કવિની આ વાણી છે. શ્રી માણેકના આખ્યાનોની નિરુપણપદ્ધતિ કાંઇક આવી છે: પહેલાં વાતાવરણ ઊભું કરે છે, પછી પરિસ્થિતિ સ્પષ્ટ થાય છે, પછી પાત્રો દાખલ થાય છે, પછી એનો નાટ્યતત્ત્વમય ઉપાડ થાય છે. આ આખ્યાનમાં, કામદેવ ફરિયાદ કરે છે કે કળયુગના લોકો

પ્રાતઃકાળે પ્રેમ કરે ને
કોર્ટે ચડે રાતો રાત!

અને બે જીવ પ્રેમમાં પડે ત્યારે

નાત જુએ નવ જાત જુએ, પણ
એનો નહિ કૈં વાંધો:
જોતાં હોય ફક્ત કે કેવો
છે નિજ દેહનો બાંધો!

આથી સ્પષ્ટ થાય છે કે શ્રી માણેકની પ્રેમ, લગ્ન, સમાજ વગેરેની વિચારસરણી રૂઢિથી અવળી છે. નાતજાત ન જુએ એનો વાંધો નથી, પણ શરીરનો બાંધો તો જુએ એ તો સહજ બુદ્ધિ છે. ત્યાર પછી શ્રી માણેક પ્રેમની હળવા હાથની મીમાંસા કરે છે: કળિયુગનો પ્રેમ ક્ષણિક છે, છીછરો છે, "કામ ગયો, પણ રહી કામની છાયા."

એકંદરે બરાબર જમાવટ ન થઈ. કાંઇ બીજાં આખ્યાનોમાં આવે છે એવો ચમત્કૃતિભર્યો ઊથલો કે નિકાલ ન આવ્યો. સુંદર શરુઆત પછી પરાકાષ્ટા એવી સુંદર ન આવી અને સમાધાનનો ભાગ સંતોષકારક ન નીવડયો. કારણ, બીજા આખ્યાનોના હિસાબે આ આખ્યાનમાં વાર્તાનો પ્રવાહ કે પ્રગતિ નથી–કેવળ એક નવીન દૃષ્ટિકોણની કટાક્ષમય રજુઆત છે.

આ પુસ્તકમાંનું છેલ્લું આખ્યાન ફરી રાજકારણ ઉપર આપણને લઈ જાય છે. પણ આ વખતે કોઈ તત્ત્વચર્ચા નહિ કરતાં, આધુનિક યુગની એક મહાન વિભૂતિ ઉપર રચાયેલું આખ્યાન છે. વૈશંપાયનને સ્ટેલિનના અંતિમ વિજયમાં અટલ શ્રદ્ધા છે (જે શ્રદ્ધા આ આખ્યાન લખાયા પછી સોએ ટકા-સફળ થઈ છે.) પરંતુ છાપાંવાળા રોજ હિટલરની આગેકૂચના સમાચારો આપ્યે જાય છે. પ્રાસંગિક વસ્તુ ઉપર કળાનું ચણતર કરવું કેટલું જોખમી છે એની સાબિતી આ આખ્યાન આપશે. આ આખ્યાન લખાયું ત્યારે હિટલરની સેના રશિયાની અંદર આગેકૂચ કરતી હતી અને જનમેજયની માફક અનેક વ્યક્તિઓ ચોટામાં બેસી ઉઘાડા વાંસે તડાકા કરતી હતી કે થોડા વખતમાં રશિયાના ભુક્કા ઊડી જશે. પણ આ આખ્યાન લખાયું ત્યાર પછી પરિસ્થિતિ કેટલી પલટી ગઈ છે! હિટલરને રશિયામાંથી હાંકી છેક એના ઘર સુધી પાછો વાળી આવવામાં આવ્યો છે! સદ્‌ભાગ્યે આ આખ્યાન અત્યારે વાંચીએ તો પણ એટલો જ હાસ્યવિનોદ ઉપજાવે છે. વૈશંપાયન રશિયાના ગામો, લડાઇના કલાકે કલાકના તાજા સમાચારો જાણે રોજ છાપું વાંચી જાણતા હોય એવા સમય વ્યૂહમાંથી હાસ્ય ઉત્પન્ન કરવામાં આવ્યું છે....

# • અનુક્રમ •

યાદ રહેતી નથી, પણ લોકો એને હસાવનારને જલદી ભૂલી શકતા નથી; અને હસતાં હસતાં કહેલું કડવું સત્ય પણ ગંભીરપણે કહેલા મધુર સત્ય કરતાં વધુ સહેલાઇથી યાદ રહે છે. લોકોની રસવૃત્તિ, સંસ્કારિતા અને માણસાઇનું ધોરણ આ આખ્યાનો દ્વારા કંઇક અંશે ઊંચા કરવાનો લેખકનો આશય સફળ થયો છે કે કેમ એમ પ્રશ્ન થાય, તો પણ એટલું કહી શકાય કે આ આખ્યાનોની લોકપ્રિયતા જ એનો જવાબ પૂરો પાડે છે. આ જાતનો સાહિત્યપ્રકાર આપણા સાહિત્યમાં હજી સુધી ખેડાયેલો જોયો નથી. કરુણ ગાન ગાતા જગતમાં હાસ્યરસનું પ્રમાણ એટલું ઓછું છે કે એ દિશામાં થયેલો કોઇ પણ પ્રયાસ આવકારને પાત્ર છે. સામાન્ય રીતે લોકની હાસ્યદૃષ્ટિ, જેટલી કરુણ દૃષ્ટિ કેળવાયેલી છે તેટલી કેળવાયેલી નથી; માટે મોટે ભાગે લોકો ઉચ્ચ પ્રકારના હાસ્યને સમજી શકતા નથી અને કેવળ પ્રહસન, શ્લેષ આદિ હલકા પ્રકારના હાસ્યથી ચલાવી લે છે. જમતી વખતે પાટલે બેસી 'એને પૂરી આપો અને માથે સાંકળ !' એવો શ્લેશ અને પરિણામરૂપ ખડખડ હાસ્ય ન સંભળાય તો એ ગૂજરાતીનું ઘર નહિ. સામાન્ય ગૂજરાતી માણસની હાસ્યદૃષ્ટિ અણકેળવાયેલી છે માટે જ આમ છે. આપણા કંગાળ હાસ્યના સાહિત્યમાં શ્રી માણેક એમના આખ્યાનોથી એક મૂલ્યવાન ફાળો આપે છે અને જો હું રાજા હોઉં તો શેકસપીઅરનાં એક નાટકમાં આવે છે તેમ કહું, "While I am the King of this island, wit shall not go unrewarded"—હું જ્યાંસુધી છું ત્યાંસુધી હસાવનારો માણસ મારા પાસેથી ખાલી હાથે નહિ જાય !

ઉમેદભાઇ મણિયાર

સ્ટેલિન-હિટલર યુદ્ધને બંધબેસતું ઉદાહરણ લેખકે મહાભારતમાંથી બહુ જ યોગ્યતાથી વાપર્યું છે. મહાભારત યુદ્ધ અઢાર દિવસ ચાલ્યું હતું એમાં ઘણા દિવસો કૌરવોનો જ જય થયો, પણ 'આખર જીત્યો તે જ ગણાયે જે જીતે આખી બાજી.'

રશિયા ધર્મને માનતું નથી, માટે ભગવાન રશિયાને મદદ નહિ કરે એવી શંકાના નિવારણમાં વૈશંપાયન કહે છે કે સાચો ધર્મ એક રશિયા જ પાળે છે જ્યાં સામાજિક અન્યાયો નથી, જુલમો નથી ને જ્યાં લોકોને અન્નવસ્ત્રના સાંસા નથી. માટે ભગવાન જરૂર રશિયાની સહાય કરશે. પહેલાં બે આખ્યાનોમાં સમાજવાદનો ઉલ્લેખ અને અહીં સ્ટેલિન અને રશિયામહિમા ગાનમાં શ્રી માણેકનો રશિયા તરફનો પક્ષપાત વધુ સ્પષ્ટ બને છે-એ પક્ષપાત ખરી રીતે જોતાં છે રશિયાની વિચારસરણી અને રાજકીય ફિલસૂફી માટે. બીજી બાજુ આ આખ્યાનમાં લેખકના ધર્મ વિષેના વિચારો જે અન્યત્ર સ્ફુટ થયેલા છે તે ફરી દેખાય છે. સાચો ધર્મ પેલા ખ્રિસ્તીઓ કેવળ દેવળમાં જઈ પ્રાર્થના કરી આવે છે એમાં નથી, પણ સામાજિક ન્યાય અને સમાનતા એ જ સાચો ધર્મ છે. માટે જ કાર્લમાર્કસ સંત છે અને સમાજવાદ એક ધર્મ છે. લેખક પોતાની કળાનો હેતુ શું છે એ કહેતા હોય એમ કહે છે, 'ધર્મ-ધતિંગ અને રાજ્યોનાં ડિંડવાણા-સૌ સામે મંડાયા છે ભારત મહીં ધિંગાણા !' રશિયાનો સમાજવાદ અને ગીતાનો કર્મયોગ એક જ છે એવું સચોટ વિધાન લેખક કરે છે. પ્રભુ નથી મંદિરમાં, મસ્જિદમાં કે તીર્થોમાં; ધર્મની ખરી ભાવના કર્મયોગમાં છે. રશિયાએ એ કર્મયોગ સિદ્ધ કરી બતાવ્યો માટે લેખકને અને જગતને એ દેશ વન્દ્ય હોવો જોઇએ.

સાત આખ્યાનોની આટલી વૈવિધ્યભરી સમૃદ્ધિ લઈ શ્રી માણેક ગંભીર વિષયોને હળવી શૈલીએ લોકભોગ્ય બનાવે છે એમાં ગંભીર વિષયોની ગંભીરતા ઓછી થતી નથી, ઊલટાની હાસ્યરસની સહાયથી એની સિદ્ધિ સરળ અને સુગમ બને છે. લોકોને ગંભીરપણે કહેલી ગંભીર વાતો ઝટ

યાદ રહેતી નથી, પણ લોકો એને હસાવનારને જલદી ભૂલી શકતા નથી; અને હસતાં હસતાં કહેલું કડવું સત્ય પણ ગંભીરપણે કહેલા મધુર સત્ય કરતાં વધુ સહેલાઇથી યાદ રહે છે. લોકોની રસવૃત્તિ, સંસ્કારિતા અને માણસાઇનું ધોરણ આ આખ્યાનો દ્વારા કંઇક અંશે ઊંચા કરવાનો લેખકનો આશય સફળ થયો છે કે કેમ એમ પ્રશ્ન થાય, તો પણ એટલું કહી શકાય કે આ આખ્યાનોની લોકપ્રિયતા જ એનો જવાબ પૂરો પાડે છે. આ જાતનો સાહિત્યપ્રકાર આપણા સાહિત્યમાં હજી સુધી ખેડાયેલો જોયો નથી. કરુણ ગાન ગાતા જગતમાં હાસ્યરસનું પ્રમાણ એટલું ઓછું છે કે એ દિશામાં થયેલો કોઇ પણ પ્રયાસ આવકારને પાત્ર છે. સામાન્ય રીતે લોકની હાસ્યદૃષ્ટિ, જેટલી કરુણ દૃષ્ટિ કેળવાયેલી છે તેટલી કેળવાયેલી નથી; માટે મોટે ભાગે લોકો ઉચ્ચ પ્રકારના હાસ્યને સમજી શકતા નથી અને કેવળ પ્રહસન, શ્લેષ આદિ હલકા પ્રકારના હાસ્યથી ચલાવી લે છે. જમતી વખતે પાટલે બેસી 'એને પૂરી આપો અને માથે સાંકળ !' એવો શ્લેશ અને પરિણામરૂપ ખડખડ હાસ્ય ન સંભળાય તો એ ગૂજરાતીનું ઘર નહિ. સામાન્ય ગૂજરાતી માણસની હાસ્યદૃષ્ટિ અણકેળવાયેલી છે માટે જ આમ છે. આપણા કંગાળ હાસ્યના સાહિત્યમાં શ્રી માણેક એમના આખ્યાનોથી એક મૂલ્યવાન ફાળો આપે છે અને જો હું રાજા હોઉં તો શેકસપીઅરનાં એક નાટકમાં આવે છે તેમ કહું, "While I am the King of this island, wit shall not go unrewarded"–હું જયાંસુધી છું ત્યાંસુધી હસાવનારો માણસ મારા પાસેથી ખાલી હાથે નહિ જાય !

ઉમેદભાઇ મણિયાર

## • અનુક્રમ •

# રેંટિયાબારસ–માહાત્મ્ય

'આટલાંટિક ચાર્ટર' હિંદને લાગુ નથી પડતો એવી જાહેરાત ચર્ચિલને મોંએથી સાંભળતાં વેંત ઋષિઓ શ્રી વિષ્ણુ કને એ બાબત ફરિયાદ કરવા જાય છે. શ્રી વિષ્ણુ તેમનું સાંત્વન કરે છે. મુક્તિ કોઇની દીધી કોઇને મળતી નથી; અને કદાચ મળે પણ, તો તે ટકી શકતી નથી. ચર્ચિલના કરુણાકટાક્ષથી નહિ, પરંતુ પૂ. મહાત્માજીએ નિર્દેશેલ કર્મયોગના અનુસરણથી જ ભારત સ્વાધીન બની શકશે.' એ આ 'માહાત્મ્ય'નો ધ્વનિ છે.

## ૧. રેંટિયા-બારસ-માહાત્મ્ય

### કડવું પહેલું

પરથમ સમરું શ્રી સ્વાધીનતા,
ને દૂજા દીનાનાથ;
વર્ધા-વાસીને વીનવું,
સંગ સત્યાગ્રહીનો સાથ!

રેંટિયા-બારસ-પર્વણી,
તેનું માહાતમ ગાવા મંન:
વીણાધારિણી શારદા,
થાજો મને પ્રસન્ન

**ઊથલો**

પ્રસન્ન થાજો શારદા: ગાવાં વિભૂતિ-ગાન:
નિરગળાં ને નિર્મળાં, વાંછુ વાણીનાં દાન!

## કડવું બીજું

એક સમે કળિયુગ મોઝાર,
ઋષિજન કરતા હાહાકાર:
રડતા ને નાખતા નિઃશ્વાસ,
પહોંચ્યા શ્રી વિષ્ણુની પાસ !

નયને નીગળે આંસુ-ધાર:
ઊંચે હાથ કરે પુકાર :

ઋષિવૃન્દ ઉવાચ

"ધાઓ, સત્વર સારંગપાણુ,
ચર્ચિલે વાળ્યો છે ઘાણુ !
વળી ગયો ભારતનો દાટ:
ઉપન્યો અમ અંતર ઉચાટ !

આટલાંટિકનાં વલોવી પાણી,
લીધાં કૈંક રતન એણે તાણી !
એક્કેય ભારતને નવ આપે :
દીધો કોલ ધરાર ઉથાપે !

કોઈની લાજ ન ચર્ચિલ રાખે;
કે'છે, હિંદ ભલે નાહી નાખે !

ઉથલો

નાહી નાખે હિંદ, ચર્ચિલ કે'છે, રતન એ શાના માગે ?
ઓગસ્ટ-ઓફર જોઈતી હોય તો લટકે છે આંખો આગે !

ઓગસ્ટ-ઓફ્ફર ભણી આંગળી ચીંધીને ઊભો થઈ ચર્ચિલ નાચે!
વહાર કરો, નાથ, હિન્દમયાની, હવે તો વૈકુંઠ ત્યાગો!

## કડવું ત્રીજું

ઋષિ-વૃન્દોનાં વચન સુણીને
વિષ્ણુજી ઉચરે વાણી :

વિષ્ણુ ઉવાચ

"આટલામાંહી અમથાં આંખે,
ભરો કાં મુનિવર પાણી!

આટલાંટિકના આઠ રતન પર,
નજરું તમ નોંધાણી :
એ જ તમારી નિષ્ક્રિયતા ને,
આળસ કેરી એંધાણી!

દરીઓ ડોળે દામોદર ને,
રત્ન અપે ખીમજીને:
ઝેર જમે જગલો, ને જલેબી
જોઈએ છે ભીમજીને!

ભલું થયું જે એ રત્નો,
નહિ ઝળકે ભારત-ભાલે :
માગીત્રાગી શણગાર સજે,
એ કહો કેટલા દિ' ચાલે?

ભલું થયું જે રત્ન ન મળિયાં,
વિષ્ણુ કહે, મુનિ જાઓ;
નિજ તપબળથી માતૃભૂમિને,
સદ્ય સ્વતંત્ર બનાવો !"

સારંગપાણીની વાણી સુણીને,
ઋષિ-વૃન્દ બનિયા શાંત :
જ્ઞાન થયું: ઉરકેરી પળમાં,
ટળી ગઈ સઘળી ભ્રાન્ત !

પછી વંદન કરી ફરી ફરી પ્રભુને,
પૂછે મુનિગણ એમ :

ઋષિવૃન્દ ઉવાચ:

"નાથ કહો ભારતની મુક્તિ
મેળવવી ઘટે કેમ

એવું કંઈક બતાવોને હરિવર,
ભારતબંધન તૂટે:
તપ-વ્રત-નિયમ ગમે તે ચીંધો,
અમ ધીરજ નહિ ખૂટે !

વિષ્ણુ કહે: ઓ ઋષિગણ ભોળા,
સહેલો ને સીધો રાહ;
એક ચીંધું તે હિંદ ઉપાડે,
તો થઈ જાયે વાહ વાહ !

ભારત આખું સાચાં ઉરથી
રેંટિયા-બારસ રાખે:
એ વ્રતનું ફળ એવું છે
પળમાં આઝાદી આખે!

ઊથલો

પળમાં આઝાદી પ્રજા આખે ને રાજ્યની થાયે શુદ્ધિ;
ચીરુટ પીતાં ચર્ચિલ કેરી ય પળમાં પલટે બુદ્ધિ!

રેંટિયા-બારસ રાખે ભારત, તો પલટે ચીરુટ-પાણિ:
ભારત આખું નિજ-ભુજાર્જિત, ઉજવે મુક્તિ-ઉજાણી!

નિજ ભુજાર્જિત મુક્તિ ઉજવે ભારત, ફરી દાસત્વ સપને ન દેખે;
કોઇને પરતાપે કોઇ પીર થઈ પુજાય એમાં લાભ નથી લાંબે લેખે!

## કડવું ચોથું

વિષ્ણુજી કેરાં વચન સુણીને
મુનિગણ થયાં પ્રસન્ન;
ભીંજ્યા લોચન, ડોલી ઊઠ્યાં શિર,
બોલ્યાં મુખઃ ધન ધન!

મુનિગણ ઉવાચ :

સર્જનગોપ ગણાઓ છો, પ્રભુજી,
આજે લહ્યો તેનો મર્મ :
વિશ્વવિકાસ ન રૂંધાયે; યદિ

રેંટિયા–બારસના મહાવ્રત કેરો
સમુચિત વિધિ સમજાવો :
થનગનતા ભારતના બાળક
લેવા મુક્તિનો લાવો !"

<u>વિષ્ણુ ઉવાચ :</u>

સ્મિત કરતા કમળાપતિ બોલે,
"વિપ્રો વાત જ ટૂંકી:
આગ તણો તણખો નાનો
હિયે ગંજી ઘાસની ફૂંકી !

આટલો'ક દિવડો ને આવડું અંધારું,
પણ દીવે અન્ધારું હણાય;
આટલો'ક મંત્ર ને આવડી માયા,
પણ મંત્રે માયા ઠેલાય !

સત્વદાયિણી રેંટિયાદ્વદશી
તેનો વિધિ નથી લાંબો લચ્ચ :
એક જે જોઈએ તે સાફ દાનત છે
બાકી બધું ટૂંકુંટચ્ચ !

ભારતમુક્તિના શત્ર પરહરવા
જડચેતન સૃષ્ટિની માંહ્ય :
દાસત્વપોષક દાનવજૂથમાંહેથી
એકની યે લેવી ના છાંય !

આઠે ય પ્રહર ને ભોંતેર ઘડીઓ
અખંડ મુક્તિનું રટન–
મોહનમાં મોહનને જોવા
ને રેંટિયે સુદર્શન !

જિંદગીની માયા પરહરવી,
પરહરવો મૃત્યુનો ભય :
દૃઢ સંકલ્પ લહવો ઉર ભીતર;
રે અંતે ધર્મ ત્યાં જય !

ચોવીશ કલાક પણ આટલું આ વ્રત
ચાલિશ કોટિ જો પાળે–
દાસી બનીને મુક્તિ વસે–
નવ શ્વસે દાસત્વ કોઈ કાળે.

રેંટિયા–બારસના મહાવ્રત કેરો
સમુચિત વિધિ સમજાવો :
થનગનતા ભારતના બાળક
લેવા મુક્તિનો લાવો !"

વિષ્ણુ ઉવાચ :

સ્મિત કરતા કમળાપતિ બોલે,
"વિપ્રો વાત જ ટૂંકી:
આગ તણો તણખો નાનો
દિયે ગંજી ઘાસની ફૂંકી !

આટલો'ક દિવડો ને આવડું અંધારું,
પણ દીવે અન્ધારું હણાય;
આટલો'ક મંત્ર ને આવડી માયા,
પણ મંત્રે માયા ઠેલાય !

દાસત્વદારિણી રેંટિયાદ્વ દશી
તેનો વિધિ નથી લાંબો લચ્ચ :
એક જે જોઈએ તે સાફ દાનત છે
બાકી બધું ટૂંકુંટચ્ચ !

ભારતમુક્તિના મંત્ર પરહરવા
જડચેતન સૃષ્ટિની માંહ્ય :
દાસત્વપોષક દાનવજૂથમાંહેથી
એકની યે લેવી ના છાંય !

# ૨. પ્રભુના ચોરો

શ્રીનાથજીના ખજાનાની આસપાસ ત્રણેક વરસો પહેલાં જામેલી રસાકસી ઘણાયને યાદ હશે. એ જ અરસામાં અનેક દેવમંદિરોમાં થયેલ ચોરીઓના સમાચારો અખબારોમાં ચમક્યા. પ્રશ્ન થયો : પોતાના જ મંદિરોને અને અંગના આભૂષણોને સુદ્ધાં પ્રભુ જાળવી નથી શકતો ? આ આખ્યાન એ પ્રશ્નનો ઉત્તર છે.

## ૨. પ્રભુના ચોરો

### કડવું પહેલું

કમલપત્ર શા કર જોડીને,
ઋષિને પૂછે રાય :

**જનમેજય ઉવાચ:**

" બહુ દિનથી મુજ અંતરમાં એક,
સળગે છે શંકાય !

વેદ વખાણે ને ગીતા ગાયે,
પુરાણો કરે પુકાર :
અહોનિશ જગનું જતન કરે છે,
જુગતે જગદાધાર !

જલ-થલ-નભને વ્યાપી વિલસે,
વિભુવર વિશ્વાધાર :
એની ઇચ્છા વણ એક તૃણ પણ,
ફરકે નહિ લગાર !

સ્વામીનારાયણના શિખર કેરું,
ઊપડ્યું કંચન-ઈંડું :
તે દિ'થી મેં તો પ્રભુને નામે,
મૂક્યું છે મોટું મીંડું !

પદ્માસન વાળીને પોરે
બેઠા'તા પારસનાથ :
અંગના આભૂષણ ઊપડી ગયાં તો ય,
આડા ન દીધા હાથ !

એવાં તો આણગણ દેવો ને દેવીઓ,
રોજ લૂંટાતાં જાય :
શાસ્ત્ર ભાખે : હરિ રક્ષા કરે સૌની,
એ હવે કેમ મનાય ?

ઊથલો

કેમ મનાયે માનવ-મતિથી, કે હરિ છે રક્ષણહાર ?
શંકા નિવારો શિષ્યની, ગુરુજી, તમે છો બુદ્ધિ-ભંડાર !"

## કડવું બીજું

જનમેજયનાં સુણીને વચનજી,
હરખ્યું વૈશંપાયનનું મનજી:
પછી કરતાં પ્રભુનું સ્મરણજી,
આદરે છે શંકાકેરું શમન જી.

પણ જગ કેરી ઘટના જોતાં,
અવળો ભાસે રંગ;
નથી સચવાતું પ્રભુથી, ઋષિવર,
પોતા કેરું ય અંગ !

નિજની યે રક્ષા કરવાને,
દીસે જે અસમર્થ,
તે જગરક્ષા કરશે એવી,
વાત નથી શું વ્યર્થ ?

આઠ વખત ભક્તોને ઝાંખી,
દેતો દેવ મઝાનો
થીજી રહ્યો શ્રીજીમાં મૂગો :
ધરાર ખલ્યો ખજાનો !

ખૂલ્યો ખજાનો ને હાં હાં કરતો,
જોઈ રહ્યો વૈષ્ણવ–સાથ :
રાજભોગ આરોગે નિરાંતે,
બેઠો દીનાનાથ !

ભુજની આશાપુરી અંબા,
ધોળે દિ'એ લૂંટાણી :
ભક્તોની શેં આશ પૂરે જ્યાં,
એની જ આંખે પાણી !

સ્વામીનારાયણના શિખર કેરું,
ઊપડ્યું કંચન-ઈંડું :
તે દિ'થી મેં તો પ્રભુને નામે,
મૂક્યું છે મોટું મીંડું !

પદ્માસન વાળીને પોરે
બેઠા'તા પારસનાથ :
અંગના આભૂષણ ઊપડી ગયાં તો ય,
આડા ન દીધા હાથ !

એવાં તો અણગણ દેવો ને દેવીઓ,
રોજ લૂંટાતાં જાય :
શાસ્ત્ર ભાખે : હરિ રક્ષા કરે સૌની,
એ હવે કેમ મનાય ?

ઊથલો

કેમ મનાયે માનવ-મતિથી, કે હરિ છે રક્ષણહાર ?
શંકા નિવારો શિષ્યની, ગુરુજી, તમે છો બુદ્ધિ-ભંડાર !"

## કડવું બીજું

જનમેજયનાં સુણીને વચનજી,
હરખ્યું વૈશંપાયનનું મનજી:
પછી કરતાં પ્રભુનું સ્મરણજી,
આદરે છે શંકાકેરું શમન જી.

વૈશંપાયન ઉવાચ:

રહસ્ય–વિષય તમે છેડયો, રાજન,
ધનધન તમારો વિવેક :
અપ્રિય ત્હોયે સત્ય જ વદવું:
ધન ધન તમારી ટેક !

આવી જ શંકા કાકભૂશંડીને
ઉપની'તી એક વાર,
રાવણહાથે જ્યારે સીતા હરાણી'તી,
ને રામ રોયા'તા ચોધાર !

ગરુડ કને જઈ કાકભૂશંડીએ,
કાઢી'તી ઉરની વરાળ;
ગરુડજીએ તેની સાંત્વના કરી'તી,
એ તમને સુણાવું, ભૂપાળ,

ગરુડ ઉવાચ:

વૈકુંઠે વિલસે શ્રીવિષ્ણુજી ત્યાં એ
લહે શી વિધ જનદુઃખ !
એટલે તો મનુજાવતાર લેવા માધવે,
સોહાવી કૌશલ્યા–કૂખ !

અન્ન ને વસ્ત્ર ને વનિતા ! એ ત્રણ છે,
માનવ–જીવનના આધાર :

સ્વર્ગલોકમાં એનો ટોટો નહિ, તેથી
ત્યાં તો છે ચૈચૈકાર!

કાલની કોઈને ચિંતા નથી ત્યાં,
નહિ ઉણપ નામે જરાય,
સંઘરો નહિ ત્યાં ચોરી કેવી, કાક,
કોઈ રંક નહિ, ત્યાં કોણ રાય?

વૈકુંઠવાસી સૌ એક જ સરખા,
આબાદ ને આઝાદ;
કાકભૂષંડી, તમે માનો કે ન માનો,
પણ વૈકુંઠે છે સામ્યવાદ!

ઊથલો:

સામ્યવાદ છે સ્વર્ગમાં, જ્યાં દુઃખ મળે નવ
અવતરિયા હરિ એટલે, લઈ માનવનો

## કડવું ત્રીજું

કાક–ગરુડનો આ સંવાદ સૂણીને,
મનમાં વિચારે છે રાય:
મુનિવર આજે લહેરમાં છે તેથી,
ટાઢા પહોરના દીધે જાય!

પ્રણિપાત કરી પછી પૂછે છે રાયજી,
"શંકા શમાવો મહારાજ,

# ૨. આઠવલે આખ્યાન

મુંબઇની કોઇ એક ગલીમાંથી એક મૃત શિશુનો દેહ પોલીસને હાથ લાગે છે......

પંચક્યાસ દરમ્યાન "પાપનું પરિણામ" એવા શબ્દો કોરોનર આઠવલે ઉચ્ચારે છે......

આટલુંજ છે આ આખ્યાનનું મૂળ.

## ૩. આઠવલે આખ્યાન

### કડવું પહેલું

એકચેળ વાળી પદ્માસંનજી,
બેઠા વૈશંપાયન મુન્યજી,
આસપાસ અનેક મુનિજંનજી,
ઝીલતાં અમૃતશાં પ્રવચંનજી.

અમીસમા ગુરુવચન ઝીલતો,
બેઠો બ્રહ્મસમુદાય,
એવે અભિવંદી આદર થકી,
ઋષિને પૂછે રાય.

<u>જનમેજય ઉવાચ:</u>

મુંબઈ મધ્યે એક કોરોનર,
આઠવલે એનું નામ;
ડોળ્યા કરે નિત ડહાપણ નિજનું
છો ઘેલો ગણે બધું ગામ.

એને અંતર ભ્રાન્તિ મોટી :
ડહ્યા નિજને ગણતો,

સમયાસમયની સાન વિસારી
રોજ ઊંધું કૈં ભણતો !

એક યોગ્યતા અચૂક એની:
નિયમિત ગ્રહે પગાર:
ને એને જોરે એ વીંઝે
નિજ જીહ્વાની ધાર !

સ્ટવ ચેતવતાં, દુર્ભાગ્યે જો,
તરુણી કો દાઝી જાય :
તો એ સ્ત્રીના પરીઆંના પરીઆંને
આઠવશે પીંખી ખાય !

સ્ટવને ભાંડે, ને સ્પિરિટને શાપે,
ને તેલને આપે ગાળ :
ને તે સ્ત્રીની આખી જાતિને
અમથું ચડાવે આળ !"

આટલાં વેણ સુણ્યાં નૃપના ત્યાં
બોલી ઊઠયા ગુરુદેવ :

વૈશંપાયન ઉવાચ:

"હા, હા, હું ઓળખુ છું એને
ને જાણું છું એની ટેવ !

પણ જેમ મારગ જાતાં વચ્ચે
કાદવમાં પડે પાય :
છાંટા ઊડે ને અંગ ખરડાયે
તેનો કાંઈ નથી ઉપાય !

રાજતંત્રમહીં થળથળ તેમ જ
પડયા છે પંકવિસ્તાર :
ડગ દેતાં જાળવવું, બીજો
એનો નથી ઉપચાર !

કર્દમ ઉપર ક્રોધ ન કરીએ,
રેતી ઉપર શેની રીસ ?
આડું બાકે આઠવલે તેનો
ધોખો ધરે ન ઈશ !

હોય, આ ફેરે શું આચરીએ
તે સુખે કહો ભૂપાળ;
બ્રહ્મગણ આ જાણે કે કેવો
છે એ બ્રાહ્મણબાળ !

ઉથલો :

સંયમથી શોભે બ્રાહ્મણ-વાણીજી: એને વેદ ને પુરાણે વખ
આઠવલેમાં છે કે નહિ એ એંધાણીજી, તે આ બ્રહ્મસમાજ લેશે

## કડવું બીજું

ઋષિવર કેરાં વચન સૂણીને
　　　　વળતાં બોલે રાય;
કોરોનર કેરા કરતૂતને
　　　　સાંભળે આખી સભાય !

**જનમેજય ઉવાચ :**

મુંબઇના કો વિજન-માર્ગમાં
　　　　મળી આવ્યું મૃત બાળ;
દુર્ભાગી કો માવડીએ
　　　　દઇ જન્મ મૂક્યું તત્કાળ !

અર્ભક મૃત એ કોરોનર-કોર્ટે
　　　　આવ્યું ફરતું ફરતું !
" રખે દુભવતાં હું દુખિયાને "
　　　　એમ જાણે કરગરતું !

" પણ માનવના અંતર કેરા
　　　　મૂગા વ્રણની ભાષા :
રાવબહાદુરો સમજે એવી
　　　　રખાય ક્યાંથી આશા !

માવડી કેરું મન ન માને

એ નિજ શિશુને અનાથ પથ પર
મૂક્યું હશે' કેમ કરતાં !

કો ખંડેરતણા ખૂણામાં,
કો રજની—અંધારે,
રોતી હશે કો બાળ-જનેતા
વલવલતી, દુઃખભારે !

હશે પૃથ્વીએ સુણ્યું એનું
રુદંન હૈયાફાટ :
ને આકાશ ઉચ્ચરશે, જેણે
જોયો એનો ઝુરાટ !

ઊંચે આભ; નીચે ધરતીમાં,
હશે ન એક સ્વજંન :
એવી દશામાં અભાગણીએ
રળ્યું હશે એ રતંન !

કો જાણે કિયા હસમુખ મુખડે
ભોળીને ભરમાવી :
જીવનજ્યોતની આશ જગવીને
દીધી હશે ઓલાવી !

એ મૃત શિશુની યાદ બનીને
અનંત અગ્નિની ઝાળ :

માવડીનું મૃદુ જીગર ડંખશે–
જેમ ડંખે કો વ્યાળ !

એવી દુઃખની પ્રતિમા કાજે
ન્હોયે કઠણ વચંન :
હિમ–આઘાતે કરમાઈ કળી–
તેને શેં વહ્નિદહંન !

પણ આઠવલે કેરું હૈયું
કો શો ન રંગી રી ક ર તાં–
કાળમીંઢ શું કઠોર બનીને
ડંખે હ ર તાં ફ ર તાં !

માનવસંસ્કૃતિ કેરી વિફળતા
નોં ધ વ તી શિ શુ કા ય :
ન્યાયાસન સામે હતી, ત્યાં લગી
શબ્દ જ શેં ઉચ્ચરાય !

પથ્થર દિલથી જલ ન દ્રવે, યદિ
નવ નીકળે નિઃશ્વાસ;
તો પણ સજ્જન રાખે, સજ્જન
પાસે સૌનની આશ !

વિધિ પણ ત્યાં મસ્તક ઝુકવીને
ઊ ભો ર હે સુ મ સા મ :
પણ એ શાનો શાંત રહે–
જેનું આઠવલે છે નામ !

કટુવચન ઉચ્ચરે, શિશુ-ગાત્રે
દે તો જાણે ડામ:
"જુઓ જગતનાં નરનારી, આ
પાપ તણું પરિણામ!"

ઊથલો

પાપ તણું પરિણામ કહીને, કરે આઠવલે અંગુલિનિર્દેશ!
ગુરુજી,! કોરોનર-કાળજે શું અનુકમ્પા નહિ લવલેશ?

અનુકમ્પા નહિ, નહિ આર્દ્રતા, નહિ અકબંધ ઊર્મિનું તંત્ર!
હોય ઊંચે બેસણે બેસી હાંક્યે રાખે-ગુરુ આ તે કેવું ખખડજંત્ર!

કડવું ત્રીજું

સુણી નરપતિની નર્મળ વાણીજી:
સૌની આંખો જળથી ભીંજાણીજી:
પછી કરતા જ્ઞાન-પ્રકાશની લ્હાણીજી
વદે છે વૈશંપાયન પુરાણીજી!

વૈશંપાયન ઉવાચ :

વૈશંપાયન પુરાણી વદે
સુણ જનમેજય રાજન,
આર્દ્રતા તુજ ઉરની દેખી
પૂર્વજ થયા પ્રસન્ન!

કોરોનરગીરી કરી કરીને
કાળજું થયું કઠણ—

માવડીનું મૃદુ જીગર ડંખશે–
જેમ ડંખે કો વ્યાળ !

એવી દુઃખની પ્રતિમા કાજે
ન્હોયે કઠણ વચંન :
હિમ–આઘાતે કરમાઈ કળી–
તેને શેં વહ્નિદહંન !

પણ આઠવલે કેરું હૈયું
કો રો ન ર ગી રી ક ર તાં–
કાળમીંઢ શું કઠોર બનીને
ડંખે હ ર તાં ફ ર તાં !

માનવસંસ્કૃતિ કેરી વિફળતા
નોં ધ વ તી શિ શુ કા ય :
ન્યાયાસન સામે હતી, ત્યાં લગી
શબ્દ જ શેં ઉચ્ચરાય !

પથ્થર દિલથી જલ ન દ્રવે, યદિ
નવ નીકળે નિઃશ્વાસ;
તો પણ સજ્જન રાખે, સજ્જન
પાસે મૌનની આશ !

વિધિ પણ ત્યાં મસ્તક ઝુકવીને
ઊ ભો ર હે સુ મ સા મ:
પણ એ શાનો શાંત રહે–
જેનું આઠવલે છે નામ !

કટુવચન ઉચરે, શિશુ-ગાત્રે
દે તો જાણે ડામ:
"જુઓ જગતનાં નરનારી, આ
પાપ તણું પરિણામ !"

ઊથલો

પાપ તણું પરિણામ કહીને, કરે આઠવલે અંગુલિનિર્દેશ !
ગુરુજી, કોરોનર-કાળજે શું અનુકમ્પા નહિ લવલેશ ?

અનુકમ્પા નહિ, નહિ આર્દ્રતા, નહિ અકબંધ ઊર્મિનું તંત્ર !
હોય ઊંચે બેસણે બેઠી હાંક્યે રાખે-ગુરુ આ તે કેવું બખડજંત્ર !

## કડવું ત્રીજું

સુણી નરપતિની નર્મળ વાણીજી:
સૌની આંખો જળથી ભીંજાણીજી:
પછી કરતા જ્ઞાન-પ્રકાશની લ્હાણીજી
વદે છે વૈશંપાયન પુરાણીજી !

વૈશંપાયન ઉવાચ :

વૈશંપાયન પુરાણી વદે
સુણ જનમેજય રાજન,
આર્દ્રતા તુજ ઉરની દેખી
પૂર્વજ થયા પ્રસન્ન !

કોરોનરગીરી કરી કરીને
કાળજું થયું કઠણ—

એવો આઠવલે અવળું બાફે
તેનો શોક ન કરે સજ્જન્ન !

પણ એ બ્રાહ્મણ-સુતને હું વતી
કહેજો એક જ બોલ :
'પુણ્યશ્લોક શ્રીકણ્વમુનિ કને-
આપ તણો શો તોલ !

જ્યાં પ્રાજ્ઞો પગ દેતાં કંપે
ત્યાં મૂરખ ધસે ધરાર :
એ કહેવત પર આપે શું કદી
કર્યો નથી વિચાર ?

વનકુંજોમાં અશરણ રહતી
શકુન્તલાને આણી
નિજ દુહિતા કરી કણ્વે સ્થાપી-
થઇ પૌરવની પટરાણી !

એની કુખે જે પુત્ર પ્રગટિયો
તેણે દીધું આ દેશને નામ;
દોઢડાહ્યા કોઇએ નવ કીધું
કે એ પાપતણું પરિણામ !

પાપ શું ને પુણ્ય શું-
તે જાણે એક જદુરાય :
માનવંતા નવ છાંડે માનવ
એ જ એનો મહિમાય !'

# ૪. મહિલાશૂન્ય મુંબઈ

મહિલાશૂન્ય મુંબઇના પુરુષોની એકલવાઇ અવસ્થાનું બ્રહ્મચારી નારદ વૈકુંઠમાં શ્રીકૃષ્ણ પાસે વર્ણન કરે છે. પુરુષોની અત્યારની દશા માટે સ્ત્રીઓ જ જવાબદાર છે એવી શ્રીકૃષ્ણની દલીલમાં સત્યભામા રોષભેર રદિયો આપે છે......અને પછી શ્રીકૃષ્ણ પોતાના અંતરની પ્રેમભીની વાણીના પ્રતાપે સત્યભામા અને નારદ બન્નેનાં મનનું સમાધાન કરે છે......આ છે મહિલાશૂન્ય મુંબઇની ભૂમિકા.

## ૪. મહિલાશૂન્ય મુંબઈ

### કડવું પહેલું

સ્તવું શ્રી સદ્‌ગુરુ ગાંધીને વળી વંદું વલ્લભવીર;
સમરું શ્રી સરોજિની માતને જેથી લાધે નિરર્ગળ ગીર!
નિર્મળ નિરર્ગળ ગીર થાજો, રીઝવવા રસિકજનઃ
નારદ–કૃષ્ણ સંવાદ આજે ગાવા કેરું મંન

એકવેળ વૈકુંઠ મોઝાર
વર્તી રહ્યો છે થૈ થૈ કાર!

સોળ સહસ્ર વચ્ચે હરિ ઝૂમે
તારકવૃંદે જેમ શશિયર ઘૂમે!

ઘૂઘરી ઘમકે ને વાજે મૃદંગ
બ્રહ્મ–રાસનો અદ્‌ભુત રંગ!

નવલખ તારા, ઈન્દુ ને ભાણ–
થંભ્યા છે લેવા નયનોની લહાણ!

એવે આવ્યા નારદ ઋષિરાયાઃ
તાલ નિહાળીને રોષે ભરાયા!

રોષ–રાતાં નેણ કરીને નારદ ઓચરે વચનઃ

નારદ ઉવાચ :

"ફટ રે નાથ વૈકુંઠના તને સૂઝે શેં ગીત–નર્તન !
શેં સૂઝે ગાણાં ને નાચણાં, પ્રભુ, શેં સોહે આ સખિયુંના સાથ,
દુખનાં ડુંગર તૂટી પડયા છે જ્યારે વલવલતી વસુધાને માથ !"

## કડવું બીજું

સુણી વીણાપાણની વ્યાકુળ વાણજી
પડી ગયું બ્રહ્મ–રાસમાં ભંગાણજી;
પછી દેતા નિજ સ્વસ્થતાની એંધાણજી
સ્મિત કરતાં વદે છે સારંગપાણજી !

શ્રીકૃષ્ણ ઉવાચ :

સારંગપાણિ વદે સ્મિત કરતાં, ઋષિ, કહો શેં ઉર દુભાણું ?
અહીં હું રાસ રમું તેમાં પૃથ્વીનું વસ્ફી ગયું કિયું દુઆણું ?
જુદ્ધ ચાલે અવનિ માથે તે વાત ન હુંથી અજાણી:
તો પછી એવી ઘટના કઈ છે જેથી અકળાયા છો વીણાપાણિ !"

નારદ ઉવાચ :

નારદ કહે, "સુણો કૃષ્ણજી કોડીલા–
હું ગયો તો મુંબઈ મોઝારઃ
ત્યાંની દશા નિરખ્યા પછી નયને
વહે છે અશ્રુની ધાર !

ઇન્દ્રાપુરી સાથે હોડ બાંધે એવી
રમણીય એ નગરીની માંહ્ય

જુદ્ધ-પરતાપે જ્યાંત્યાં વ્યાપી છે
ઘેરાં અંધારાંની છાંય !

પાણો ઉપાડો ત્યાં પ્રેમદા જડતી
વાટે ને ઘાટે હજાર :
દીવો લઇને ત્યાં શોધતાં પ્રભુ, આજે
નથી દેખાતી નાર !

સૂની શાકપીઠું, ને સૂનાં ચૌટાં ને
સૂનાં છે દેવભવંન,
સૂની બસો, સૂની ટ્રામો ને સૂનાં
સૂનાં છે સૌ ગાર્ડન !

ઇન્દ્ર-ધનુષ્યની શોભા આલેખતી
સાડીઓ સહુ સંતાણી;
કંકણના રણકાર શમ્યા, શમી
કોકિલકંઠોની વાણી !

'બ્લેકાઉટ'ના ઘનઘોર અંધારમાં
કરતાં વીજ-ઝગારા
વિલાયા છે પ્રભુ, વનિતાઓના
લોચનના ચમકારા !"

નારદમુનિની સુણી આ વાણી પ્રભુ વિમાસે છે મંન :
"બાળ-બ્રહ્મચારી નારદનું આજે ફરી ગયું છે ભવંન.
મુંબાપુરીની કો માનિનીએ આને માર્યાં છે મોહનાં બાણ :
તે વિના સામના ગાન ગાનારાની શેં પલટાયે વાણ !"

રોષ-રાતાં નેણ કરીને નારદ ઓચરે વચનઃ

નારદ ઉવાચ :

"ફટ રે નાથ વૈકુંઠના તને સૂઝે શેં ગીત-નર્તન !
શેં સૂઝે ગાણાં ને નાચણાં, પ્રભુ, શેં સોહે આ સખિયુંના સાથ,
દુખનાં ડુંગર તૂટી પડયા છે જ્યારે વલવલતી વસુધાને માથ !"

## કડવું બીજું

સુણી વીણાપાણની વ્યાકુળ વાણજી
પડી ગયું બ્રહ્મ-રાસમાં ભંગાણજી;
પછી દેતા નિજ સ્વસ્થતાની એંધાણજી
સ્મિત કરતાં વદે છે સારંગપાણજી !

શ્રીકૃષ્ણ ઉવાચ :

સારંગપાણિ વદે સ્મિત કરતાં, ઋષિ, કહો શેં ઉર દુભાણું ?
અહીં હું રાસ રમું તેમાં પૃથ્વીનું વસફી ગયું કિયું દુઆણું ?
જુદ્ધ ચાલે અવનિ માથે તે વાત ન હુંથી અજાણીઃ
તો પછી એવી ઘટના કઈ છે જેથી અકળાયા છો વીણાપાણિ !"

નારદ ઉવાચ :

નારદ કહે, "સુણો કૃષ્ણજી કોડીલા—
હું ગયો તો મુંબઈ મોઝારઃ
ત્યાંની દશા નિરખ્યા પછી નયને
વહે છે અશ્રુની ધાર !

ઇન્દ્રાપુરી સાથે હોડ બાંધે એવી
રમણીય એ નગરીની માંહ્ય

જુદ્ધ-પરતાપે જ્યાંત્યાં વ્યાપી છે
ઘેરાં અંધારાંની છાંય !

પાણો ઉપાડો ત્યાં પ્રેમદા જડતી
વાટે ને ઘાટે હજાર :
દીવો લઇને ત્યાં શોધતાં પ્રભુ, આજે
નથી દેખાતી નાર !

સૂની શાકપીઠું, ને સૂનાં ચૌટાં ને
સૂનાં છે દેવભવંન,
સૂની બસો, સૂની ટ્રામો ને સૂનાં
સૂનાં છે સૌ ગાર્ડન !

ઇન્દ્ર-ધનુષ્યની શોભા આલેખતી
સાડીઓ સહુ સંતાણી;
કંકણના રણકાર શમ્યા, શમી
કોકિલકંઠોની વાણી !

'બ્લેકાઉટ'ના ઘનઘોર અંધારમાં
કરતાં વીજ-ઝગારા
વિલાયા છે પ્રભુ, વનિતાઓના
લોચનના ચમકારા !"

નારદમુનિની સુણી આ વાણી પ્રભુ વિમાસે છે મંન :
"બાળ-બ્રહ્મચારી નારદનું આજે ફરી ગયું છે ભવંન !
મુંબાપુરીની કો માનિનીએ આને માર્યાં છે મોહનાં બાણ :
તે વિના સામના ગાન ગાનારાની શેં પલટાયે વાણ !"

શ્રીકૃષ્ણ ઉવાચ :

એવું વિચારીને કૃષ્ણ કહે, "મુનિ
અચરત મારે મન :
બાળબ્રહ્મચારી, તમને ક્યાંથી
લાગી આ સ્ત્રીની લગન !

મહિલાસૂની મુંબઈ હોય કે, હોય
મં હિ લા—છ લ કા તી !
તેથી શી નિસ્બત તેને, જેની છે
ચિત્તવૃત્તિ બ્રહ્મ-રાતી !

બ્રહ્મચારીપણું તમને નારદ,
કોઈ કાળે નહિ સદે:
ખોટું લાગે તો ખમૈયા કરજો, પણ
મન સારું એમ વદે !

હું તો પહેલેથી કહેતો હતો પ્રભુ,
પરણી લેવામાં સાર–
આ ભયસ્થાન ભાળીને જ મેં તો
સંઘરી સોળ હઝાર !

મારું માનો તો હજુ મુનિ, માંડો પ્ર ભુ તા માં પ ગ લાં જી
મુંબઈમાં મહિલા ભલે ન્હોયે, પણ બીજે બધે છે ઢગલાજી !
કહો તેવી તરુણી દઉં પરણાવી, અબઘડી ઊભાઊભ,
દેવી, જક્ષણી, ગન્ધર્વી, કિન્નરી ને, માનવી તો ખાસી ખૂબ !"

પ્રભુની ઠેકડી સુણીને ખડખડ હસી છે સોળ હઝાર :
(પણ) પગથી માથા સુધી ચડી ગઈ નારદજીને ઝાળ !

નારદ ઉવાચ :

ક્રોધ દબાવીને ઋષિ ઓચરે:
"રાખો રાખો હવે કહાન;
નથી કરવું આ સ્રીઓના દેખતાં
મારે તમારું અપમાન !

વિયોગની વ્યથા તે શું જાણે, જેને
સોળ સહસ્ર છે નારી;
પુરુષોની પીડાને હું જ પ્રમાણું, જેનું
મન સદા બ્રહ્મચારી !

મુંબાપુરીના પુરુષોના મોંઢાં–
તે હુંથી ન જોયાં જાય:
ઊતરેલ ચહેરા, ને સૂઝેલ આંખો:
જોઈને આંસુ ઊભરાય !

ગયા રામાઓ ને ગઈ રામાઓ
ને ગયા ઉરકેરા વિસામા !
સાંજ–સવારે ને માઝમ રાતે
આવે છે ઉર ઉધામા !

આકુળવ્યાકુળ અહીંતહીં દોડે,
પણ ક્યાંય ન મનડું ઠરતું,

આઘેને ગામડે ગોરિયું બેઠી,
તેમને ફરી ફરી સ્મરતું!

લાખોને ઉર હરિ, લાહ્ય બળે, તમે
જમાવો રાસનો રંગ–
છોરુ રૂવે ને માવતર માણે
એ તો છે ઊલટી ગંગ!"

## કડવું ત્રીજું

સુણી નારદના કટુ વચનજી
હરિ ફરી વિમાસે છે મનજીઃ
ઋષિ–હૃદય પરદુઃખભંજનજીઃ
તેથી ઊઠી છે એને ઉર–અગનજી!

ઉર–અગન ઊઠી છે, કાં જે કરુણાળુ મુનિ–સ્વભાવઃ
નવ સહેવાયે કોમળ દિલથી અવર ઉરોના ઘાવ!

વૈકુંઠપતિ વિધિસુતનું સાંત્વન
પછી કરે છે પ્રીતે :

**શ્રીકૃષ્ણ ઉવાચઃ**

"તમ જેવા જ્ઞાનીને મુનિ, આવો
મોહ સોહે શી રીતે?

કર્મને આધીન વિશ્વમહીં સૌ
સચરાચર જડ ચેત :

એની સામે બાખરી બાંધી
શીદ થાઇએ ફજેત ?

કરણી તેવી પાર ઊતરણીઃ
એમાં મીનમેખ ન થાયઃ
કર્યાં ભોગવવા સૌને સરખાં—
કોણ રંક, કોણ રાય !

મુંબાપુરીની માનિનીઓ ઘણી
ગઇ'તી નાહક ફાટીઃ
તો આ દા'ડા જોવા પડ્યાઃ
એમાં શું સારું એ ખાટી !

છા ણુ વા શી દાં કરી કરીને
થઇ હોય દેશમાં મોટી—
મુંબઇમાં નવ ઊપડે બાઈથી
પાશેર દૂધની લોટી !

જોજન-વા વનવગડા વીંધી
લાવતી પાણીની હેલઃ
એ 'શેઠાણી'થી મુંબઇમાં નવ
પાપડ ભાંગે શેકેલ !

બારે માસ કરે વૈતરું બાપડો
ત્રીશ રૂપરડીમાં માટીઃ
બાઈનો બરો ન ક્યાંય સમાયે
જોઇએ એને ઘર-ઘાટી !

મૂરખના મનને રીઝવવા ફરે
અહોરાત મારી મારી !

ઘરમાં ઘાટી ન હોય તો નરનું
પોઝીશન કેમ થાય:
બીજાઓ 'બસ'માં બેસે તો પછી
આપણાથી શેં ચલાય ?

બૈરીના હાથમાં હાથ પરોવીને
ભાઈને જવું થીએટર;
'ટિપ્સ'ની ના શેં પડાય હોય જ્યાં !
'પુરોહિત' કેરો વેઇટર !

ટેક્સી ભાડયા વણ ભરમ સચવાયે ના,
ભર તાવડી કરે તડાકા:
ફિલ્મ જોયા વણ કદી નવ ચાલે–
ભર થાયે બેચાર કડાકા !

હુંપદ કેરું પૂતળું નર છે:
નારી બિચારી તો છાયા,
ડગલે ને પગલે દોષ નારીનો
શેં કાઢો, સાસુ–જાયા ?"

સત્યભામાનાં મર્મવચન સુણી મરકયા સુંદરશ્યામ !
પછી નારદ સામે નજર ફેંકીને હરિ વદે છે આમ !

<u>શ્રીકૃષ્ણ ઉવાચ:</u>

"આવડાં ઉતાવળાં થઈને રાણી,
તમે લીધો પ્રેમદાઓનો પક્ષ;
પણ સાંબેલા જેવું સત્ય તે,
શેં ભૂલ્યાં થઈ દક્ષ ?

નારીને બિચારી કહી તમે નિંદી,
એ શું સાચો સિદ્ધાન્ત ?
ઉત્તર દેજો મને માનિનિ,
વિચારી તમારું દૃષ્ટાન્ત !

ચૌદ ભુવનનો ભર્તા કહાવું-
સચરાચરનો નાથ:
પણ અસ્ત્રી, તમે જાણો, જે મારું
હૈયું તમારે હાથ !

ઇન્દ્ર ને બ્રહ્મા ને તેત્રીશ કોટિ
સૌ મારે આધીન:
તમ પાસે હું, પ્રેમદા કેવો
બની જાઉં છું દીન !

સૃષ્ટિને હું રમાડું, રમણી,
પણ તમે રમાડો છો મને:
નારી જો સાચે જ અબળા હોય તો,
આવું શી રીતે બને !

પ્રચંડ જેના પ્રભાવ પાસે,
હું, વિરંચી ને ત્રિપુરારીઃ
ત્રણેયને બાળક બનવું પડ્યું'તું
તે અનુસૂયા હતી નારી !

આદ્યશક્તિનું રૂપ સુંદરી,
દુર્ગા, ચંડી, મહામાયા !
કોણ કહે છે કે કામિની કેવળ
પુરુષતણી છે છાયા ?

પુરુષને પ્રતિદિન એક જ લગનીઃ
કયમ કરી રીઝે નારઃ
નારનો કરાજીપો થતાં બિચારાનો
થાય છે ખારો સંસાર

પુરુષ તમ સ્ત્રીઓનું સર્જન, સત્યભામા,
રાખો સ્વર્ગે, કે નરકે ઉતારો !
મુંબઇની વનિતાઓનો વાંક કાઢ્યો તેમાં
અવર ન હેતુ કો મારો !

દૂજો ન હેતુ સળે માનિનિ, હું માનું સ્રીને સૃષ્ટિનો સાર !
એ સ્ત્રી પુરુષને નવ સુધારે તો પૃથ્વી જાયે રસાતાળ !"

<u>કડવું પાંચમું</u>

આટલાં વેણ વદીને વિષ્ણુએ
નાખ્યો એક નિસાસોઃ

શાણા નારદજી સમજ્યા કે પ્રભુએ
નાખ્યો ખુશામતનો પાસો !

ખુશામતનો પાસો નાખ્યો પ્રભુએ એની પક્કાઈનો નથી પાર :
બ્રહ્માંડ આખાને એ ભ્રમણે ચડાવે ત્યાં ભામિનીનો શો ભાર !
નિજની પ્રશંસા સુણીને અંતર હરખ્યાં છે સત્યભામાં;
પછી નારદ સામે નિહાળીને ગર્વથી વેણ વદે છે વામા !

**સત્યભામા ઉવાચ:**

"નાથ, હવે આ મુનિવર કેરા
મનની ચિંતા કાપો:
મુંબઇના નર–નારીને પ્રભુવર,
મિલનનું સુખ ફરી આપો !

નરથી વિછૂટી નાર ન સ્હોયે,
જેમ નંગ વણ ન સોહે વીંટી;
સૂત્ર વગર જેમ મોતી ન સ્હોયે,
જેમ વસ્ત્રવણ ન સોહે ખીંટી !

હદ થઇ હરિ, હવે હાંઉ રાખો,
કરો નરનારીને ભેળાં:
નંદનવન સમી એ નગરીમાં
ભલે ફરી ઊડે ઘી–કેળાં !

બા ળ બ્ર હ્મ ચા રી ના ર દ જી એ
નારીનું સુખ નથી દીઠું;

અવરજનોના મુખનું દર્શન
લાગે છે તેથી એને મીઠું !

એ દર્શનથી વંચિત થાતાં
એનું યે કાળજું કપાય,"
સત્યભામાની વાણી સુણી
વીણાપાણિ મનમાં મૂંઝાય !

"ધરમ કરતાં જો આ ધાડ પડી છે–
બન્ને હાંસી ઉડાવે છે મારી!
હું સરખાની યે ફજેતી કરાવે
માથે રહીને મુરારી !"

નારદ ઉવાચઃ

એવું વિચારીને મુનિવર બોલ્યાઃ
"તમે જાણો શું મુજને ગમારઃ
મનફાવે તેમ બોલ્યા કરો છોઃ
નથી કરતા કાંઈ વિચાર !"

હરિએ જાણ્યું હવે વાત બગડશેઃ
ચડી ગઇ છે મુનિને રીસ !
રૂખ વરતીને વિભુ બોલે લળી લળી
નામી નારદને શીષ !

શ્રીકૃષ્ણ ઉવાચઃ

"તમે નારદજી, કયાં નવ જાણો જે,
વિનોદી અમારો સ્વભાવઃ

માફું લગાડો તો મારા સોગંદ, મુનિ,
આના સમ, જો, આકળા થાવ !

આપનાં વેણુ કદી અમે ના ઉથાપીએ,
જાઓ. મુંબઇમાં મંગળ વરતાશે:
અદકાં મધુર બની વિરહથી, નરનાર
એકમેકનાં ઉરમાં સમાશે !

થોડો વિયોગ પ્રભુ, નારી ને નર વચ્ચે,
ઉરની આશિષ સમો બનશે:
રહેજ આ કસોટીના દા'ડા વીત્યા પછી.
પ્રણય પુરજોશથી થનગનશે !

ગામડે ગયેલ ગોરી તનમનથી તાજી બની
પુરુષને સ્નેહાસને બિરાજશે:
યુદ્ધો તો જાશે ને આવશે અનેક મુનિ,
પ્રેમનો ના ચરખો બંધ થાશે !"

એટલું ઉચારીને મોરલી છેડી છે,
સલકતે મોંએ ગોપીનાથે:
ઘૂઘરીઓ માંડી છે ઘમકવા કરોડ અને,
થાપો પડી છે મૃદંગ માથે.

રાસ તણી રમઝટ ફરી ચાલવા માંડી,
નારદ રહ્યા છે દંગ જોતા !

મનમાં ને મનમાં ગોવિંદગુણ ગાતા,
ને હરખ કેરા આંસુડાં લોતા !

નારદ ને કૃષ્ણનો સંવાદ સ્નેહભીનો આ
વૈશંપાયને જે છે ગાયો,
સાંજે ને સવારે જે પ્રીતે પાઠ કરશે તેનો
પ્રેમ વધશે દિનદિન સવાયો !

ભેગાં હશે તે કદી જુદાં ના પડશે,
ને જુદાં હશે તે ભેગાં થાશે,
વિયોગની ઘડી જશે વાતમાંહી ગુજરી,
ને પ્રેમની પતાકા ચડી જાશે.

# ૫. વિષ્ણુ-પત્રકાર સંવાદ

વિશ્વના આદિ પત્રકાર નારદનો એક વાર હિન્દના પત્રકારોને ભેટો થઈ જાય છે......જે પ્રસંગે હિન્દના પત્રકારો પોતાની અનેક મૂંઝવણો વ્યક્ત કરે છે...

## ૫. વિષ્ણુ–પત્રકાર સંવાદ

**વૈશંપાયન ઉવાચ:**

વૈશંપાયન ઋષિ એણી પેરે બોલ્યા
"સુણ જનમેજય રાય:
પ્રભુ પાસે પત્રકારો ગયા તે
પ્રસંગની કહું છું કથાય!
અહો રાયજી, સુણિયે!"

ઋષિનાં વેણ સુણીને વિસ્મિત
થયું છે રાયજીનું મંન:
ધરમથી જોજન છેટાં છાપાં, શેં
ગયાં હશે વિષ્ણુ–ભવંન?

બેઉ કર જોડીને ગુરુને પૂછે, "ઋષિ,

**જનમેજય ઉવાચ:**

આશ્ચર્ય વદો છો વાણ!
પત્રકારો ક્યાં, પૃથ્વીના જીવડા!–
ક્યાં રાધાવર રસખાણ!

પ્રભુ પાસે એ જાય શા માટે–
નથી વૈકુંઠ "ન્યૂઝ"નું ધામ–

ઊંધાચત્તી નથી ઘટના ઘટી, જેમાં
હોય સંડોવાયા શ્યામ !

રાજત્રાસ નથી: વૈકુંઠની વસતિ
નથી હિજરત કદી કરતી !
નથી વઢવાણની પેર એકાએક
પ્રભાવતીઓ ત્યાં મરતી !

નથી જુલમ ત્યાં જોધપુરનો,
નથી હૂરોનો ત્રાસ,
નથી તાંડવ ત્યાં નફાખોરીનું,
હાસ્યનો નથી વિલાસ !

નથી તોબ્રુકના જેવો વૈકુંઠે
વાળ્યો કોઇએ છબરડો;
કે નથી ઉચ્ચાસન ચડી બેઠો ત્યાં
કોઇ ગૌર ભમરડો

નથી ઐતિહાસિક, ઉજ્જવળ, ગૌરવ–
પૂર્ણ કો પીછેહઠ઼:
જેને પ્રતાપે પૃથ્વી ટળે પણ
રહી જાય મૂછનો વટ !

નથી નટી જેણે યુદ્ધ–ફાળામાં.
દીધાં દશ સહસ્ર ચુમ્બનઃ

નથી મુત્સદ્દી કો ક્રિપ્સ સમો
જેણે દીધાં એટલાં તોડયાં વચન !

નથી કો હિટલર રણુરથ લઇને
એના પર ચડી આવ્યો,
નથી વરસાદ વિમાનોમાંથી
બામ્બોનો વરસાવ્યો !

નથી સરહદના ઝગડા, નથી ત્યાં
મઝહબના વરઝોળા,
રંગ, જાતિ, કે વર્ણભેદ નથી
(જે) જગવે હુલ્લડ–હોળા !

(વળી,) એક ઉપર બીજી કરવાનો તો
ઊઠતો નથી સવાલ:
એ બાબતમાં પ્રભુએ પોતે
પાડયો છે આડનો ચાલ !

ત્રેવડ પ્રમાણે સૌ કોઇ પરણે
એમાં કોઇને ન કશી પંચાત:
પૃથ્વીના કરતાં વૈકુંઠ છે જુદું,-ગુરુ,
આપે જ કહેલું સાક્ષાત !

પત્રકારો ત્યાં જાય શા માટે
નવ મને એ સમજાય:

ફોટાની વાત કદી કરતા હો તો, ગુરુ,
એની પ્રભુને છે બાધાય !

ઊથલો

ફોટો પડાવવાની બાધા છે પ્રભુને નથી વૈકુંઠમહીં કો સનસનાટી–
પત્રકારો જવા પ્રેરાયે, પ્રભુ, એવું નથી કાંઈ રાખ્યું ત્યાં દાટી !
અખબારી ઝવેરાતનો દાબડો નથી દાટી રાખ્યો તે ઠારઃ
તો શું કરવા સૌ ધોડયા હશે, પ્રભુ, વેવલા વૈકુંઠ મોઝાર ?"

## કડવું બીજું

જનમેજયનાં વચન સુણીને
મુનિ–મુખ હરખ્યું અપાર :

વૈશંપાયન ઉવાચઃ

"ધન ધન રાયજી, તર્ક તમારા,
ધન બુદ્ધિ બલિહાર !

(પણ) પત્રકારો પ્રભુ પાસે પહોંચ્યા તેમાં
નહોતી કોઈ અખબારી નેમ :
એ તો ગયા'તા ગોવિંદ કને, રાયજી,
નિજ કાજે માગવા રે'મ !

એ કથા તમને ટૂંકમાં, રાયજી,
કહી બતાવું છું નિરધાર;
શ્રવણ કરતાં કોટિ પાતક ટળે ને
ઉર–આરત ફળે હજાર !

## કડવું ત્રીજું

"એક સમે સુત-વિધાતા જી,
હરિ-રસ-રંગે રાતા જી,
ગીત ગાતા ને વીણા વાતા જી,
નારદ ધરા પે ફરતા'તા જી,
પ્રેમ રસ પીતા ને પાતા જી!

પ્રેમ રસ પાતા ને હરિગુણ ગાતા
નારદ ધરા પર હીંડે જી
અંતર પ્રોવાયું લોક-ચર્ચામાં
જેમ, તસ્કરનું મન છીંડે જી!

એવે દીઠું એક માનવ-ટોળું
જે બેઠું'તું ચિંતા-વિલીન જીઃ
સુકલ શરીરો ને વિકલ વિલોચન,
નીર-વિછોયાં જેમ મીન જી!

નારદજીને કરુણા ઉપની તે
આવ્યાં ટોળાંની પાસ જી!
કોઈ એક જણે એમને લીધા પિછાણી,
પછી વીંટાણા સૌ આસપાસ જી!

એક જણ મોવડી આગળ વધીને
આપવા માંડે વધાઈ જી;

આપે ન મુનિવર, ઓળખ્યા અમને,
(પણ) અમે આપના ભાઈજી !"

વળતાં વીણાપાણી વાણી વદે છે:
સ્મિત મુખ પર મીઠું લહેરે જી

**નારદ ઉવાચ :**

બ્રહ્માના સરજ્યાં બાંધવ સૌ પણ
કંઈક આંધળું કુટાયે છે અંહેરે જી !

મારા પિતાને છું પુત્ર હું એક જ:
ક્યાંથી આ ભાઈ–સમુદાયજી ?
નથી દુર્યોધન. નારદ છું હું, ભાઈ,
કંઈક ભૂલ તમારી થાયજી !"

સુણી નારદનાં વચન, એ સઘળા
હસી પડ્યા ખડખડાટ જી;
નારદ બિચારા એકલા ને અટૂલા
પડી ગયા છે ચાટજી !

પછી પેલો સોવડી નાકે ચશ્મા
ગોઠવતો કાઢે ઉદ્દ્ગાર જી;
'કહો મુનિવર શું આપ ન વિશ્વના
સૌથી પ્રથમ પત્રકાર જી;

સમાચાર એ શ્વાસ તમારો
ને પ્રચાર તમારો પ્રાણજી !

મરીમસાલે વાત બહેલાવવી એ
તમ જીવનની લ્હાણ જી !

પત્રકાર-બન્ધુ અમે તમારા
કદમે કદમે કૂચ કરતા જી;
તમે બ્રહ્મચારી તો અમેય, પુરતા
પૈસા વણ, વાંઢા ફરતા જી !

ટૂંકા પગારમાં પરવડે ઘર નવ
ત્યાં ગૃહિણીની શી વાત જી !
તમારી સ્થિતિને, પ્રભુ, અમે જાણીએ
માંડ પામો દાળભાત જી !

ગરીબીને કારણે તમે લીધો છે, પ્રભુ,
સુખરૂપ આ સંન્યાસ જી;
અમે સંસારને વળગી રહ્યા, પ્રભુ,
સહેવા આ નિતનો ત્રાસજી !

<u>ઊથલો</u>

સંસારને ચોંટી રહ્યા, પ્રભુ, સ્હેવા સનાતન ત્રાસ–
આ જે અચાનક ભેટયા, તો એક કાર્ય કરાવી દો ખાસ !

વિષ્ણુ કને તમ અવરજવર છે, એ ઉથાપે ન તમારો બોલ;
એક કામ કરાવી દ્યો સદ્ય મુનિવર, તો વગાડીયે વિશ્વે યશ-ઢોલ !

અગ્રણી ઉવાચ :

'ઉપરથી આમ બોલો, મુનિ, ભલે
પણ જાણીએ આપનું મન:
ત્રિભુવનધણીથીયે વધુ માણો તમે
છો રહ્યા નિષ્કિંચન !

તટસ્થ રહી સૃષ્ટિલીલા વિલોકવી
ને કરવો અન્યાયનો પ્રતિકાર;
ધરમ બિરદાવવો ને અધરમને ડાંભવો;
એનો આનંદ છે અપરંપાર !

ન વૈભવવાંછા, ન જશની લોલુપતા
ન સત્તા–આસનનો ધખારો:
કૃષ્ણ કને પ્રભુ પહોંચવામાં આશય
છે છેક જ અનોખો અમારો !

ઊથલો

અનોખો આશય વૈકુંઠ–ગમનનો જો લઇ જાઓ તો થાય ઉપકાર"
પત્રકારોની એવી વિનતિ સુણીને નારદજી થયા તૈયાર.
સંકલ્પને બળે પછી સૌને પોઢાડયા તે જાગ્યા વૈકુંઠ–ભાગોળ:
ને પછી પોતા પ્રભુ ધામમહીં જ્યાં નર્તે નારી સહસ્ર સોળ !

કડવું છઠ્ઠું

વીણાપાણીને પ્રભુ નીરખે ને ઊઠીને આપે આસન !
પાદ પ્રક્ષાલીને પૂજા કરે પછી કાનમાં પૂછે છે મોહન !

**શ્રી વિષ્ણુ ઉવાચ :**

"કહો વિરંચિ-સુત ક્યાં થકી આવ્યા
ને આ મૂર્તિઓ કોણ સાથ !
આવડો પરિશ્રમ કેમ ઉપાડયો:
જે હોય તે કહો, કૃપાનાથ !

પ્રભુના વેણ સુણીને નારદે
અગ્રણીને કર્યો ઈશારો :
બે-ત્રણ ડગલાં આગળ વધીને
એ બોલવા માંડયો પરણારો !

**અગ્રણી ઉવાચ :**

"સત, ત્રેતા ને દ્વાપરમાં પ્રભુજી,
ઋષિમુનિઓ કરતા જે કામ-
કલિયુગમાં તે બજાવિયે અમે:
છે પત્રકાર અમારું નામ !"

સૂરજ ઊગે તેની સાથે દઈ એ
નિત નવા સમાચાર :
લેખો, નોંધો, આન્દોલનો ને સ્ફુરણો,
ભાષ્યો, ભાવનાઓ, વિચાર !

રોજ ઊઠી પ્રભુ, શું લખવું તેની
થાય અમારે પંચાત—
વિપુલ જગ પણ મૌલિક ઘટનાઓ;
માંડ વરસે પાંચ સાત

થોડાંક વરસોથી બે ભડવીરો, પ્રભુ,
હોતા'તા અમને સહાય.
છાશવારે કૈંક એવું બાફતા'તા
જે પર ભાણ્યો રસપુરણ રચાય !

એક તો એમેરી ને બીજા ઝીણાજી:
એમના બોલોની ગમ્મત હતી ઓર !
નવે રસો એમાં નીતરે સદાયે
ને ઊડે આનંદની છોળ !

એ ઝીણા ને એમેરી આજકાલ
બોલે છે ઓછું અત્યંત :
પત્રો પ્રભુજી તેથી નિરાશ બન્યા છે
ને આનંદનો આવ્યો છે અંત !

રોજરોજ નિતનવા વિષયો પ્રભુજી,
કાઢવા અમારે તે ક્યાંથી ?
ઝીણા કે એમેરી નિત બોલતા થાય
તો અમે ટળીએ આપદાથી !

મૂગાને વાચાળ કરતા પ્રભુ, તમે:
વાચાળોને કાં કર્યાં મૂગા ?
એમની વાચાળતા વધે રોજરોજ
તો અમારે કથરોટમાં ગંગા !"

પત્રકાર-અગ્રણીની વાણી સુણી પછી

શ્રીકૃષ્ણ ઉવાચ :

વિષ્ણુજી ઉત્તર દે છેજી :
"મૂંઝવણુ ટળવી જોઇએ તમારી
મન માહરું કે' છે જી !

પણુ તે શી રીતે કરવું તે
હુંથી નવ સમજાય જી !
એમેરીને હજુ પહોંચી વળું,
પણ ઝીણાને નથી ઉપાય જી !

એને કોઈ નવ પહોંચે, મુનિવર,
હું બ્રહ્મા કે પિનાકીજી;
પોતે પોતાનું ન સુણે કે સમજે
પછી રહ્યું શું બાકી જી !

વળી હું કહેવાઉં, ખરો કે ખોટો,
"બહુમતિ કોમ" કેરો દેવ જી !
હું કહું તેથી એ અવળું જ કરશે
એવો એનો અહમેવ જી !

થોડુંઘણું હાલ બોલે છે તે પણ,
મારે કહ્યે નહિ બોલે જી !
મુલાકાત માગીશ કે ઊલટાનો ચડશે,
નાહક હુંપદ-હિંડોળેજી !

ઊથલો

હુંપદ-હિંડોળે ચડશે અમસ્તો નથી જાણતા શું ઝીણાજીનું મૂળઃ
પેટ ચોળીને નાહક શું કરવા ઊભું કરો છો શૂળ !

# ૬. કામવિલાપ

શંકરને વશ કરવા નીકળેલા કામદેવની શી વલે થઇ હતી એ સૌ જાણે છે. શંકરે ત્રીજું લોચન ઉઘાડીને કામદેવને ભસ્મીભૂત કર્યો અને પછી તેની પત્ની રતિએ એ 'રાખના ઢગલા' પાસે બેસીને હૈયાફાટ રુદન કર્યું. રતિના એ આક્રંદને કાલિદાસે 'રતિ–વિલાપ'માં અમર કર્યો છે...પણ આ આખ્યાનમાં વૈશંપાયને કામદેવનો વિલાપ આપ્યો છે. કામદેવને શેનું દુઃખ છે? એ શા માટે કલ્પાંત કરે છે? આ આખ્યાન એનો ઉત્તર આપશે.

## ૬. કામવિલાપ

### કડવું પહેલું

પ્રથમ જગ—સુન્દરી—વૃન્દને
કરું દૂર થકી જ પ્રણામ;
પછી વસંતને વીનવું:
વીરા, નહિ તમારું કામ !

શરદ—પૂનમની ચાંદની
તું છેટી રે'જે બ્હેન,
છેટે, મલયના વાયરા,
તું રખે ચડાવે ઘેન !

રતિવલ્લભ, મન્મથ કહો,
કુસુમાયુધ, પંચબાણ,
તે કામ—દેવ—કલ્પાન્તની
કહેવી કથા રસ–ખાણ !

**ઊથલો**

કામ—વિલાપતણી કથા પદ—બંધ કરવા મંન !
વક્તા શ્રોતા ઉભયને થજો પિનાકી પ્રસન્ન !

## કડવું બીજું

એક વેળા વૈકુંઠ મોઝાર,
થઈ રહ્યો’તો ચૈચૈકાર !
ગાન્ધર્વોનાં અદ્‌ભુત ગાન
ત્રિકાલ કેરું ભુલાવત ભાન !

અપ્સરગણુની ઘૂઘરી ઘમકે,
જોગન્દરના હૈયાં ચમકે !
લક્ષ્મી, વિષ્ણુ ને તેત્રીસ કોટિ,
સૌનાં ચિત્ત રહ્યાં’તાં ચોટી !

દોડી આવ્યો એવે તે ઠામ,
એકાએક અવનિ ચકી કામ !
કરગરે ને કરે કલ્પાંત,
“દયા કરો ને, કમલાકાન્ત !

**ઊથલો**

“દયા કરો હું દીનંનો વળી રહ્યો છે દાટ !”
એવું કહી, અહી વિષ્ણુનાપદ, રૂવે રૂદિયા ફાટ !

રૂદિયાફાટ રતિપતિ રૂવે નેવાં વહે છે નેણુ:
પછી સાંતવન કરતા કુસુમાયુધનું શ્રીહરિ વદે છે વેણુ !

## કડવું ત્રીજું

વિષ્ણુ ઉવાચ :

"દેવ થઈ ને માનવ પેરે
વહવો આંસુ, અનંગ !
એવી આફત કહો શી ઊતરી જે
આકુળવ્યાકુળ અંગ !

જગ આખાનું હસવું ને રડવું
છે એક તમારે હાથ :
તમે ઊઠીને આમ ઢીલા બનો એ
શે સોહે રતિનાથ !

શાંત થઈને ભાખો વીરા,
દુઃખનું કારણ શું છે ?
ફરી ત્રિલોચન કેરું લોચન
ત્રીજું શું ઊઘડ્યું છે !

કે કોઈ સંતમહંત તણી
છોડવતાં બ્રહ્મ-સમાધિ,
વળગી ગઈ છે, વીરા, દારુણ,
શાપની મહા ઉપાધિ !

કે શું ગાંધીજી કેરા બોધે,
જગ બનિયું બ્રહ્મચારી ?

ને આશ્રયસ્થાન નથી રહ્યું એક્કે
તેની આ લાચારી !

જેવી હોયે તેવી વીરા,
વાત કહો પેટછૂટી,
તેત્રીશ કોટિ બેઠા છે ત્યાં
જડશે કો જડીબૂટી !

ઊથલો

પેટછૂટી વાત કહોને, વીરા, હાજર આ તેત્રીશ કોટિઃ
તત્પર તમને સંઘરવા, શું, કરશે એ લંગોટી ?"

## કડવું ચોથું

કમળાપતિના સુણીને વચનજી
વળી શાતા મન્મથને મનજી,
પછી વિલોકતા સર્વે સુર-જનજી !
ઠલવે છે નિજ-ઉરનો અગનજી !

કામદેવ ઉવાચ :

મન્મથ કહે સુણો વિષ્ણુજી,
મારા દુઃખનો નહિ પાર :
આટલાં વીતક વીત્યાં નથી
દ્વાપર ત્રેતા કે સત મોઝાર !

પૂર્વે કોઈએક ઋષિવર કેરા
અખોટ અંગ મોઝાર
માંડ કરીને માર્ગ મેળવતાં,
આનંદ થતો અપાર !

મુક્તિ કાજે મથતા મુનિવર
તપ તપતા વન માંહ્ય :
અકળાતો ઇન્દ્ર જાણે અબઘડી
ઇન્દ્રાસન મુજ જાય !

પાઠવતો પરીઓને મુનિનું
મન ચળાવા કાજ;
સંગાથે સંચરતો સાથે
વસંત ખટ—ઋતુ—રાજ !

સંવત્સર સંવત્સર સુધી
મચતાં ઘોર ધિંગાણાં :
પછી મુનિવરના સંયમ–ગઢમાં
પડતાં કોમળ કાણાં !

ને હું એ વપુમાં સંચરતો
સજીને પાંચે બાણ :
પછી મહેફિલ ઊડતી’તી મોજની–
શાં કરું એના વખાણ !

અવળી ગંગા વૈ' છે આજે:
વાંછે મને વિત્તહીન:
છોકરાં યે વાંછે ને ડોકરાંયે વાંછે
ને વાંછે દુઃખિયાં ને દીન !

રોગિયા ને સોગિયા, ભોગિયા ને જોગિયા
સૌ ને મારી લાહ્ય:
ચેહ ચડેલાં હાડપિંજર તે યે
રતિરંગ રમવા ચાહ્ય !

નાત જુવે નવ જાત જુએ, પણ
એનો નહિ કૈં વાંધો:
જોતાં હોય ફક્ત કે કેવો
છે નિજ દેહનો બાંધો !

મૂગે મોંએ સાંખત હું આ
કળજગ કેરો ઉપાડો:
કરતા હોત ન જો પછી મારો
જાહેર જગે ભવાડો !

મોટે ઉપાડે તેડે મુજને:
નભાવવાની ન વાત:
આતઃકાળે પ્રેમ કરે ને
કોર્ટે ચડે રાતોરાત !

પ્રેમદા કેરી પાનીએ ઝૂમઝુમ
પાંગરતો હું પૂર્વકાલ :
પેપરને પાનીએ ચડવું પડે મારે-
એવા છે આજે હાલ !

પેપરવાળા તો મને પીંખી નાખે :
મોટાં મથાળાં છાપી :
છોકરાં-છોકરીઉનો જાણે વાંક જ ન્હોયે
હું એક હોઉં જાણે પાપી !

દેવ-દુલારો ને જોબનનો દીવડો
રતિરાણીનો નાથ !
જગ-બત્રીશીએ આજ ચવાતો :
કંઈક કરો કૃપાનાથ !

**ભૂંગળો**

"કંઈક કરો કૃપાનાથ ! નથી ખમાતું દુઃખ"
એવું કહી રતિપતિ રૂવે નીચું ઢાળી મુખ !

## કડવું પાંચમું

કૃષ્ણજી કે' છે : "અનંગ, વીરા,
આંખ ભર્યે શું થાય:
કર્મને આધીન બનવું સૌને
કોણ રંક, કોણ રાય ?
સૃષ્ટિના આદિ સમયથી રતિપતિ
રંગ રમંતા આવો

તેનું સુખ જો માણ્યું, તો આનુ
દુઃખ સહતાં શીખી જાઓ !

દાસત્વભારે પ્રજા દબાઈ
વીસરી સારાસાર :
યથાવિધિ તમ આરાધનનો
ક્યાંથી જાણે પ્રકાર ?

યુગનો ભૂખ્યો અન્ન દેખી જ્યમ
અકરાંતિયો થઈ ધસતો:
દેહ સહે તેથી દશગણું ઉદરે
ઓરીને ચરણો ધસતો !

તેવું જ આજે સૌ વિષયોનું:
સંસ્કૃતિ વકરી આજે;
વણ અધિકારે વિલાસ જોઈએ
સૌને માનવસમાજે !

સુન્દરી આજે સુન્દરી નથી, પ્રભુ,
વીર નથી રહ્યા વીર....
થોથાં છે એમ સૌ સમજે છે–
કૈં કે ગણીને તીર !

જેવા વીર તેવી વનિતાઓ
તેવો જ તેમનો પ્રેમ :
તમ નામે સૌ રળી ખાએ....પણ
પિત્તળ ન થાયે હેમ !

દેવ માત્રની આ જ દશા છે
આજે દુનિયા માંહ્ય :
ઠાકર ગયાં ને રહ્યાં ઠીકરાં
જે સર્વત્ર પૂજાય !

એ અવળી પૂજાનો અપજશ
આપણે માથે ચડે છે :
ગોળ આરોગે ઠીકરાંના ઠાકર
ને ચોકડાં અહીં પડે છે !

આ અન્યાયનો દેખું, વીરા,
એક અમોઘ ઉપાય :
ભૂલોકેથી ભીનું સંકેલી
સ્વર્ગે થાઓ વિદાય !

મેં પોતે પણ એ જ લીધો છે
પીછેહઠનો રસ્તો :
તેથી જ તો વ્રજમંડળ છોડી
વૈકુંઠમાં રહું વસતો !

**ઊથલો**

વ્રજમંડળ ત્યાગી વૈકુંઠે વસ્યો હું તેનું આ છે સાચું કારણ !"
કૃષ્ણવચન સુણી કુસુમાયુધને હૈયે વળી છે ધારણ !
તે દિવસથી એણે તજી દીધી છે ભૂલોક કેરી માયા :
વૈશંપાયન કહે: કામ ગયો ! પણ રહી ગઈ કામની છ

# ૭ સ્ટેલિન આખ્યાન

જનમેજયનું મન શંકશીલ બન્યું છે...વૈશંપાયનને સ્ટેલિનના અંતિમ વિજયમાં અટલ શ્રદ્ધા છે...પરંતુ રોઇટર તો રોજ-બ-રોજ હિટલરની આગેકૂચના સમાચારો આપ્યે જાય છે. ત્યારે સાચું કોણ? વૈશંપાયન કે સ્ટેલિન? કે પછી સ્ટેલિન તરફથી તેમને એકાદ-બે ગામ દક્ષિણામાં મળ્યાં છે એવી લોકવાયકા? કે પછી મહર્ષિની 'સાઠે બુદ્ધિ નાઠી' છે?

## ૭ સ્ટેલિન આખ્યાન

પદ—પંકજ ગ્રહી મુનિવર કેરા
　　　　મહિપતિ પૂછે વાત :

જનમેજય ઉવાચઃ

"વાંકો વાળ ન થાયે રૂસનો
　　　　તમે કહેતા'તા, તાત !

હાં હાં કરતાં કીવ પડ્યું ને
　　　　લેનિનપુરી ઘેરાણીઃ
બુડેનીની માર્શલ—મૂછોનું
　　　　ઊતર્યું આખર પાણી !

કહેતા'તા કાંકરી નવ ખરશે
　　　　સ્ટેલિન-વ્યૂહ છે પાકોઃ
લેનિનગ્રાડને ક્રિમિયા લગી તો
　　　　પૂગ્યો છે હિટલરકાકો !

સોનલ-દેશ યુક્રેન સમો ત્યાં
　　　　સ્વસ્તિક-ધ્વજ વિલસંતો;
રશિયા તો રોળાવા બેઠું
　　　　રહ્યો સ્ટેલિન હાથ ઘસંતો !

મોંમાંથી કાઢંતો ઘડી ઘડી,
ધુ મ્ર ના ગો ટે ગો ટા,
ચીરૂટપાણી ચર્ચિલ છેટે
ઊભો ઊભો કરે હાકોટા !

આટલાંટિકને ઓલે કાંઠેથી
જોતો જગની હોળીઃ
રીડિયારમણ કરે છે રૂઝવેલ્ટ
મારો મારો મુખ થકી બોલી !

ભડભાદર છે રૂસની રૈયત
એમાં નથી મીનમેખ !
પણ વણ મદદે ભાંગી પડે
એવા લાગે છે વિધિના લેખ.

તોય તમે મુનિ દીધે રાખો છો કે
અંતે સ્ટેલિનની ફતેહઃ
એંધાણી એકકે ન દેખાયે ને
તમને રશિયા શું નેહ !

ખમૈયા કરજો ગુરુવર, મુજને
લાગે છે કે ભૂલો આપ,
કે પછી પામ્યા કો દક્ષિણા મોટી
તેનો છે આ પરતાપ :

ગુણ સ્ટેલિનના ગાઓ, ગુરુજી,
તે દક્ષિણાનો પરતાપઃ
પડું પડું રશિયા થઈ રહ્યું તેને
ક્યાં લગી થોભશો બાપ!

કેટલા દહાડા અગ્નિ નસે જે
પ્રગટે સળગતાં દાભઃ
ત્યાં શાં થાગડ-થીગડાં ગુરુજી,
જ્યાં ફાટયું આખું આભ!"

## કડવું બીજું

જનમેજયના સુણીને વચનજી.
હરખ્યું વૈશંપાયનનું મનજી;
પછી શિષ્યનું કરતાં સાંતવનજી,
ધીમે સાદે વદે મુનિજનજી!

વૈશંપાયન ઉવાચઃ

મુનિજન વદતાઃ "ધન ધન રાજન
ધ ન ત મા રો વિ વે કઃ
સત્યોચ્ચારણ સદા તમારા
પૂ ર્વ જ કે રી ટે ક!

વડીલ હો, વિદ્યાગુરુ હો,
કે હો વિભુવર સાક્ષાતઃ

કડવી કે મીઠી લાગે પણ
સાચી બોલવી વાત !

દેખો છો તેવું ભાખો છો,
પરીક્ષિત કેરા તન;
પણ અણદીઠ અનેક શક્તિઓ
કાં ભૂલો રાજન !

મન્દ છતાં મક્કમ ડગ ભરતો
હિટલર વધતો જાય;
ક્રીવ પડયું, યુક્રેન ગયું તેની
હું કયાં કહું છું ના ય !

ઓડેસા અણનમ ઊભું છે
તે ય કદાચિત પડશે;
ને લેનિનપુરી કેરા કોટ કદી
ધૂણીને ધરણી ઢળશે !

આગળ પાછળ મૂકે સોગટાં
ચાલે ચાલ નવા જી:
(પણ) આખર જીત્યો તે જ ગણાયે
જે જીતે આખી બાજી !

પૂર્વે મહાભારત યુદ્ધ ચાલ્યું
પૂરા દિવસ અઢાર:

ને આખર વર્ત્યો'તો પાંડવ–
પક્ષનો જય જયકાર !

પણ એકકેક દિવસ તાણું કાઢો
કદી જુદું સરવૈયું:
ધર્મ–પક્ષની હાર નિહાળીને
બેસી જ જાયે હૈયું !

ખટ કોઠા એકકેક કરીને
જીત્યો અર્જુન–તનઃ
સુતો સાતમે સોડ તાણીને
એ વાત વિચારો મન !

આ નવભારતમાં છોને નિત
સ્ટેલિન પામે હારઃ
નાઝીપતિ થશે નષ્ટ આખરે
એવો છે કોઠે કરાર !

ઝીકયે જાય મર ચર્ચિલ ચિરૂટો;
ને મર કરે રૂઝવેલ્ટ રીડઃ
ભક્તાધીન ભગવાન ધોડશે
ભાળી રૂસની ભીડ !

**ઊથલો**

ભીડ ભાળી સ્ટેલિનની દોડશે દીનાનાથ

એ મર્મને એક હું જાણું છું ને બીજા જાણે પિનાકી !
કંઈએક જાણે છે વ્રજકેરી ગોપી ને કંઈક શિરાઝના સાકી !

આજ ભલે હવે જગ બધું જાણે નાખું ખોલી બધો ભેદ !"
એવું કહી ઋષિ કથવા બેઠા જાણે ભણે છે પાંચમો વેદ !

## કડવું ચોથું

પછી જગતની સંધ્યા ટાણેજી,
ઋષિ ઊપડે રશિયા–ગુણ–ગાણેજી:
જે જૂના ધર્મને નવ જાણેજી,
હરિ તેને કયમ ભક્ત પ્રમાણેજી !

**ઊથલો**

તેને ભક્ત પ્રમાણે કયમ પ્રભુજી, જેને માન્ય ન એક્કે ધર્મ:
પછી પરીક્ષિત–તનની શંકા વિદારવા ઋષિ સમજાવે છે મર્મ.

**વૈશંપાયન ઉવાચ:**

વૈશંપાયન ઋષિ એણીપેર બોલ્યા
સુણ જનમેજય રાય,
વિસ્તારી તુજને સંભળાવું
રશિયા–ધર્મ–મહિમાય !

શ્રી હરિએ સમજાવ્યો રણમાં
અર્જુનને સમતા-યોગ :
તે કાળે કરીને નષ્ટ થયો
જ્યારે પલટાયા સંજોગ !

એવી જ રીતે ગિરિ-પ્રવચનના
આદેશો વિસરાયા;
ઈસુ યુરોપમાં ચડયો શૂળીએ
ને રહી ખ્રિસ્તની છાયા !

પેગમ્બરો ને ઋષિઓ-સૌએ
ચીંધી મુક્તિ-વાટ :
તે છોડી જગ આગળ ચાલ્યું
ને ઉપજાવ્યો ઉચાટ !

જનમ-ફકીરીવ્રત લઈ ફરતો
ક્યાં અમર એ મેરી-નન્દ !
ક્યાં માનવના રક્તે ખરડયાં
સામ્રાજ્યોના ફંદ !

ધર્મ ગયો ધરણીતલ માંહીંથી
ને રહ્યા ધતિંગ-ઉન્માદઃ

ત્રીજા રાજર્ષિ જવાહીર
જે ભારતના ચિત્તચોર !

ધર્મ—ધતિંગ અને રાજ્યોના
અનર્થકર ઢિંઢવાણા !
સૌ સામે આ ત્રિપુટીએ માંડયાં
ભારત મહીં ધિંગાણા !

પ્રાચીન ચીન માંહીંયે ચમકયા
સુન–યાટ–સેનથી માંડી
ચાંગ સુધી—જે સૌએ ચાંપી
જુનવાણીમાં ટાંડી !

પણ એ સૌના કાર્યો કેરું
ઉજ્જવલ જો પરિણામ
આવ્યું હોય તો તે કેવળ
એક રશિયા કેરે ઠામ !

બીજે તો જનતાની જડતા
ને રાજ્યની બળજોહુકી,
એ બે પાસે નવક્રાન્તિના
બળ સહુ સૂતાં થાકી !

ભારતીઓએ પૂજ્યા ટાગોર
ને પૂજ્યા જવાહર–ગાંધી;

પણ એ સૌના જીવનમંત્રને
રાખ્યો પોથાંમાં બાંધી !

શાહબાશીના શબ્દો પુકારે
ને કરે દંડવત પ્રણામ;
પણ નવ મંત્ર પ્રમાણે જીવન
જીવવાનું લે નામ !

એક જ રશિયા એવું હતું
જ્યાં કોટ્યાવધિ નરનાર
માર્ક્સ-દીધ મુક્તિ-મંત્રોને
ઝીલવા થયા તૈયાર !

એ મંત્રોને કાજે એણે
વહોરી વિરાટ ખુવારીઃ
બત્રીશા બહુ હોમી હેતે
યુગ—આરતી ઉતારી !

અન્ન-વસ્ત્ર-આનંદ-ભવન પર
સૌને છે અધિકારઃ
પરને સંતોષ્યા વણ ખાયે
તે પાપ તણો અવતાર !

એ ગીતામૃત કેરી નૂતન
માર્ક્સ—કથિત આવૃત્તિ

# આખરી ફેંસલો

## ( પૂર્વ તૈયારી )

[પૂ. ગાંધીજીના 'ઇન્ડિપેન્ડન્સ અને ડુમિનિયન સ્ટેટસ' ઉપર પ્રકાશ ફેંકતા, ગૌહટી મહાસભાના સમયથી શરુ થતા સર્વ લેખોનો સંગ્રહ.]

સંપાદક

નટવરલાલ માણેકલાલ

આણંદ



પ્રકાશક : શંભુલાલ જગશી ગૂર્જરગ્રન્થરત્ન કાર્યાલય માદલપુર, અમદાવાદ

એન્ટિક કાગળ આઠ આના

સન ૧૯૩૦ આવૃત્તિ પહેલી પાંચ આના



મુદ્રક:
મૂળચંદભાઈ ત્રીકમલાલ પટેલ
સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ
પાનકોર નાકા : અમદાવાદ

# બે બોલ

મહાત્માજી હાલની ચાલુ સત્યાગ્રહની લડતને પોતાની જાત પૂરતી તો 'આખરી ફેંસલા' રૂપ માને છે.

૧૯૨૯ ના ડિસેમ્બરની ૩૧ મી તારીખની મધરાત સુધી તેમણે પોતાના નિશ્ચય અનુસાર અંગ્રેજ રાજકર્તાઓનો હૃદયપલટો થાય અને હિંદને તેઓ તાત્કાલિક સંસ્થાનિક સ્વરાજ આપે એવી પ્રાર્થના કર્યા કરી. પણ કંઇ કારી લાગી નહિ. એટલે તેઓ તે જ ઘડીથી પૂર્ણ સ્વરાજવાદી તરીકે જાહેર થયા.

આમ સંસ્થાનિક સ્વરાજ એટલે અંગ્રેજો હિંદીઓ સાથે ભાઇચારો રાખી અહીં રાજકાજમાં હાથ રાખે એમાં જ માનનાર હોવા છતાં દેશના સંજોગો અને વાતાવરણ જોતાં તેઓ કેટલાય દીર્ઘ, સ્પષ્ટ અને મક્કમ વિચારો કર્યા બાદ પૂર્ણ સ્વરાજવાદી તરીકે બહાર પડ્યા.

ધ્યેય નક્કી થતાં સાધન પણ તેને પહોંચી વળવા નક્કી કરવું જોઇએ. તે માટે તેમણે સત્ય અને અહિંસાનું–શાન્તિમય અસહકારનું–સનાતન સાધન હિંદ આગળ ખડું કર્યું. પોતે તેના વડા સાધક બની સારાય દેશને તે સાધનામાં ભાગ લેવા આમંત્ર્યો. જેનું સુંદર પરિણામ અત્યારે સહુ આબાલવૃદ્ધ, હિંદના ખૂણેખૂણામાં નિહાળી રહ્યાં છે.

શાન્તિમય અસહકારનો આશ્રય લઈ તેમણે પહેલો નિમકનો કાયદો જે ગરીબ ને તવંગર સહુને લાગુ પડે છે તે તોડી નાંખવાનો વિચાર કર્યો અને તેને અંગે દાંડી મુકામે પહોંચવા પોતાની સાથે

ચૂનંદા ૭૯ આશ્રમવાસીઓ લઈ તા. ૧૨ મી માર્ચ—'૩૦ ના પ્રભાતે મહાપ્રયાણ કર્યું. પ્રથમ ભોગ તદ્દન શુદ્ધ હોવો જોઇએ એમ માનવાથી તેમણે 'આશ્રમ' વાસીઓનું વિશુદ્ધ બલિદાન તૈયાર કરેલું.

આમ ગામડાં જગાવતા તેમજ ત્યાં અજબ ચેતન પૂરતા દાંડી પહોંચ્યા, ને 'મીઠાનો કાયદો તોડી નાખ્યો.' થોડી મુદ્દત બાદ ધરાસણાના મીઠાના અગરોપર 'ધાડ' પાડવાનો નિશ્ચય જાહેર કર્યો. ત્યાં તો સરકારે તેમને કરાડી મુકામેથી મધરાતે પકડી યરવડા જેલમાં પૂર્યા.

ઉપર પ્રમાણે ટુંક રૂપરેખા આપ્યા બાદ આ પુસ્તક બે ભાગ—૧. પૂર્વ તૈયારી, ૨. મહાભિનિષ્ક્રમણ—માં વ્હેંચાયેલું છે તેનું કારણ સ્પષ્ટ થશે. એટલે પૂર્ણ સ્વરાજવાદી જાહેર થઈ તેને અંગે સક્રિય ભાગ ભજવવા સ્વાતંત્ર્યકૂચ આદરી તે પહેલાંના તેમના હિંદમાં કયા પ્રકારની અને કેના હાથમાં રાજનીતિ હોવી જોઇએ એ વિચારોને તેમના લેખ, વાતચીત, ભાષણ વગેરે રૂપમાં પહેલા ભાગમાં આપેલા છે. અને જે દિનથી મહાપ્રયાણ કર્યું ત્યારથી ધરપકડ થતાં સુધીનાં વર્ણન, ભાષણ, તેમજ લેખો બીજા ભાગમાં આપેલાં છે.

આ બધો, સંગ્રહ જ કરેલો છે. મૌલિક લખાણ કંઇ જ નથી. આ સંગ્રહ કરવામાં કંઇ ખામી હોય તો તેને વાચક ક્ષમ્ય ગણશે એવી આશા છે. બાકી આમ ગૌહટી મહાસભાથી માંડી મહાત્માજીની છેલ્લી ગિરફતારી સુધીનાં તેમનાં ભાષણો અને લેખોમાં સંગ્રહ કરવા પાછળ એક જ વિચાર રહેલો છે કે આમ એક જ પુસ્તકમાં એક જ વિષય પરત્વેની વિચારમાળા હોય તો અભ્યાસીને ઉપયોગી નીવડે.

જન્માષ્ટમી—'૮૬
આણંદ.

સંપાદક

# અનુક્રમણિકા



અબ્બાસ સાહેબ

ધરાસણાના અગરો પર 'ધાડ' પાડવા પ્રથમ પ્રયાણ કરનાર સેનાનાયક

# અંગ્રેજનો હૃદયપલટો થશે ?

[ ગૌહટીમાં ૪૧ મી મહાસભાની બેઠક મળી ત્યાં મહાસભાનું ધ્યેય 'સ્વરાજનું' બદલીને સામ્રાજ્યથી મુક્ત 'સ્વાતંત્ર્ય'નું કરવામાં આવે એવી મતલબનો ઠરાવ રજુ કરવામાં આવેલો.

તે ... હિંદુસ્તાનમાં ચારે કોર યુવાનોના જોરની જમાવટ થતી હતી. તેઓની વેડફાઈ જતી શક્તિનું સંગઠન થતું હતું. તેમને અત્યારે ઘરડાઓની હળવી મનોદશા અગ્રાહ્ય અને અસંતુષ્ટ-કર્તા નીવડેલી હતી.

મહાત્માજી તો ઉભરાતા પ્રેમનિધિ જેવા હતા અને છે. પોતાની વિશુદ્ધિ ઉપર સામા માણસની વિશુદ્ધિનો આધાર રાખે છે, તે સમયે તેમનાં મનમાં 'પૂર્ણ સ્વરાજ'ની વ્યાખ્યા ન હતી પણ સામ્રાજ્યની અંદર રહીને સ્વરાજ–Dominion Status–ભોગવવાની ઇચ્છા હતી. છેવટે એ પણ પૂર્ણ સ્વરાજમાં સમાપ્ત થાય એવી મનોવાંછના ખરી.

સામ્રાજ્યથી મુક્ત 'સ્વાતંત્ર્ય' હોવું જોઇએ એ સંબધી જે ઠરાવ મહાસભામાં રજુ થએલો તેનો વિરોધ કરતાં ગાંધીજીએ જણાવ્યું : ]

"આ ઠરાવ દર વર્ષે આવે છે, મારી પાસે આવ્યો હતો ત્યારે મેં એની ચર્ચા ન હતી કરવા દીધી. આ વેળા તમને ભલા પ્રમુખ મળ્યા છે એટલે તેમણે આટલી ચર્ચા તમને કરવા દીધી. તમે સ્વાતંત્ર્યની વાત કોની આગળ કરો છો? જ્યાં તંબુરાના તેર રાગ છે ત્યાં સ્વાતંત્ર્યના સંગીતની આશા શેના રાખો છો ? ડાહ્યો માણસ પોતાની મર્યાદા સમજે, પોતાનાથી ગળાય તેના કરતાં મોટો ખૂકો ન મારે. એમ ધારો કે સામ્રાજ્ય બહારનું સ્વાતંત્ર્ય તે સ્વરાજ કરતાં બહુ ભારે વસ્તુ હોય, તો પણ હું તમને સૂચના કરૂં છું કે તમે ધીરજ રાખો, જે હાલ મેળવી શકાય છે તેટલું મેળવો અને પછી આગળ પગલું ભરો. મારે માટે તો એક પગલું આજે બસ છે. આજે તમે એમ નથી સમજી શકતા કે સંપૂર્ણ સ્વાતંત્ર્યનો અર્થ

ઉધો થવાનો સંભવ છે? આજે હિંદુ અને મુસલમાનને બારમા ચંદ્રમા છે ત્યાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય એટલે હિંદુરાજ અથવા મુસલમાન-રાજ તો ન થઈ બેસે?

પણ ખરી વાત તો એ છે કે સ્વરાજમાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય આવી જાય છે. જો બને તો સામ્રાજ્યાંતર્ગત સ્વરાજ, અને જરૂર પડે તો સામ્રાજ્યથી મુક્ત સ્વરાજ એ સ્વરાજનો અર્થ છે......તમે માનવ સ્વભાવ વિષે શા સારૂ વિશ્વાસ ખોઈ બેસો છો? શા સારૂ તમે માની લો છો કે તુમાખી અંગ્રેજનો ગર્વ એક દિવસ તમે ન ભૂલાવી શકો અને તેની પાસે તમારી સેવા ન કરાવી શકો? તમને ધોળી ચામડી સામે ઘૃણા છે? તમને અંગ્રેજી શીખવવા માટે પણ તમારે કોઇ અંગ્રેજને આ દેશમાં નથી રહેવા દેવા?......બ્રિટિશ પાર્લામેન્ટ આપણને ગમે તે બંધારણ આપે તેથી મને સંતોષ ન થાય, જો તે બંધારણમાં આપણને સામ્રાજ્યથી મુક્ત થવાની છૂટ પણ ન આવી જતી હોય તો. સ્વરાજમાં એ વસ્તુ રહેલી છે. સ્વરાજ્યના ગંભીર રહસ્યને નબળું ન પાડો, એનો વિશાળ અર્થ સંકુચિત ન કરો. કદાચ આજે છે તેના કરતાં પણ વધારે સારી વ્યાખ્યા આપણને એક દિવસ મળી રહેશે. એ શબ્દમાં જે સામર્થ્ય રહેલું છે તે દેશની વ્યક્તિ વ્યક્તિમાં સામર્થ્ય વધતું જશે તેમ તેમ વધતું જશે."

ફરી પાછી સ્વાતંત્ર્યના ઠરાવ ઉપર ચર્ચા થઈ. પ્રમુખે કહ્યું કે ગાંધીજી હવે રાજકાજમાં ભાગ લેવાના છે એ દૃષ્ટિએ પણ એ ઠરાવ મુલતવી રાખવામાં લાભ છે. ત્યાં શ્રી. ઉપેન્દ્રનાથ બેનરજીએ ગાંધીજીના વિચારને એ ઠરાવની સાથે કશો સંબંધ નથી એમ જણાવ્યું અને કહ્યું કે સ્વતંત્ર રીતે વિચાર કરવો જોઇએ. આ ચર્ચા ઉપર મહાત્માજીએ બોલતાં પોતાની હૃદયજ્વાળા પ્રગટ કરી:

"હું મહાત્મા નથી. હું તો દેશનો નમ્ર સેવક છું. એટલે મારી જાળમાંથી તમે સહેલાઇથી બચવાના નથી, કારણ આપલોગમાં તો હું પ્રખરમાં પ્રખર અરાજકવાદીથી પણ ઉતરૂં એમ નથી. તમે ગમે તેવો

મારે કાર્યક્રમ રચ્યો, પણ તમને કહું છું કે જે માણસે જીંદગીમાં અનેક લડાઇઓ ખેડી છે, અને જેને આગળ કેમ વધવું અને કેટલું વધવું એ આવડે છે તેની સલાહના ઉપર ધ્યાનપૂર્વક વિચાર કરી લેજો. તમે આજે ' સ્વરાજ ' શબ્દની વ્યાખ્યા કરવા જશો તો તેની શક્તિ તમે મર્યાદિત કરી નાંખો છો. સંપૂર્ણ સ્વાતંત્ર્ય સ્વરાજમાં આવી જાય છે. જો ન આવી જતું હોય તો તમે મને મહાસભામાં ન જુઓ. પણ મારે તમને જણાવવું જોઇએ કે સંપૂર્ણ સમાનતાને ધોરણે બ્રિટિશ લોકોની સાથે ગાઢમાં ગાઢ સંસર્ગ પણ ' સ્વરાજ 'માં આવી જાય છે......પણ મારે કહેવું જોઇએ કે તમે અધીરા છો, અને મારી સલાહ છે કે તમે જરા ધીમે ચાલો."

મહાત્માજીએ ખરૂં સ્વાતંત્ર્ય શું છે એ નીચેના શબ્દોમાં સ્પષ્ટ કર્યું:

" મેં તો મારૂં સ્વરાજ અને સ્વાતંત્ર્ય મેળવી લીધું છે. હવે દરેક હિંદી એ સ્વાતંત્ર્ય મેળવે એટલે પછી સૌનું સ્વાતંત્ર્ય એટલે દેશનું સ્વાતંત્ર્ય. હું તમને એક જ શરત એ આપી શકું કે જ્યારે મહાસમિતિ સતત કામ કરનાર મંડળ બનશે, સ્વાતંત્ર્ય મેળવવા માટે કટિબદ્ધ બનશે, જ્યારે હિંદુસ્તાન પોતાની એક પ્રતિજ્ઞા-કાપડનો બહિષ્કાર પાળી શકશે ત્યારે હું મોતીલાલજીની પાસે જઇને કહીશ કે મને ધારાસભામાં લો."

તે સમય ' પૂર્ણ સ્વરાજ ' માટે શા સારૂં અનુકૂળ નહતો તે સંબંધી નીચે મુજબ ઉદ્ગાર કાઢેલા:

"......હું તમને ૩૦ રૂપીઆ મહિનો અને શિક્ષણ આપી શકું, પણ તમારે ગામડે ગામડે જઇને કાપડબહિષ્કારનો પ્રચાર કરવો પડશે. આજે તો આપણામાં તાલીમ નથી, નિયમપાલન નથી, આજે પ્રમુખની આજ્ઞા તમે આનંદથી પાળી નથી શકતા."

# 'પૂર્ણ સ્વાતંત્ર્ય'

[ જાન્યુઆરી તા. ૧૯-૧૧-૨૭ના અંકમાં પૂજ્ય ગાંધીજીએ લખેલો અગ્રલેખ.]

સ્વરાજનો અર્થ પૂર્ણ સ્વાતંત્ર્ય ગણવામાં આવે એવો મહાસભાના ધ્યેયમાં ફેરફાર કરવા માટે દર વરસે મહાસભામાં એક ઠરાવ લાવવામાં આવે છે, અને દર વરસે મહાસભા સદ્ભાગ્યે મોટી બહુમતીથી એ ઠરાવને કાઢી નાખે છે. આ ઠરાવ કાઢી નાખવો એ મહાસભાના ડહાપણનો પૂરાવો છે. આ ઠરાવ લાવવામાં, કેટલાક ઉત્સાહી મહાસભાવાદીઓ કે જેમને બ્રિટિશ પ્રજાના ઇરાદાઓ વિષે જરા પણ વિશ્વાસ નથી અને જેઓ એમ માને છે કે અંગ્રેજો હિન્દુસ્તાનને કદી પણ ન્યાય આપવાના નથી, તેમની અધીરાઈ પ્રગટ થાય છે. ( જે આજની સ્થિતિ જોતાં ક્ષમ્ય છે ). પણ પૂર્ણ સ્વાતંત્ર્યની હિમાયત કરનારાઓ એ ભૂલી જાય છે કે એથી તેમનો મનુષ્યસ્વભાવ પ્રત્યેનો અવિશ્વાસ પ્રગટ થાય છે અને તેથી પોતાને વિષેનો પણ તેમનો અવિશ્વાસ ઉઘાડો પડે છે.

તેઓ એમ શા માટે માને છે કે અંગ્રેજ પ્રજાને દોરનાર આગેવાનોનાં હૃદયનો પલટો નહિ જ થાય? આપણે નબળા છીએ માટે જ હૃદયપલટો થતો નથી, એનો સ્વીકાર કરવો એ શું વધારે સાચું અને ગૌરવભર્યું નથી? કુદરતને ફૂટી આંખે પણ નિર્બળતા ગમતી નથી. આપણે અંગ્રેજ પ્રજા પાસેથી કે દુનિયા પાસેથી દયાની ભિક્ષા નથી માગતા પણ જે આપણો હક છે તે નર્યો ન્યાય માગીએ છીએ. અને જ્યારે આપણે બળવાન થઈ, તેવા બળનો અનુભવ કરી, ન્યાયને યોગ્ય થઇશું ત્યારે ન્યાય આપણને મળી રહેશે.

મને ખાત્રી છે કે પૂર્ણ સ્વાતંત્ર્યની વધુમાં વધુ હિમાયત કરનાર પણ એમ નથી કહેતો કે તે અંગ્રેજ પ્રજા કોઇ પણ શરતે, કોઇ પણ જાતનો સંબંધ રાખવા તૈયાર નથી. અને કદાચ એમ કહે તોપણ

જેમ એ ઠરાવને ટેકો આપનારાઓમાંના એકે મારા સવાલના જવાબમાં કબૂલ કર્યું હતું તેમ અંગ્રેજો સમાન દરજ્જે સંબંધ રાખવા કદી તૈયાર નહિ થાય એવો જ એનો તે અર્થ કરે છે. આ ને કોઇ પણ શરતે અંગ્રેજો સાથે સંબંધ ન રાખવો એ બન્ને જુદી બાબતો છે.

બેશક, સ્વરાજમાં બધીએ બાબતોનો સમાવેશ થાય છે. એમાં બીજી ઘણી બાબતો તેમ પૂર્ણ સ્વાતંત્ર્ય પણ આવી જાય છે. એનો એક અર્થ નક્કી કરી નાખવો એ આપણી દૃષ્ટિને સંકુચિત કરવા બરાબર છે. અને જે આજે સદ્‌ભાગ્યે અમર્યાદિત છે તેને મર્યાદિત કરી મૂકવા જેવું છે. જેમ રાષ્ટ્રનું ચૈતન્ય અને તેની આકાંક્ષાઓ વધે તેમ સ્વરાજના અર્થનો પણ વિકાસ થવાનો. આજે વસાહતી સ્વરાજ્યથી પણ આપણે સંતોષ માની લઇએ, પણ ભવિષ્યની પ્રજાને કદાચ તેથી સંતોષ નહિ થાય, તેમને એથી પણ કંઈક વધારે સારૂં જોઇશે.

કશા વિશેષણ વિનાના સ્વરાજમાં, આજે જે ઉત્તમમાં ઉત્તમ આપણે કલ્પી શકીએ અથવા મેળવી શકીએ તેનાથી પણ જે આપણે માટે વધારે સારૂં હોય તેનો સમાવેશ થાય છે. વસાહતી સ્વરાજના તંત્ર હેઠળ પણ સ્વરાજ્યનો અર્થ જ્યારે ઇચ્છા થાય ત્યારે પૂર્ણ સ્વાતંત્ર્ય જાહેર કરવાની શક્તિ, એવો થાય છે. જ્યાં સુધી આપણે એ શક્તિ નથી મેળવી ત્યાં સુધી આપણે સ્વરાજ નથી મેળવ્યું. આવો જ એનો મોળામાં મોળો અર્થ પણ થઇ શકે. દક્ષિણ આફ્રિકાએ એ દરજ્જો આજે મેળવ્યો છે. એ સ્વતંત્ર પ્રજાઓની સ્વેચ્છાની ભાગીદારી છે. ગ્રેટબ્રિટન અને સંસ્થાનો વચ્ચે સમાનતાને દાવે એકબીજાના પરસ્પર હિતને માટે એ સ્વેચ્છાનો સહકાર છે.

હિન્દુસ્તાન છેવટે શું મેળવવા માગે છે એનો એણે એકલાએ જ નિશ્ચય કરવાનો છે. વર્તમાન ધ્યેયથી સ્વયંનિર્ણયની આ શક્તિને કશો બાધ નથી આવતો. આ ધ્યેયમાં બીજું કંઈ રહેતું હોય તો તે એ કે સામ્રાજ્યમાં અથવા કહો કે બ્રિટિશ પ્રજારાજ્યમાં રહીને સ્વરાજ

મેળવવાનો અર્થ પણ એમાં સંભવે છે. સ્વરાજ્યનો ગૂઢ અર્થ, મેં ઘણી વખત કહ્યું છે તેમ બને તો સામ્રાજ્યની અંદર અને જરૂર પડે તો સામ્રાજ્યની બહારનું સ્વરાજ્ય, એવો થાય છે. હું એમ માનું છું કે આ અર્થમાં સુધારો કરવો એ શક્ય નથી. રાષ્ટ્રના સ્વમાન સાથે એ બંધબેસતો છે અને રાષ્ટ્રના વિકાસ માટે એમાં વધારેમાં વધારે અવકાશ રહે છે.

પણ એના અર્થનો સાચો નિર્ણય તો આપણાં કામોથી અને એ ધ્યેય સુધી પહોંચવા માટે ગ્રહણ કરેલાં સાધનોથી જ થઈ શકશે. આપણે એ મેળવવાના ઉપાયો ઉપર જ એકાગ્ર થઇ ધ્યાન આપીશું તો સ્વરાજ તો એની મેળે એનો રસ્તો કરી લેશે. તેથી સ્વરાજ્ય જેવા અમર્યાદિત અર્થવાળા શબ્દનો અર્થ નક્કી કરવામાં નહિ પણ તેના ઉપાય અને સાધનોની શોધમાં જ આપણે આપણા પ્રયત્નો વાળવા જોઈએ.

# 'ઇન્ડિપેન્ડન્સ' કે સ્વરાજ ?

[જાન્યુઆરી તા. ૧૫-૧-૨૮ ના નવજીવનમાં પૂ. ગાંધીજીએ લખેલો અગ્રલેખ]

'ઇન્ડિપેન્ડન્સ' નો ઠરાવ કરીને મહાસભાએ લૉર્ડ બર્કનહેડના ઉદ્ધત અપમાનનો યોગ્ય જવાબ વાળ્યો છે એમ કહેવામાં આવે છે. જો આ ગંભીરતાપૂર્વક કહેવામાં આવતું હોય તો મારે જણાવવું જોઇએ કે બાદશાહી કમિશન નીમવામાં અને તેની નીમણુંક જાહેર કરવામાં દેશનું જે અપમાન થયું છે તેનો કેવો જવાબ વાળવો જોઇએ એની આપણને કશી ગમગત નથી. એ અપમાનનો જવાબ બોલવાથી ન વળાય, ભલે ને તે ગમે તેટલાં જબરદસ્ત હોય; કે બણગાં ફૂંકવાથી ન વળાય, ભલે બડી બહાદુરીથી તે ફૂંકવામાં આવતાં હોય. બ્રિટિશ પ્રધાન, તેના સાથીઓ અને તેની પાછળ પાછળ ચાલનારાઓના કૃત્યનો જવાબ તો આપણે પણ તેને ભૂલાવે એવું કાર્ય કરીને જ વાળી શકીએ. ધારો કે મહાસભાએ કશો ઠરાવ કરવાને બદલે પોતાની પાસેના તમામ પરદેશી કાપડની હોળી કરી હોત, અને દેશની પાસે પણ એવી હોળી કરાવી હોત તો એ કાંઇક જવાબ વળ્યો કહેવાત ખરો, જો કે પેલાં ભયંકર અપમાનની બરાબરી કરી શકે એવો તો નહિ જ. જો મહાસભાએ દરેક સરકારી નોકર પાસે રાજીનામાં અપાવ્યાં હોત-મુખ્ય ન્યાયાધીશથી માંડીને તે નાનામાં નાનાં સિપાઇસપ્પરાં, અને લશ્કરના સિપાઇઓ પાસે રાજીનામાં અપાવ્યાં હોત તો એ યોગ્ય જવાબ કહેવાત ખરો. એ થયું હોત તો બ્રિટિશ પ્રધાનો અને તેમને સાથ દેનારાઓનું આજે આપણાં પરાક્રમો જોઇને પેટનું પાણી પણ હાલતું નથી, તેમને ખબર પડત કે ટાઢે પેટે કેમ બેસી રહેવાય છે !

કદાચ કહેવામાં આવશે કે આ સોના જેવી શીખામણ આપવામાં સાર શો, જ્યારે હું પોતે જ જાણું છું કે એનો અમલ થઇ શકવાનો નથી. અમલ ન થઇ શકે એમ હું નથી માનતો. આજે ઘણા સિંદીઓ એવા પડ્યા છે કે જેઓ કશું ન બોલતાં છતાં પ્રજાને

ગુલામીમાં જકડી રાખનાર રાજતંત્રને આજે જેઓ ટકાવી રહ્યા છે તેઓ પોતપોતાની રાષ્ટ્રઘાતક નોકરી છોડે એ મંગળ દિવસની પોતપોતાની રીતે તૈયારી કરી રહ્યા છે. જ્યારે કાર્યની શક્તિ ન હોય ત્યારે જીભ ઉપર કાબુ રાખવામાં હિંમત રહી છે, ડહાપણ તો રહ્યું છે જ. કાર્ય વિના કેવળ બડી બડી વાતો કરવી એ નાહકની વરાળ કાઢવા જેવું છે, અને મને ૧૯૨૦ માં સખ્ત ભાષણોને બદલે દેશભક્તો જેલ જવાનું પસંદ કરવા લાગ્યા ત્યારે સખ્તમાં સખ્ત ભાષણોની ભભક ઊડી ગઇ. ભાષણ તો જેનાં મોં સીવાઇ ગયેલાં હોય તેને માટે આવશ્યક હોય. અંગ્રેજ વહીવટદારો આપણાં ભાષણોની મશ્કરી કરે છે અને ઘણી વાર તેઓ એવાં પગલાં લે છે કે જેમાં આપણાં ભાષણો માટે તેમનો તિરસ્કાર દેખાઇ આવે છે, અને તેમનું વર્તન જ આપણને તેમની વાત કરતાં વધારે અસરકારક ટાણો દે છે, 'બકવાદ શું કરો છો ? હિંમત હોય તો કરી બતાવોને.' આ ટાણાનો આપણે જવાબ ન દઇ શકીએ તો આપણું દરેક ધમકી ભરેલું ભાષણ અથવા વ્યવહાર આપણી નામોશી અને આપણી અશક્તિ જાહેર કરશે બેડીઓવાળા કેદીઓને મફતની ગાળો દેતા મેં જોયા છે, જે ગાળોથી જેલરને તો માત્ર હસવું જ આવે છે.

વારૂ, બીજી વાત. 'ઇન્ડિપેન્ડન્સ' ધ્યેય બનાવવામાં આવ્યું તે શું કોઇ અંગ્રેજોએ આપણું કાંઇ અપમાન કર્યું તેના જવાબમાં ? શું માણસો પોતાનાં ધ્યેય લોકોના ઉપર ઉપકાર કરવાને કે લોકોનાં કાર્યનો વિરોધ કરવાને માટે નક્કી કરતા હશે ? મારૂં તો માનવું એવું છે કે આપણે અમુક ધ્યેય નક્કી કરીએ તો પછી તે જાહેર કરવું જ જોઇએ, અને બીજાનાં કાર્ય કે ધમકીનો વિચાર કર્યા વિના એ ધ્યેયની પાછળ મંડ્યા રહેવું જોઇએ.

એટલે 'ઇન્ડિપેન્ડન્સ'નો આપણે શો અર્થ કરીએ છીએ તે તો જરા સમજી લઇએ. ઇંગ્લંડ, રશિયા, સ્પેઇન, ઇટલી, ટર્કી, ચીલી, ભુતાન સૌ 'ઇન્ડિપેન્ડન્સ' (સ્વતંત્રતા) ભોગવે છે. આમાંથી આપણને કઇ સ્વતંત્રતા જોઇએ છે ? આથી એમ કોઇ ન માની લે

કે મેં સ્વીકારી લીધું છે કે આપણું ધ્યેય ઇન્ડિપેન્ડન્સ છે. જો હિંદી ઇાન્ડપેન્ડન્સ આપણું ધ્યેય હોય તો એની એક જ વ્યાખ્યા આપનારા બે માણસો ન મળે. હકીકત તો એ છે કે ભવિષ્યમાં આપણે શું મેળવીશું એ આપણે પણ જાણતા નથી. એ આપણી વ્યાખ્યાઓ કરીને નહિ નક્કી કરી શકીએ, પણ આપણી ઇચ્છા અને આનચ્છાએ થતાં કૃત્યોથી જ એ નક્કી થશે. જો આપણે ડાહ્યા હઇશું તો વર્તમાનની જ આપણે દરકાર રાખશું એટલે ભાવી એની મેળે સરખું ઊતરશે.

આની સામે મારૂં કહેવાનું એ છે કે 'સ્વરાજ' એ હમેશને માટે કામ આવે એવું અને સૌને ગમે એવું ધ્યેય છે. આપણે અંગ્રેજી શીખેલા હિંદીઓ અનેક વાર અજાણી રીતે એમ માની લેવાની ભયંકર ભૂલ કરીએ છીએ કે અંગ્રેજી બોલનારા ગણ્યાગાંઠ્યા હિંદીઓમાં જ હિંદ સમાઇ જાય છે. હું કહું છું કે કોઇની મગદૂર હોય તો આમવર્ગને સમજાય એવો હિંદી શબ્દ 'ઇન્ડિપેન્ડન્સ' ને માટે સૂચવે. કાંઇ નહિ તો આપણું સામાન્ય ધ્યેય સૂચવનારો શબ્દ ૩૦ કરોડ લોકો સમજી શકે એવો દેશી શબ્દ હોવો જોઇએ. એ શબ્દ હિંદના દાદા દાદાભાઈ નવરોજીએ દેશના નામે શોધ્યો હતો અને દેશને અર્પણ કર્યો હતો. એ શબ્દ 'સ્વરાજ'. એ શબ્દની વ્યાપ્તિ 'ઇન્ડિપેન્ડન્સ' ના કરતાં હજારગણી વધારે છે, અને એમાં 'ઇન્ડિપેન્ડન્સ' તો આવી જાય છે જ. એ શબ્દ પ્રાણભર્યો છે. એ હજારો હિંદીઓના ઉદાત્ત બલિદાનથી પવિત્ર થયેલો છે. એ સબ્દ હિંદુસ્તાનના દૂરદૂરના ખૂણામાં કદાચ ન ફેલાયો હોય તો પણ એવા બીજા કોઇ પણ શબ્દના કરતાં વધારે પ્રચલિત છે. એ શબ્દને કાઢીને જેના મૂલ્ય વિષે આપણને શંકા છે એવો અર્થ તેને બદલે મૂકીએ એ તો એ પવિત્ર શબ્દ ઉપર અત્યાચાર છે. મહાસભાનું કામકાજ હિંદુસ્તાનીમાં જ ચલાવવા માટે કશું કારણ બાકી રહ્યું હતું તો તે આ 'ઇન્ડિપેન્ડન્સ' ના ઠરાવથી મળી જાય છે. આપણી ભાષા હિંદી હોત તો આ ઠરાવ કરવા જેવી કરુણ પરિસ્થિતિમાં આપણે ન મૂકાવું પડત. જો તેમ હોત તો આપણા બહાદુરમાં બહાદુર

વક્તાઓએ 'સ્વરાજ' શબ્દના સ્વાભાવિક અર્થને શણગાર્યો હોત અને તેની સારીનરસી અનેક વ્યાખ્યાઓ કરવાનો પ્રયત્ન કર્યો હોત. 'ઇન્ડિપેન્ડન્સ' વાદીઓ પોતાના અનુભવનો લાભ લઇ આમવર્ગ, જેમને માટે તેઓ સ્વાતંત્ર્ય ચાહે છે તેમની વચ્ચે જઇને કામ કરવાનો નિશ્ચય કરે. અને મહાસભાની આમવગની સભાઓમાં અંગ્રેજીના પ્રયોગનો બહિષ્કાર કરે એ આપણે ઇચ્છીએ.

ખરૂં પૂછો તો મને તો 'ઇન્ડિપેન્ડેન્સ' ની ભૂખ નથી, પણ મારે તો અંગ્રેજના ઝુંસરીમાંથી મુક્ત થવું છે. એને માટે ગમે તે ભોગ આપવાને તૈયાર છું. એ ન મળે તો અંધાધુંધી પણ હું સ્વીકારૂં કારણ અંગ્રેજી શાંતિ તો મરણની શાંતિ છે. આખી પ્રજાના આવા જીવતા મૃત્યુ કરતાં ગમે તે સ્થિતિ સારી. આ રાક્ષસી રાજ્યે આ સુંદર ભૂમિનાં સંપત્તિ, નીતિ હરી લીધાં છે અને આત્માને હણ્યો છે. એ રાજ્યની અદાલતોને રોજ હું ન્યાય અને સત્યને તિલાંજલિ આપતી જોઉં છું, ભયભીત ઓઢિયા પ્રાંતમાંથી હું હમણાં જ આવ્યો છું. આ રાજ્ય પોતાના પાપી નિભાવને માટે મારા દેશબંધુઓનો દુરુપયોગ કરી રહ્યું છે. મને ઓઢિયા પ્રાંતના ખૂર્દા જિલ્લામાંથી એક કાગળની સાથે કેટલાંયે પ્રતિજ્ઞાપત્રો મળ્યાં છે, જેમાં પ્રતિજ્ઞાપૂર્વક જણાવવામાં આવ્યું છે કે બંદુકથી ડરાવીને લોકોની પાસે વધારે મહેસૂલો ભરવાની કબૂલાતો ઉપર સહી લેવામાં આવે છે. આ રાજ્યની બીજાં સૌ રાજ્યને ભૂલાવે એવી ઊડાઉ નીતિએ રાજા અને મહારાજાઓને ઘેલા કરી દીધા છે, અને તેઓ પરિણામનો વિચાર કર્યા વિના, અંગ્રેજોની મર્કટની જેમ નકલ કરે છે અને પોતાની પ્રજાને અત્યાચારની ચક્કીમાં પીસે છે. પોતાના અનીતિમય વ્યાપારના રક્ષણ માટે આ રાજ્યને કોઇ પણ ઉપાય હલકો લાગતો નથી, અને ૩૦ કરોડ લોકોને લાખ ગોરાની એડી તળે દબાયેલા રાખવાને માટે એવડો લખલૂટ લશ્કરી ખર્ચ રાખ્યો છે કે પરિણામે લોકો અર્ધા ભૂખમરાની દશામાં રહે છે, અને હજારોનાં મુખ શરાબ વગેરે વસ્તુઓથી ભ્રષ્ટ થાય છે.

પણ મારો ધર્મ તો ગમે તેમ થઇ જાય તોયે અહિંસા જ રહેવાનો અને રહેશે. મારી રીત જ હૃદય બદલવાની છે, બળાત્કારની નથી; એમાં પોતે સંકટ સહન કરવાપણું રહેલું છે, જાલિમને દુઃખી કરવાપણું રહેલું નથી. હું જાણું છું કે આખી પ્રજા એ વસ્તુને ધર્મ તરીકે સ્વીકાર્યા વિના અને એનું તત્ત્વજ્ઞાન સ્વીકાર્યા વિના એનો અમલ કરી શકે છે. લોકો હમેશાં પોતાનાં સૌ કાર્યોનું તત્ત્વજ્ઞાન સમજે છે જ એમ નથી. હિંદુસ્તાનની મુક્તિ મારફત મારે તો જગતની કહેવાતી નબળી પ્રજાઓને પશ્ચિમના રક્તશોષક પંજામાંથી ઉગારવી છે. આ શોષણક્રિયામાં ઇંગ્લન્ડનો મોટામાં મોટો ભાગ છે. જો હિંદુસ્તાન અંગ્રેજોનાં હૃદય પલટાવી શકે—અને હું માનું છું કે પલટાવી શકે—તો હિંદુસ્તાન જગતના સામ્રાજ્યમાં એક મોટો ભાગીદાર બનશે, અને તેમાં ઇંગ્લન્ડની ઇચ્છા હોય તો ભાગીદાર બની શકે છે. જો હિંદ સમજે તો પોતાની મોટી જનસંખ્યા, પોતાની ભૌગોલિક સ્થિતિ અને પોતાની જુગજુગ જૂની સંસ્કૃતિ વડે તે સૌથી મોટો ભાગીદાર બની શકે છે. 'આ બડી બડી બાતાં હૈ' એ હું સમજું છું. પડેલા હિંદ માટે જગતને હલાવવાની અને નબળી પ્રજાઓનું રક્ષણ કરવાનો મનોરથ રાખવો એ ધૃષ્ટતા જ ગણાય. પણ 'ઇન્ડિપેન્ડન્સ'ની આ ઝૂમની સામે મારો સખ્ત વિરોધ બતાવતાં મને જે સત્ય ભાસે છે તે મારાથી છૂપું ન રાખી શકાય. મારો મનોરથ તો એવો છે કે જેને માટે જીવવું અને જેને માટે મરવું બહેતર છે. પરિણામથી ડરીને તો શ્રેષ્ઠ સ્થિતિથી ઊતરતી એકે સ્થિતિ હું સ્વીકારું એમ નથી. એટલે કેવળ સમય જોઇને આ 'ઇન્ડિપેન્ડન્સ' નો હું વિરોધ નથી કરતો. હું તો હિંદુસ્તાન પોતાનું પોતે ચલાવતું બને એ જોવાનો ભૂખ્યો છું, અને તે સ્થિતિનું નામ 'સ્વરાજ' શબ્દ સિવાય બીજા શબ્દથી ન વર્ણવી શકાય. એ 'સ્વરાજ' ની વ્યાખ્યા અમુક કાળે પ્રજા કેટલું જોર બતાવી શકે છે તેની ઉપર આધાર રાખશે. અને હિંદુસ્તાન પોતાનું સંભાળી લેવાની શક્તિ મેળવશે એટલે સૌ પ્રજા પોતાનું સંભાળી લેશે.

# વિષમ સ્થિતિ

[કલકત્તામાં મહાસભા મળી ત્યારે સ્થિતિ વિષમ હતી. તે નીચેનાં મહાસભાનાં સ્મરણો જે શ્રી. મહાદેવભાઇએ લખેલાં તેના ઉપરથી સમજાશે.]

મહાસભાની આગળ વિષમ સ્થિતિ હતી. મહાસભાને પોતાના પ્રાંતમાં બોલાવનાર બંગાળીઓની એથીયે વધારે વિષમ સ્થિતિ હતી. મહાસભાએ ગયે વર્ષે મદ્રાસમાં 'ઇન્ડિપેન્ડન્સ' (સ્વાતંત્ર્ય) નું ઉખાડિયું કર્યું અને પરિણામે ઘણુંય ન વહોરવાનું વહોર્યું એમ કહીએ તો ચાલે. 'સ્વરાજ' નું ધ્યેય હતું તેને બદલવાના તો પ્રયત્નો કેટલાય સમય થયાં ચાલુ જ હતા. તેને કોઇ ગણકારતું ન હતું. ગયે વર્ષે તે પ્રયત્ન થયો અને પછી જાણે મધ્યમમાર્ગ તરીકે ધ્યેયની કલમ ન બદલાઇ, પણ મહાસભાનો એક ખાસ ઠરાવ થયો કે મહાસભા પોતાની આગળ 'ઇન્ડિપેન્ડન્સ' નો આદર્શ રાખશે-જાણે 'સ્વરાજ' નું ધ્યેય અને આદર્શ એનાથી જરાય નીચાં હોયના ! આ ધ્યેય રાખ્યા છતાં મહાસભાએ એક કમિટિ નીમી ને તેને દેશના રાજતંત્રનો ખરડો ઘડવાનો હુકમ કર્યો. એ કમિટિમાં બધા પક્ષના નેતાઓ લેવામાં આવ્યા અને એ કમિટિએ રિપોર્ટ કર્યો તેને આખા દેશે દિલોજાન આવકાર દીધો. લખનોમાં થએલી સર્વપક્ષપરિષદે એવો ઠરાવ કર્યો કે એ રિપોર્ટને સર્વ પક્ષો સ્વીકારે છે, અને એને અખંડ માને છે અને એક ભાગ સ્વીકારીને બીજાનો ત્યાગ કરવાની સાફ ના પાડે છે. આ પછી દિલ્હીમાં મહાસમિતિની બેઠક થઈ. એમાં થોડી સરખી હાજરીથી આ રિપોર્ટ સંબંધમાં એક ઠરાવ કર્યો. તે પછી પણ થોડાં પાણી વહી ગયાં, અને પછી મદ્રાસની મહાસભાના ઠરાવ પ્રમાણે સર્વપક્ષીય પરિષદ કલકત્તામાં બોલાવવામાં આવી. અત્રે એની બેઠક મહાસભાની બેઠકની સાથે સાથે ચાલુ રહી.

આ સંજોગોમાં પંડિત મોતીલાલજી પ્રમુખ થયા. દેશમાં 'ઇન્ડિપેન્ડન્સ'નો એક પક્ષ ઉભો થઇ રહ્યો હતો તેના જનક પંડિતજીના

પ્રિય પુત્ર જવાહરલાલ હતા. તેને ઉઠાવી લેનારો પ્રાંતપ્રાંતોનો યુવક-વર્ગ હતો અને એ યુવકોના આગેવાન જુવાનીનો તરવરાટ અને અનિશ્ચિતતા હજી સુધી જેવાંને તેવાં કાયમ રાખનાર શ્રી૦ શ્રીનિવાસ આયંગર હતા. લખનૌની સર્વપક્ષીય પરિષદે સ્વીકારેલા ઠરાવનો આ નેતાઓ લાભ લેશે કે શું કરશે એની પંડિતજીને કશી આગાહી ન હતી. પણ કલકત્તામાં સંપૂર્ણ પેરવી કરી રાખી હતી. તેમણે ગાંધીજીને આગ્રહપૂર્વક લખ્યું હતું કે "મને પ્રમુખની ખુરશીમાં બેસાડીને, મારા માથા ઉપર કાંટાનો મુગટ પહેરાવીને, મારું સંકટ દૂર બેઠા બેઠા જોશો મા."

પંડિતજીએ આપણું ધ્યેય શું? એ બીજા મથાળા હેઠળ એમણે દેશના ધ્યેય સ્વાતંત્ર્યનું માર્મિક વિવેચન કર્યું અને ગાંધીજીના શબ્દોનું અવતરણ કરીને જણાવ્યું કે 'ઇન્ડિપેન્ડન્સ' (સ્વાતંત્ર્ય) જાહેર કર્યા વિના આપણે 'ઇન્ડિપેન્ડન્ટ' (સ્વતંત્ર) થવું છે. આપણી સાથે કેવો સંબંધ રાખવો છે એ બ્રિટન કહે, અને પછી આપણે તેને કહીએ કે અમારે તમારી સાથે કેવો સંબંધ રાખવો છે. કૅનેડા, ઑસ્ટ્રેલિયાને જે જાતની સ્વતંત્રતા છે–'ડોમિનિયન સ્ટેટસ' છે–તેવી સ્વતંત્રતા આપણને આપવામાં આવે તો આપણે લેવી, તેને અંગે જે અધિકારો અને કર્તવ્યો લખેલાં હોય તે લેવાં, પણ બ્રિટનને જ આપણા સરખા ભાગીદાર ન રહેવું હોય તો બ્રિટનને કહી દેવું કે તું તારે રસ્તે, અમે અમારે રસ્તે. આજે બ્રિટનના હાથમાં સોગટી છે. એ સોગટીની સાથે એ 'ડોમિનિયન સ્ટેટસ' આપણને આપી શકે છે. પણ એ ન આપે તો સોગટી આપણા હાથમાં આવશે અને આપણે એને કહી શકશું કે 'હવે છેલ્લી સલામ છે.' બ્રિટનને સાફ કહી દેવામાં નાનમ શેની? સ્વ૦ દેશબંધુદાસનો દાખલો ટાંકીને તેમણે કહ્યું કે તેમણે તો મરણ પહેલાં ફરિદપુર પરિષદમાં જાહેર કર્યું હતું કે આવી રીતે બ્રિટનને કહેવામાં કશી નાનમ નથી. બ્રિટન એ માગણી ન સ્વીકારે તો પછી આપણી પાસે સંપૂર્ણ અસહકારનો–

કર ન ભરવાનો—માર્ગ ખુલ્લો છે. બ્રિટનને એકવાર કહી દીધું કે અમારા દેશની માગણી અમુક છે, પછી તે માગણીનો અસ્વીકાર થાય તો તે લેવાને માટે આપણી પાસે કંઇ હથિયાર હોવું જોઇએ. એ હથિયાર અસહકાર, એટલે ધ્યેય કયું એનો જવાબ આપતાં તેમણે જણાવ્યું કે આપણું ધ્યેય સ્વાતંત્ર્ય છે, એ સ્વાતંત્ર્યનું સ્વરૂપ કેવું હશે ને કયે કાળે તે મળે છે, અને કયા સંજોગોમાં તે લેવાય છે તેના ઉપર તે આધાર રાખશે.

આટલું કહીને ત્રીજો પ્રશ્ન તેમણે એ ચર્ચ્યો કે એ ધ્યેયને કયે માર્ગે પહોંચવું.

તેમણે જણાવ્યું: " જુઓ અત્યારે સ્થિતિ આ છે: અનેક પક્ષોએ એક રાજ્યતંત્ર ઘડ્યું, મહાસભાના કહેવાથી ઘડ્યું. એ પક્ષો જાણે છે કે મહાસભાનો આદર્શ સંપૂર્ણ સ્વતંત્રતા છે. તે આદર્શ મહાસભા બદલે એમ તેઓ નથી કહેતા, પણ તેઓ કહે છે કે ભાઈ, અમે તો આટલી હદ સુધી જઈએ છીએ, એથી આગળ જવાનું અમારું ગજું નથી. ત્યાં સુધી જાઓ તો તેઓ સહકાર કરવા તૈયાર છે, અને મહાસભાનો સહકાર માગે છે. શું મહાસભા આ સહકાર તેમને આપશે કે ના પાડશે ? જો મહાસભા આ સહકાર આપવાની ના પાડશે અને 'ઇન્ડિપેન્ડન્સ' અને ડોમિનિયન સ્ટેટસના ઠાલા ઝગડામાં પડીને પેલા પક્ષોને વિદાય દેશે તો મહાસભા કર્તવ્યવિમુખ થશે એમ મારે જણાવવું જોઇએ, એટલે હું કહું છું કે સર્વ પક્ષોએ જે હાથ લંબાવ્યો છે તે હાથમાં હાથ મેળવો અને આગળ વધવાના રસ્તા લો. "

અંતે સ્વાતંત્ર્ય માટે હણહણી રહેલા જુવાનોને તેમણે કહ્યું: " આપણી વચ્ચે મતભેદ રહેવાના—ખાસ કરીને જુવાનોની અને અમારી વચ્ચે. તમારી અધીરાઇ હું સમજું છું. આપણને ધીરજની પણ જરૂર છે, અધીરાઇની પણ જરૂર છે; ધીરજ આપણાથી જેને મતભેદ હોય તેની સાથે, અધીરાઇ આપણી

પોતાની સાથે. જુવાનોના આદર્શ સાથે મને કજીઓ નથી. હું પણ માનું છું કે ભક્ષણનીતિનો અને સામ્રાજ્યવાદનો નાશ થવો જોઇએ પણ એને માટે રસ્તો દોહલો છે, વિકટ છે. જુવાનો અને વૃદ્ધો બંનેની આગળ કામ એક જ છે, માત્ર મનોદશા ભિન્ન છે. મનોદશા ભલે તેઓ ન જ બદલે, પણ દેશની ખાતર પણ તેઓ નાહકની ફૂટ અને તડાં ન પાડે તો સારું. મહાત્મા ગાંધી અને દેશબંધુનાં વચનો યાદ રાખવાં જોઇએ. લોકોને ખાવાના સાંસા છે, તેમને પ્રયોગો કરવા પરવડે એમ નથી, અને પરદેશથી આણેલી કલ્પનાઓ અને તરંગોથી તેમનો દહાડો વળે એમ નથી."

પંડિત જવાહરલાલ અને તેમની સાથે અધીરા બનેલા જુવાનોને સંપૂર્ણ સ્વાતંત્ર્ય માટે એક પળ પણ વચમાં વિલંબ થાય એ અસહ્ લાગતું હતું. પંડિત જવાહરલાલને બે વર્ષની વચમાં અવધ બંધાય એ ન ગમ્યું. "એ વર્ષ માટે સ્વાતંત્ર્ય માટે થોભી રહેવું ? મને તો બે મિનિટ માટે પણ સ્વાતંત્ર્યને માટે થોભી રહેવું એ અશક્ય લાગે છે."

ગાંધીજી કહે: "એમ કેમ બોલાય ? આપણે સ્વાતંત્ર્ય તો લેવું જ છે પણ તે લેવાને માટે કામ કરવું છે ના ? એ કામ જ મોટી વાત છે."

જવાહરલાલ કહે: "એ કામ મોટી વાત છે એ તો હું સમજુ છું. આપના જેવાને તો મારે કશું કહેવાનું જ નથી, પણ ધ્યેય અ મનોદશા પણ એક મહત્ત્વની વસ્તુ છે. જે રાજ્ય આપણને રંજાડ રહ્યું છે, જે રાજ્ય બીજાઓને ગુલામ બનાવવામાં આપણો સાથ લ રહ્યું છે તે સાથ કેમ દીધા કરાય ?

ગાંધીજી કહે: "હું તો કહું છું કે આજ સુધી આપણે એ રાખ જેવા હતા. હવે અમને સમાન સાથી તરીકે ગણો એમ કહી છીએ. અને સમાન સાથી બનીને આપણે તેને સીધા કરવાની, તે હૃદયપલટો કરીને તેની ભક્ષણનીતિ ભૂલાવવાની આશા રાખીએ છીએ."

પંડિત જવાહરલાલ: "રાખ તરીકે નથી રહ્યા. આપણા ઉ તો અત્યાચારો થયા છે, બળાત્કારો થયા છે. આપ કહો છો કે જે

આપણા ઉપર બળાત્કાર કર્યા છે તેની સાથે હવે પાછા ગેલ કરો, અને પ્રેમગોષ્ટી કરો એ ન બને. ”

“ હું ગેલ અને પ્રેમગોષ્ટી કરવાનું નથી કહેતો. હું તો માનો સંબંધ બાંધવાનું કહું છું. બ્રિટનને કહીએ કે તમે મારા ઉપર બળાત્કાર કર્યો, હવે તો ચેતો, પ્રાયશ્ચિત્ત કરો, તમારી માતાની સ્થિતિમાં અમે છીએ, અમને માતા સમજો. ”

પૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ પસાર કરવાને છેવટે એક વર્ષની મર્યાદા આંકી. આ વાત વૉઇસરોયને જણાવવાની વાત ‘ ઇન્ડિપેન્ડન્ટ ’ પક્ષને ખૂંચી. એ વર્ષની મર્યાદાવાળા ભાગને ઉડાવી દીધો તેનું મહત્ત્વ સમજાવવા મહાત્માજીએ પોતાનું હૃદય મહાસમિતિ આગળ ઠાલવ્યું: “ ભાઇ, અસહકારી હોઇને હું કહું છું કે વૉઇસરોયને આમ જણાવવામાં જરાય નાનમ નથી. તમે કેમ આમ તમારી નાનમ જણાઇ જશે એવા વહેમથી ભડકયા કરો છો ? એ ભયને ખંખેરી કાઢોઃ અસહકાર એટલે માણસો સાથે અસહકાર નહિ પણ અનિષ્ટ સાથે અસહકાર. જે કૃત્યો મને કરવા યોગ્ય લાગે, જે શુભ લાગે, તેમાં તો જરુર હું વૉઇસરોય સાથે સહકાર કરું. જો વૉઇસરોય મને આખી સ્થિતિ ચર્ચવાને જ બોલાવે તો જરુર હું તો ઉઘાડે પગે તેમની પાસે જાઉં. પણ એ સ્થિતિ ક્યારે આવે ? એ લાવવી તમારા હાથમાં છે. વૉઇસરોય આ આપણી માગણી ધ્યાનમાં લેવાને બંધાએલ છે એ વાત સાચી, પણ શા સારું આપણે એમનું ધ્યાન ન ખેંચીએ, અને એમ ધ્યાન ન ખેંચવાના દોષમાંથી ન બચીએ ? એ ધ્યાન ખેંચવામાં નબળાઇ નથી, બળ રહેલું છે. હું તો તમને કહું છું કે હજી એ ભાગ આ ઠરાવમાં રહેવા દો પણ ન રહેવા દો તો કાંઇ નહિ. જો વૉઇસરોય મારા શબ્દો વાંચવા પામે તો તે જાણશે કે મેં તમને એટલું સ્પષ્ટ કર્તવ્ય કરવા માટે કેટલા વિનવ્યા હતા. ” બે વર્ષનું મહત્ત્વ સમજાવતાં કહ્યું: “ બે વર્ષ મેં જાણીને રાખ્યાં હતાં. જે ઓસરું તમે ઉપાડો છો તે એક વર્ષ માટે તો ઉલટું મુશ્કેલ પડવાનું છે. આપણે

કેટલું કામ કરવાનું છે, તેનું તમને ભાન નથી. આપણને આપણા સૈન્યમાં નિયમપાલન શીખવવા માટે પણ એક વર્ષ લાગી જશે. ક્યાં છે, આપણી સમિતિઓના બંધારણનું કશું ઠેકાણું? ક્યાં છે આપણામાં ઠરાવો પાળવાની શક્તિ? બીજું વર્ષ હિંદુ મુસલમાન ઐક્યનો પાયો સ્થિર કરતાં જશે. બીજું દોષો ધોતાં, આત્મશુદ્ધિ કરતાં જશે, પણ આ જુવાનોને એક વર્ષમાં તૈયાર થવું હોય તો મારું શું જાય? ભલે એક વર્ષ કરો અને પછી બદનામ થવાને તૈયાર થાવ. તમારી સાથે મારે પણ બદનામ થવું પડશે. ગમે તેમ થાય, પણ તમને કહું છું કે રાતદિવસ કાર્યક્રમમાં ગાળશો, પાછું વાળીને જોશો નહિ તો તમારું ધ્યેય પાસે આણશો એમાં શંકા નથી.” પછી સૌને પવિત્ર બલિદાન આપવાની હાકલ કરી.

ત્યાર બાદ ઠરાવ પસાર થયો જેનો પાછળનો ભાગ નીચે મુજબ છે;—

“દેશમાં કાંઇ અણધાર્યા સંજોગો ન ઉત્પન્ન થાય તો મહાસભા આ બંધારણ—નહેરુ રિપોર્ટ—ને બ્રિટિશ પાર્લામેન્ટ ૩૧ મી ડિસેમ્બર ૧૯૨૯ સુધીમાં પૂરેપૂરું સ્વીકારે તો, સ્વીકારી લેશે; પણ જો તે ન સ્વીકારે તો અહિંસાત્મક અસહકાર જાહેર કરશે, અને દેશને કર ન આપવાની અને એવી જ બીજી ભલામણ કરશે.

આ ઠરાવને બાધ ન આવે એવી રીતે મહાસભાને નામે સ્વાતંત્ર્યના ધ્યેયનો પ્રચાર કરવામાં કશો વાંધો નથી.”

શ્રીસુભાષ બોઝે બ્રિટિશ સંબંધ તોડયા વિના ન ચાલે એવી મતલબનો સુધારો રજુ કર્યો, અને પં. જવાહરલાલે તેને ટેકો આપ્યો: તે ઉપર ગાંધીજીનું હૃદયસ્પર્શી ને ટુંકું ભાષણ પહેલાં હિંદીમાં આપું:

“તમે ‘ઇન્ડિપેન્ડન્સ’ અને ડોમિનિયન સ્ટેટસ’ શબ્દોને ભૂલી જાઓ. એક વાત યાદ રાખો. સ્વાધીનતા કે સ્વરાજ એ વસ્તુ છે કે જેનો વિચાર કરતાં આપણને લાગે કે જોઇતું હતું તે મળી ગયું...

...હું તો આજે તમારી આગળ સ્વમાનની વાત મૂકવા આવ્યો છું. મર્યાદા અને પ્રતિજ્ઞા શું છે તે તમે સમજો છો? કોઈ પણ દેશ

પોતાની મર્યાદા, પ્રતિજ્ઞા, સત્ય છોડે તો તે સ્વાધીનતા 'ઇન્ડિપેન્ડન્સ'– માટે લાયક નથી રહેતો. મને આજે મહાદર્દ તો એ છે કે મારા ઠરાવ ઉપર સુધારો લાવતાં તમે સ્વમાનને પણ ભૂલી ગયા, મર્યાદાને છોડી! જે સમાધાનીનો ઠરાવ કર્યો હતો તે તમે છોડી દીધો, મારા દિલનો ઠરાવ તો બીજો હતો, પણ નવજુવાનોને રાજી રાખવા મારે ક્યાં સુધી જવું એનો વિચાર કરીને મેં સમાધાનીનો ઠરાવ સ્વીકાર્યો. તમારી સ્વાધીનતા લઇ લેવાની વાત હું કરતો નથી. તમારા સભાપતિ પણ એ વાત કરે તો તમારે એમને હઠાવવા જોઇએ. ભાઈ સરતબોઝે કહ્યું; 'ડોમિનિયન સ્ટેટસ' નો ઠરાવ કરીને આ બુઢ્ઢાઓ આપણો ઝુંડો નીચો પાડવા ભેગા થયા છે. એ સાંભળી મને બહુ દુ:ખ થયું. જો તમને એમ લાગતું હોય તો તમે પ્રમુખને દૂર શા સારૂ નથી કરતા? તમે બીજો પ્રમુખ શોધો જે ઝુંડો કાયમ રાખે! હું ઝુંડો નીચો પાડતો હોઉં એ તમને લાગે તો તમે મારા ઉપર થૂંકો. હું બુઢ્ઢો થયો. મારા દાંત પડી ગયા. ૧૯૨૦ માં સોનાનો હતો તે હવે પિત્તળનો થઇ ગયો છું. એમ તમે માનતા હો તો મને લાત મારીને કાઢી મૂકો.

× × × ×

તમને જો લાગે કે મારા ઠરાવથી તમારી સ્વાધીનતાની પૂરી રક્ષા થશે તો જ સ્વીકારજો, નહિ તો એને ફેંકી દેજો. વળી તમે જો કાંઇ કામ કરવા માગતા હો, ઠરાવનો અમલ કરવા માગતા હો. તો જ એનો સ્વીકાર કરજો..........ગંદકીથી સ્વરાજ નથી મળતું."

અંગ્રેજીમાં બોલતાં બંગાળના યુવકોને ખૂબ ચેતવણી આપતાં કહ્યું:

"તમે સમજતા હશો કે આ વાણીઓ તમને સમજતો નથી તો તમારી ભૂલ છે. સ્વાતંત્ર્ય લેનાર જુદા હોય છે મને તો તમે હરાવો એ બહુ ગમે છે, પણ તમારી મર્યાદા, તમારો વિવેક બુદ્ધિ હણાય એથી મારા હૃદયમાં ખંજર ભોંકાય છે, આમ કહીને હું તમારા મત લેવા નથી

આવ્યો, મત તુચ્છ વાત છે.-તમે જે નાનમના ખોટા બાહુથી ભડકો છો તે છોડી દો. કામ કરવાનો નિશ્ચય કરો. તિલક મહારાજ કહેતા કે 'સ્વરાજ મારો જન્મસિદ્ધ હક્ક છે.' શું હવા લેવાને માટે પ્રયત્ન કરવો પડે છે, ફેફસાં ખેંચવાં પડે છે? તેમજ સ્વાભાવિક રીતે સ્વરાજ્ય આપણે લેવું. જોઇએ. એ તો તમે યોગ્ય રીતે, અકળાયા વિના, કામ કર્યે જાઓ તો જ મળશે, પણ માણસો ક્યાં? મારે તો મારનારા નહિ પણ મરનારા જોઇએ છીએ. તમને ગુલામી અસહ્ય થઇ પડી છે! મને પણ અસહ્ય છે. પણ તમારી આસપાસનું દૂષિત વાતાવરણ, કુસંપ, મર્યાદાની શૂન્યતા, કાર્યદક્ષતાની શૂન્યતા એ તમને વધારે અસહ્ય હોવાં જોઇએ! એક ઠરાવ કરો, એક વચન આપો, અને ચોવીસ કલાકમાં તે વચન ફોક કરો! જો તમે શુદ્ધિ કરો, નિયમ પાલન શીખો, આખો કાર્યક્રમ પાર પાડો તો સ્વરાજ તો હસ્તામલકવત્ છે." આના ઉપર મત લેતાં મધરાત ગઇ. લગભગ ચારસેં મતે–તેરસેં વિરૂદ્ધ નવસેં–ગાંધીજીનો ઠરાવ મહાસભાએ સ્વીકાર્યો.

ગાંધીજીએ ઠરાવ પસાર કરનારાઓને ઠોકી ઠોકીને કહ્યું છે કે કાર્યક્રમ કરવાની ઉપર જ સવિનય ભંગની તૈયારીનો આધાર રહેશે.

એક વર્ષની મુદત વિષે "ઇંગ્લીશમેન" અને વિલાયતના ડેલી-ટેલીગ્રાફ પત્રોના પ્રતિનીધીઓએ ગાંધીજીની મુલાકાત લીધી હતીઃ "આપ ૧૯૨૯ ની ૩૧ મી ડીસેમ્બરે શું કરશો?"

ગાંધીજી હસીને કહેઃ "૩૧ મી ડીસેમ્બર નહિ પણ તેની મધરાત પછી શું કરીશ એમ પૂછો. હું તો મધરાત સુધી કાંઇક થશે એમ આશા રાખીશ. પછી કાંઈ ન થયું હશે તો હું પોતાને સ્વાતંત્ર્યવાદી કહેવડાવીશ."

"વારૂ. એક જ વર્ષની મુદત આપી તે આપને બહુ ટૂંકી નથી લાગતી? આવતા વર્ષમાં વિલાયતમાં નવી ચુંટણી થશે. નવી સરકાર જે ચુંટાશે તે તુર્તાતુરત હિંદુસ્તાનને માટે શું કરી શકે?"

"તે લાગલી જ અમારી યોજના અને માગણી સ્વીકારી લે એવી આશા હું ન રાખું. માત્ર બ્રિટનના પ્રતિનિધિઓ અને અમારા

પ્રતિનીધિ વચ્ચે એટલી સમજુતી થાય કે તુરતમાં જ કશો યોગ્ય નિકાલ આવશે તો બસ થાય. એ નિકાલની વિગતમાં ઉતરતાં ભલે મહિનો છ મહિના થાય."

"એટલે કે હિન્દુસ્તાન અને બ્રિટન વચ્ચે જે અવિશ્વાસનું વાતાવરણ છે તેનો નાશ થવો જોઇએ એમ આપ કહેવા ઇચ્છો છો ના ?"

"હા."

× × × ×

ગાંધીજીની સાથે વાત કરતાં મોટા પંડિતજી કહેઃ "જવાહરલાલે આખી ફિલસુફી બહુ દીર્ઘ વિચાર કરીને ઘડીરાખી છે એ વિષે શંકા નથી. પણ પોતાના પક્ષની નબળાઇ એ સમજતો નથી એથી મને આશ્ચર્ય થાય છે. એવો સંભવ છે કે એની સાથે એક માણસ આખરે ન રહે, અને એને એકલાને બહુ સોસવું પડશે. પણ ગાંધીજી, એ બાબતમાં એણે પ્રેરણા તમારી પાસેથી લીધી છે. તમે કહો છો કે એકલો માણસ પોતાના સત્યને માટે ઝૂઝે તો તે લાખની બરાબર છે. એમ એ જે વસ્તુ માને તેને માટે એની ખપી જવાની તૈયારી છે."

[આમ પોતાને સત્ય જણાતી વસ્તુ માટે ખપી જવાની તૈયારી-વાળા જવાહરલાલ તે પછીની આવતી મહાસભાના રાષ્ટ્રપતિ થશે કે કેમ એ વિષે કોઇને જાણ હતી નહિ. પણ હવે પછીના પ્રકરણમાં હિન્દના ઇતિહાસમાં લાહોરની મહાસભાએ સુવર્ણાક્ષરે જે ઐતિહાસિક પાનું લખ્યું છે, તેમાં નવજુવાનના પ્રીતિસંપાદક જવાહરલાલ શું ભાગ ભજવે છે તે જોઇશું.]

# "ભડક ભાંગી"

[ આગળ જોઇ ગયા તે પ્રમાણે મહાત્માજીના મનમાં વૉઇસરૉયને હિન્દને અમુક મુદતમાં સ્વરાજ્ય મળવું જોઇએ એ બાબતથી વાકેફ કરવામાં કોઇપણ પ્રકારની નાનમ લાગતી નહતી. તેમજ જે રાષ્ટ્રનીતિ સામે વાંધો હોય છે તે રાષ્ટ્રના કાર્યકર્તાઓની સાથે સ્વમાન સાચવીને સુલેહ થતી હોય તો તે કરવાની ગાંધીજી એક ક્ષણ પણ ચૂકે એમ ન હતા અને નથી. ૧૯૨૯ ના ફેબ્રુઆરીમાં પંડિત મોતીલાલજીનું મહાત્માજીને દિલ્હી જવાનું આમંત્રણ આવ્યું. ત્યાં શ્રીયુત પટેલે નામદાર વૉઇસરૉયને અને કેટલાક નેતાઓને ચા પીવા નોતર્યા. તેમાં મહાત્માજી મહેમાન તરીકે હોય એ સ્વાભાવિક જ હતું. આ મેળાપના ગર્ભમાં શું રહ્યું હતું તે જાણવાને સારુ હિન્દુસ્તાન ખડે પગે ઇંતેજાર હતું. તે પ્રસંગ વિષે મહાત્માજીએ નવજીવનમાં નીચે પ્રમાણે અગ્રલેખ લખ્યો હતોઃ ]

સિંધથી હું દિલ્હી ગયો. ત્રણ દિવસ રહ્યો. નામદાર વૉઇસરૉયને પણ મળ્યો. એટલે ત્યાં શું થયું એ જાણવાની જિજ્ઞાસા લોકોને થાય એ સામાન્ય વસ્તુ છે, જો કે આપણે ખરા સ્વાશ્રયી થયા હોઇએ તો એવી જિજ્ઞાસા ન રહે. ના. વૉઇસરૉયને મળ્યા તોએ શું અને ના મળ્યા તોયે શું? પણ એવી ઉદાસીનતા આપણે પ્રજારૂપે કેળવી શક્યા નથી. અંગ્રેજી રાજ્યનો પ્રભાવ હજુ આપણને આંજી શકે છે. અને જ્યાં સુધી એ પ્રભાવ આંજી શકે છે ત્યાં સુધી વૉઇસરૉયના કાર્યો તેમનાં વચનો અને તેમને મળનારાઓએ શું જોયું, શું સાંભળ્યું, એ બધા વિષે આપણામાં જિજ્ઞાસા રહ્યા જ કરશે એટલે એ જિજ્ઞાસા કેટલેક અંશે તૃપ્ત કરવી ઘટે છે.

દિલ્હી જતી વેળા વિઠ્ઠલભાઇની રચનાની મને ગંધ સરખીયે ન હતી. વિદેશી કાપડના બહિષ્કારને અંગે મોતીલાલજીએ મને દિલ્હી

બોલાવ્યો, અને મહાસભાની કાર્યવાહક સમિતિની બેઠક મુલતવી રાખી અગવડ વેઠીને ૧૭ મીથી ૧૯મી તારીખ સુધી દિલ્હીને આપવાનો મેં મોતીલાલજીને તાર કર્યો હતો. તેને અંગે હું ત્યાં ગયો. દિલ્હી પહોંચતાં વિઠ્ઠલભાઇની રચનાની ખબર પડી.

......તે ( શ્રીયુત વિઠ્ઠલભાઇ ) માને છે કે તેમનાથી બીજું કંઇ પણ ન થઇ શકે તોય જુદા જુદા મત ધરાવનારા દેશનેતાઓને સાથે મેળવી શકે તોયે ઠીક. વળી એ નેતાઓને ના. વૉઇસરૉયના પ્રસંગમાં લાવી શકે તો તેથીયે સારૂ. તેથી તેમણે મારા દિલ્હી જવાનો અવસર સાધીને ના. વૉઇસિરૉયને અને કેટલાક નેતાઓને ચ્હા પીવા નોતર્યા. તેમાં મારી હાજરી તો તેમના મહેમાન તરીકે સામાન્ય રીતે હોય જ. બ્રાહ્મણનું કામ વિવાહવિધિ કરી દેવાનું હોય, ઘરસંસાર ચલાવવાનું હોય નહિ. તેમ વિઠ્ઠલભાઇએ જુદા જુદા મત ધરાવનારાઓને એકઠા તો કર્યા, પણ આમ એકઠા થનારાઓ ચ્હા પીવા ઉપરાંત અને ટાઢા પહોરની વાતો કરવા ઉપરાંત બીજું શું કરી શકે? વિઠ્ઠલભાઇ તો ઘણુંયે ઇચ્છે, વિનોદ કરીને, ઉઘાડી સૂચનાઓ કરીને પણ ભાવતી વાત ઉપર લાવવાનો પ્રયત્ન તો કરે, પણ એ પ્રયત્નને મર્યાદા હોય. એટલે જે વાત કરાવવાને તે ઇચ્છે એમ આપણે માનીએ એ તો ન થઇ શકી એમ કહી શકાય. એટલે આ ચ્હાની મિજલસને અંગે મિયાં અને મહાદેવ એક બીજાને મળી શકયા. અથવા અંગ્રેજી કહેણનો શબ્દાર્થ કરીએ તો તેમણે બરફ ભાંગ્યો. રજપૂતની ભાષામાં કસુંબો પીધો, લૌકિક ભાષામાં એક બીજા વચ્ચેની ભડક ભાંગી, આથી વિશેષ કાંઇ થઇ શકયું નથી એમ વાંચનાર સમજે, અને એ સમજુ હોય તો એમ પણ માને કે કોઇ કહે કે કંઇ-થયું તો એ તેના ભોળપણને લીધે કહે છે. વાસ્તવિક રીતે એવું કંઇ હોય નહિ. આપણો ઉદ્ધાર આપણા હાથમાં છે. ફળદાયક મેળાપ તો ત્યારે જ થઇ શકશે કે જ્યારે આપણામાં શકિતનો સંચાર થયો હશે ને તેનું આપણને ભાન આવ્યું હશે. અત્યારે આપણને આત્મવિશ્વાસ નથી.

અત્યારે આપણે કંઇ કરી દેખાડયું નથી. અને જ્યાં સુધી આપણુને આત્મવિશ્વાસ આવે એટલે સુધી આપણે કંઈ કર્યું ન હોય ત્યાં સુધી આપણે ભલે આવા મેળાપો સાધીએ, શોધીએ, પણ તેમાંથી ધાર્યું પરિણામ ન લાવી શકાય. તેની આશા ન રાખવી જોઇએ. એટલે દિલ્હીના મેળાવડાનું મારૂં નિદાન તો એ છે કે તેને ભૂલી જઇ લોકો કંઈક ને કંઇક સ્વરાજનું કામ કરતા થઈ જાય.

× × × ×

જેને વિષે પ્રજાનો મત નિશ્ચયપૂર્વક ઘડાયો ન હોય તેની મારફતે કોઇ દિવસે શક્તિસંગ્રહ થઇ ન શકે. બધા પ્રકારની લડતને વિષે આ નિયમ લાગુ પડે છે. પણ સત્યાગ્રહને વિષે એટલે અસહકારને વિષે આ અનિવાર્ય નિયમ છે. નિશ્ચયપૂર્વક જણાયલી વસ્તુને વિષે જ સત્યાગ્રહ સંભવે અને શોભે. જ્યાં ઇચ્છા પ્રમાણે વસ્તુની વધઘટ કરી શકાતી હોય ત્યાં સત્યનો આગ્રહ કઈ રીતે કરી શકાય? અનિશ્ચિત વસ્તુને વિષે ત્રણે કાળ નિશ્ચિત એવું સત્યરૂપી બળવાન શસ્ત્ર વાપરી જ ન શકાય. એ તેની શોભા છે તેમજ મર્યાદા પણ છે.''

[ઉપર આપણે જોયું કે સ્વરાજ લેવામાં લાટ સાહેબોની મુલાકાતો કંઈ જ કામમાં આવતી નથી સિવાય કે આપણામાં એટલું બળ હોય જે સ્વરાજ અપાવવાની એમને ફરજ પાડી શકીએ. ટુંકામાં આપણે સ્વરાજ લેવાનું છે. કોઇ આપનાર કે અપાવનાર છે એવી વાતો ગલત અને ભૂલાવામાં નાખનારી છે.]

# ' વૉઇસરૉયનો ગોળો '

જે જાહેરનામા વિષે લાંબા વખતથી ચર્ચા ચાલતી હતી અને જે વિષે અનેક તર્કવિતર્કો થતા હતા તે ના૦ વાઇસરોયનું જાહેરનામું તા. ૩૧-૧૦-૨૯ ને ગુરૂવારે વધારાના ગૅઝેટમાં પ્રગટ થયું હતું, જેમાં શરૂઆતમાં તેઓએ ઇંગ્લાંડ જઇ ચલાવેલી ચર્ચા અને ત્યાંની સર્વેની ઈંતેજારીનો ઉલ્લેખ કરી આગળ ચાલતાં જણાવ્યું છે કે આજનો સમય બારીક છે કે જ્યારે ઉંડી અસર નીપજાવનારી બાબતો છણાઈ રહી છે, પરિણામે રાજકીય લાગણી તીવ્ર બનેલી છે અને શાંત રાજકીય વાતાવરણમાં જે ગેરસમજુતી ન પેદા થાય તે હાલમાં પેદા થવા પામે. છતાં મારી માન્યતા બદલાઇ નથી કે આ અશાંતિકારક વૃત્તિઓની પાછળ હિંદી પ્રજામતનો મોટો સમૂહ એવો પડેલો છે કે જે કોમી, ધાર્મિક અને રાજકીય પક્ષોની ઉપરવટ થઇને ના. શહેનશાહને પાકો વફાદાર છે અને જે માત્ર સમજ્યા અગર સમજાયા વગરનો છે. બીજી બાજુ, બ્રિટનનો લોકમત હિંદમાં બનતા બનાવોથી ભલે ગૂંચવાયેલો હોય અથવા કદાચ તેના સાચા રહસ્યથી અધૂરો માહીતગાર હોય છતાં હિંદના ભાવિ માટે ગ્રેટબ્રિટને જે વચનો આપેલાં છે તે પૂર્ણ રીતે પાળવાના નિશ્ચયમાંથી તે ડગ્યો નથી તે વિષે હું નિઃશંક છું. સમયે બંને દેશો પર ભારે અને કેટલેક અંશે અપૂર્વ જવાબદારી નાંખી છે કેમકે હિંદ અને બ્રિટન વચ્ચેની સંપૂર્ણ સમજુતીની અસર દુનિયા પર ઘણી મોટી થવા વકી છે.

વડા પ્રધાન અને હિંદી વજીર સાથેની મારી વાટાઘાટનો મુખ્ય મુદ્દો હિંદના બનાવો જ હોઇ શકે. બે વર્ષ પૂર્વે થએલી પાર્લામેન્ટરી કમીશનની નીમણુંકે હિંદના વિચાર અને કાર્યપ્રવાહ પર કેટલી અને કેટલા વાજબીપણાથી અસર કરી છે તેની ચર્ચા બેઉ પક્ષે લાભદાયી નથી. વ્યવહારૂ માણસોએ વિગતો અને વસ્તુસ્થિતિને પોતે ઇચ્છે તેવાં

નહિ પરંતુ જેવાં હોય તેવાં લેવાં જોઇએ. હિંદી મધ્યસ્થ કમિટિની સહાયથી સાયમન કમીશન હવે પોતાનો રિપોર્ટ ઘડવામાં રોકાયું છે અને તે રિપોર્ટ પાર્લામેંટ સમક્ષ રજુ ન થાય ત્યાંસુધી તેને આધારે થનાર બંધારણના ફેરફારોની આગાહી કરવાનું અશક્ય અને અશક્ય ન હોય તોપણ સ્પષ્ટ રીતે અયોગ્ય છે. આ બાબતમાં દરેક બ્રિટિશ પક્ષ કાર્યની છૂટ જાળવી રાખવા કટિબદ્ધ થએલો છે.

પરંતુ હમેશ આપણું ધ્યાન રોકે એવો અને શહેનશાહની સરકાર માટે ગંભીર વિચારનો વિષય એ છે કે કમીશન પોતાનો રિપોર્ટ રજુ કરે તે પછી હિંદને બંધારણવિષયક પ્રગતિના બહોળા પ્રશ્ન વિષે હિંદી પ્રજાજન માટે સત્તાથી બોલી શકે તેવાઓ સાથે અધિકારથી વિચાર કરવાના માર્ગો શોધવા. આઠ મહિના પર તે વખતની રાજકીય સ્થિતિ વિષે વડીધારાસભામાં મેં જે કહ્યું તેનું હું સ્મરણ કરાવું છું. મેં કહ્યું હતું કે ' આ સવાલમાં પાર્લામેન્ટને પોતાનો સ્વતંત્ર અને વિચારપૂર્ણ નિર્ણય બાંધવા દેવાની ના પાડવી એ જેટલું ગેરલાભકારક નીવડે એટલું જ રાજકીય હિંદની સંમતિ મળે એવો નિકાલ લાવવાની અગત્ય ઓછી આંકવાનું પાર્લામેન્ટ માટે ટુંકી દૃષ્ટિનું લેખાશે. રાજકીય કાર્યના માર્ગદર્શક એવા આ બે મુખ્ય મુદ્દામાંથી હરકોઇ એકને અમે પડતો મુકીએ તો જે માર્ગે સિદ્ધિ રહેલી છે તેથી અમે આડે જઇએ. પરંતુ તાજેતરમાં જુદા દૃષ્ટિબિંદુના કેટલાક મુદ્દાઓ ઉભા થયા છે જે ઉપર કહેલી બાબતની શહેનશાહની સરકારની ઇચ્છા સાથે નિકટનો સંબંધ ધરાવે છે.

કમીશનના પ્રમુખે વડા પ્રધાન સાથેના પત્રવ્યવહારમાં જણાવ્યું છે કે તપાસ દરમ્યાન પોતાને તથા પોતાના જોડીદારોને લાગ્યું છે કે હિંદની બંધારણીય-પ્રગતિની દિશાનો વિચાર કરતાં બ્રિટીશ હિંદ અને દેશી રાજ્યો વચ્ચે ભવિષ્યમાં થનારા સંબંધની અગત્ય ધ્યાનમાં લેવી

જોઇએ. તેમના મત મુજબ હિંદના આ બે અંગોનો સંબંધ ઠીક સંધાય તેવા માર્ગો પૂરા તપાસાય તે જરૂરી છે અને જો કમીશનનો રિપોર્ટ અને તે ઉપર ઘડાનારી દરખાસ્તો આટલા વિસ્તારવાળી થવાની હોય તો હાલની ધારેલી યોજનામાં સુધારો કરવાની જરૂર સરકારને જણાશે. આ માટે સર જૉન સાયમન સૂચવે છે કે કમિશન અને હિંદી મધ્યસ્થ કમિટિનો રિપોર્ટ રજુ થઇ, વિચારાઇ પ્રસિદ્ધ થાય તે પછી પરંતુ તે સંયુક્ત પાર્લામેન્ટરી કમિટિ સમક્ષ જાય તે પહેલાં એ કરવું જોઇએ કે જે દરખાસ્તો પાર્લામેન્ટ સમક્ષ રજુ કરવાની પોતાની ફરજ છે તે પર બની શકે તેટલી વધુ સમજુતી મેળવવા માટે શહેનશાહની સરકાર પરિષદ મેળવી બ્રિટીશ હિંદ અને દેશી રાજ્યોના પ્રતિનિધિઓને મળે.

હિંદી ધારામંડળો અને બીજી સંસ્થાઓના પ્રતિનિધિઓ સાથે સંયુક્ત પાર્લા૦ કમીટિએ વિચાર ચલાવવાની અગાઉ વિચારાઈ ગએલી રીત જોકે પાર્લામેન્ટ સમક્ષ બીલ રજુ થાય ત્યારે તે તપાસ માટે યોગ્ય લેખાશે, છતાં તેમ થતાં અગાઉ પોતે સૂચવી છે તેવી પરિષદ મળવી જોઈએ એવો કમીશનનો મત છે. હું સમજું છું કે શહેનશાહની સરકાર આ સાથે સંમત છે, કેમકે સમય આવે વધુ અનુકૂળ સંજોગોમાં હિંદનો રાજકીય વિકાસ હાથ ધરવા તેઓ ઘણું ઇચ્છે છે પણ તે સાથે બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યો વચ્ચેના સંબંધના આખા પ્રકરણના સમગ્ર અવલોકનની અગત્ય પણ તે કમીશનની માફક પૂરી સમજે છે. આ લાભ ધરાવનારાઓની વ્યવસ્થા બ્રિટીશ રાજનીતિનો હેતુ પાર પાડવા માટે જરૂરી છે. ભલે પછી તેને આગળ ધપાવવાની ગમે તે રીતિ પાર્લામેન્ટ નક્કી કરે.

બ્રિટિશ રાજનીતિનું ધ્યેય ઓગસ્ટ સને ૧૯૧૭ ના જાહેરનામામાં જણાવવામાં આવ્યું છે તેમ " બ્રિટિશ શહેનશાહતના

અવયવી અંગ તરીકે હિંદમાં જવાબદાર રાજતંત્રની પ્રગતિમય સિદ્ધિ કરવાના ઉદ્દેશથી સ્વરાજ ભોગવતી સંસ્થાઓની ખીલવણી કરવી." મેં તાજેતરમાં જણાવ્યું હતું તેમ મને આપેલા શહેનશાહના ખરીતામાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે શહેનશાહની એ ઇચ્છા અને ખુશી છે કે પોતાના સંસ્થાનોમાં બ્રિટિશ હિંદે યોગ્ય દરજ્જો સાધવામાં ૧૯૧૯ માં ઠરાવેલ યોજના સાધનરૂપ બને. ઉપરાંત વડા પ્રધાનોએ એકથી વધુ વખત જાહેર કર્યું છે કે સમય આવે હિંદ સામ્રાજ્યમાં સંસ્થાનો સાથે સમાન ભાગીદારીનું સ્થાન લે એવી બ્રિટિશ સરકારની ઇચ્છા છે. પરંતુ બ્રિટન તેમજ હિંદમાં ૧૯૧૯ નો ધારો ઘડવાના બ્રિટિશ સરકારના હેતુ વિષે જે શંકા દર્શાવાઈ છે. તે લક્ષમાં લેતાં મને શહેનશાહની સરકારે સ્પષ્ટ રીતે જાહેર કરવાની સત્તા આપી છે કે તેઓના નિર્ણય મુજબ ૧૯૧૭ ના જાહેરનામામાં એ સમાવિષ્ટ છે કે તેમાં ધારેલી હિંદની બંધારણીય પ્રગતિનું સ્વાભાવિક પરિણામ સંસ્થાનિક સ્વરાજ્યની સિદ્ધિ છે.

આ નીતિની સંપૂર્ણ સિદ્ધિ માટે એ અગત્યનું છે કે દેશી રાજ્યોને તેમનું સ્થાન શોધી લેવાની તક આપવી જોઇએ અને જો કે કયી ઢબે આ ખીલવણી થશે તે અત્યારે આપણે ચોક્કસ રીતે જોઇ શકીએ નહિ છતાં લેવામાં આવતાં પગલાં, બ્રિટિશ હિંદ અથવા દેશી રાજ્યો-માંના જેઓ અખિલ હિંદના ઐક્યને શોધે છે તેવાઓના આખરી હેતુની સિદ્ધિ સાથે અસંગત નથી એની ખાત્રી કરી આપવા બનતું સઘળું કરવું એ દરેક રીતે ઇષ્ટ છે. બ્રિટિશ હિંદના પ્રશ્નને પહોંચી વળવાનો માર્ગ શોધવાનો અને આ કાર્યમાં હિંદના બે ભાગો વચ્ચેના ભાવિ નીકટ સંબંધના પ્રશ્નની અવગણના થતી નથી તેની ખાત્રી આપવાનો એ બેઉ હેતુઓ શહેનશાહની સરકારને લાગે છે કે કમીશને બતાવેલી ઢબ સ્વીકારવાથી સારી રીતે સિદ્ધ થઇ શકશે.

આથી જ્યારે કમીશન અને હિંદી મધ્યસ્થ કમિટિ પોતાના અહેવાલ રજુ કરશે અને તે પ્રગટ થશે અને જ્યારે હિંદી સરકાર સાથે મસલત કરીને મળી આવતી સર્વ સામગ્રીથી આ બાબતોનો વિચાર ચલાવવા શહેનશાહની સરકાર શક્તિમાન થશે ત્યારે તેઓ બ્રિટિશ હિંદ અને સમસ્ત હિંદના પ્રશ્નો વિષે સંજોગાનુસાર ભિન્ન ભિન્ન અથવા એક સાથે મસલત અને ચર્ચા કરવા બ્રિટિશ હિંદના જુદા જુદા પક્ષો અને લાભ ધરાવતા વર્ગોના અને દેશી રાજ્યોના પ્રતિનિધિઓને આમંત્રણ આપવાની દરખાસ્ત કરશે. આમ કરવાથી તેમને આશા છે કે ગંભીર મુદ્દાઓ વિષે પાર્લામેન્ટ સમક્ષ તે એવી દરખાસ્ત રજુ કરી શકશે કે જેને બહોળી સંમતિ મળે.

શહેનશાહની સરકારના આ પગલાંને સઘળા પક્ષોની સંમતિ મળશે એવી મને પાકી આશા છે તે કહેવાની જરૂર નથી અને હું માનું છું કે જેઓ હિંદનું ભલું ઇચ્છનારા છે તે ગમે તે અને ગમે ત્યાં હોય છતાં તેઓ અવિશ્વાસની જાળ કે જે ટુંક સમયથી હિંદ અને બ્રિટનના સંબંધને જકડી રહી છે તેને તોડવા ઇચ્છે છે. મને ખાત્રી છે કે હાલ સૂચવાએલ કાર્યમાર્ગ તંદુરસ્તી અને આરોગ્ય લાવવાની ઇચ્છામાંથી પેદા થયો છે અને રચનાત્મક રાજદ્વારી કુનેહના માર્ગમાં આવતા આવા ગંભીર બનાવોને આજ રીતે હાથ ધરવાની અમને આશા છે.

# સૂચક સવાલ જવાબ

[ વૉઈસરૉયે નાખેલા 'ગોળા' સંબંધી જે આશા રખાતી હતી અને 'અરવિન જે એક 'ભલા' અને હિંદના 'મિત્ર' છે એમ માનવામાં આવતું એ સર્વ વૉઈસરૉયનું સ્ટેટમેંટ બહાર પડ્યા પછીથી અસત્ય અને બીન-પાયાદાર જણાયું.

તે સમયે જનતાનું માનસ ચગડોળે ચડ્યું હતું. વસ્તુસ્થિતિ પણ ડામાડોળ હતી. એક ભાઈએ તે વખતે અમુક સૂચક સવાલો મહાત્માજીને પૂછેલા. તેમાં 'ડુમિનિયન સ્ટેટસ' ને 'ઈન્ડિપેન્ડન્સ'નો વિચાર કરતાં દેશી-રાજ્ય, મૉન્ટફર્ડ રિપોર્ટ, કાંઠા બંદરના વેપારને હિંદીઓ માટે અલાયદો રાખવાનો ખરડો વગેરે સ્વરાજના અંગરૂપ ભાગોની પણ ચર્ચા કરેલી છે. તે સ્વરાજનો અર્થ વધારે સ્પષ્ટ કરે છે તેથી નીચે આપવામાં આવેલ છે. ]

વૉઈસરૉયે જે ગોળો આપણી વચ્ચે ફેંક્યો છે, અને તેથી જે ખળભળાટ થઈ રહ્યો છે, જે આશા કેટલાક સ્થળમાં બંધાઈ છે, તેને અંગે એક મિત્રે સૂચક સવાલો પૂછ્યા છે. એ પ્રશ્નો બીજા ઘણાના મનમાં પણ ઉત્પન્ન થતા હશે. તેથી તે વિષેનો મારો અભિપ્રાય જણાવી જવો કેટલેક અંશે આવશ્યક છે. નીચે હું સવાલો અને જવાબો આપું છું:

૧ "'ડુમિનિયન સ્ટેટસ' એટલે શું? બ્રિટિશ સલ્તનતમાં પૂરી ભાગીદારી અને સમાનતા કે અંગ્રેજની આગેવાની નીચે જવાબદાર રાજતંત્ર? ૧૯૧૯ પહેલાનું 'ડુમિનિયન સ્ટેટસ' કે ૧૯૨૬ ની સામ્રાજ્ય સમિતિએ નિશ્ચિત કરેલી વ્યાખ્યા મુજબનું સ્થાન?"

'ડુમિનિયન સ્ટેટસ' નિશ્ચિત વ્યાખ્યા વિનાનો શબ્દ છે. જીવતા પ્રાણીને લગતી ભાષા જો તેને વિષે વાપરી શકાય તો એમ કહેવાય કે હજુ તે ઉમ્મરલાયક પણ નથી થયું; એટલે રક્ષા કરવાને યોગ્ય છે, અને તે યોગ્ય ખોરાક મળ્યે બહુ હૃષ્ટપુષ્ટ થઈ શકે છે. વાયુમંડળ પ્રતિકૂળ હોય તો તે નાજુક હોવાથી ફીકું પડી જવાનો સંભવ છે

આથી જ્યારે કમીશન અને હિંદી મધ્યસ્થ કમિટિ પોતાના અહેવાલ રજુ કરશે અને તે પ્રગટ થશે અને જ્યારે હિંદી સરકાર સાથે મસલત કરીને મળી આવતી સર્વ સામગ્રીથી આ બાબતોનો વિચાર ચલાવવા શહેનશાહની સરકાર શક્તિમાન થશે ત્યારે તેઓ બ્રિટિશ હિંદ અને સમસ્ત હિંદના પ્રશ્નો વિષે સંજોગાનુસાર ભિન્ન ભિન્ન અથવા એક સાથે મસલત અને ચર્ચા કરવા બ્રિટિશ હિંદના જુદા જુદા પક્ષો અને લાભ ધરાવતા વર્ગોના અને દેશી રાજ્યોના પ્રતિનિધિઓને આમંત્રણ આપવાની દરખાસ્ત કરશે. આમ કરવાથી તેમને આશા છે કે ગંભીર મુદ્દાઓ વિષે પાર્લામેન્ટ સમક્ષ તે એવી દરખાસ્ત રજુ કરી શકશે કે જેને બહોળી સંમતિ મળે.

શહેનશાહની સરકારના આ પગલાંને સઘળા પક્ષોની સંમતિ મળશે એવી મને પાકી આશા છે તે કહેવાની જરૂર નથી અને હું માનું છું કે જેઓ હિંદનું ભલું ઇચ્છનારા છે તે ગમે તે અને ગમે ત્યાં હોય છતાં તેઓ અવિશ્વાસની જાળ કે જે ટુંક સમયથી હિંદ અને બ્રિટનના સંબંધને જકડી રહી છે તેને તોડવા ઇચ્છે છે. મને ખાત્રી છે કે હાલ સૂચવાએલ કાર્યમાર્ગ તંદુરસ્તી અને આરોગ્ય લાવવાની ઇચ્છામાંથી પેદા થયો છે અને રચનાત્મક રાજદ્વારી કુનેહના માર્ગમાં આવતા આવા ગંભીર બનાવોને આજ રીતે હાથ ધરવાની અમને આશા છે.

અને પ્રાણવાયુ ન મળે તો તે ગૂંગળાઇ પણ જાય. તેથી એ બાળક જે પ્રદેશમાં ઊછરે તેની ઉપર તેના આરોગ્યનો અને તેના તેજનો આધાર છે. હિન્દુસ્તાનમાં આવે તો આપણે તેનું જતન કેવી રીતે કરીએ છીએ તેની ઉપર તેના વિકાસનો આધાર રહેશે. એટલે મારી દૃષ્ટિએ ૧૯૧૯ ને ૧૯૨૬ ની વ્યાખ્યાની સાથે આપણને ઓછો સંબંધ છે. તે લેવાની આપણી શક્તિ પ્રમાણે 'ડુમિનિયન સ્ટેટસ'ની વ્યાખ્યા નક્કી થશે. અને જેની વ્યાપક વ્યાખ્યા નિશ્ચિત નથી થઇ તેની વ્યાખ્યા સૌ પોતાની ઇચ્છાએ કરી શકે છે. મારી વ્યાખ્યા આ છે; હિન્દુસ્તાનનું 'ડુમિનિયન સ્ટેટસ' એટલે હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યની સાથે, સર્વાંશે સમાન, ઐચ્છિક સંબંધ, જે ગમે તે પક્ષ કારણ આપીને કે કારણ આપ્યા વિના સ્વેચ્છાએ તોડી શકે છે. જ્યાં ઊંચનીચપણાને જરા પણ સ્થાન હોય ત્યાં 'ડુમિનિયન સ્ટેટસ' નથી. 'ડુમિનિયન સ્ટેટસ' એટલે સ્વતંત્રતા.

"૨ દેશી રાજ્યોને બ્રિટિશ હિન્દ સાથે એક જ કૉન્ફરન્સમાં ભલે બોલાવે, પણ દેશી રાજ્યો બ્રિટિશ હિન્દના ખરા સ્વરાજ્યની આડે આવે તો? અંગ્રેજ રાજસત્તા એમનો પક્ષ ખેંચી, એમની સંધિનું બહાનું કાઢી, આપણી રાજકીય ઉન્નતિ નહિ અટકાવે તેની ખાતરી શી? આજ સુધી દેશી રાજ્યોને ખાસ કરી બ્રિટિશ હિન્દની રાજદ્વારી ચળવળમાંથી જાણી જોઇને અલગ રાખતા, તે નીતિ આજે એકદમ શા માટે ફેરવાય છે? ખુદ બટલર કમિટી પણ રાજ્યોની સંમતિ વિના તેમને બ્રિટિશ હિન્દના સામ્રાજ્યમાં ભેળવી દેવા વિરુદ્ધ છે. તો આજે આ એકદમ દૃષ્ટિબિન્દુ કેમ ફેરવાયું? અને દેશી રાજ્યોની પ્રજાનું શું? તેમના પ્રતિનિધિઓને આગામી કૉનફરંસમાં બિલકુલ સ્થાન જ નહિ?"

દેશી રાજ્યો ઇચ્છે કે ન ઇચ્છે છતાં તેઓ આપણામાં એટલે સ્વરાજ્યપક્ષમાં દમ નહિ હોય તો આડે આવવાનાં જ. દેશી રાજ્યોને અત્યારે મોખરે આણવામાં મને પોતાને ચાલાકીની ગંધ તો આવી

જ છે. દેશી રાજ્યોને પોતાની બાજીમાં સોગઠાં તરીકે સલ્તનતે પૂર્વે વાપરેલાં છે. આ વખતે એ સોગઠાંનો ઉપયોગ કર્યો લાગે છે. દેશી રાજાઓની હસ્તી સલ્તનત ઉપર નિર્ભર છે. તેથી જેમ સલ્તનત નચાવે તેમ તેમને નાચવું જ રહ્યું છે, એ જો આપણે સમજીએ તો આપણે જાણીએ કે તેમને વગોવીને કશોયે લાભ લઈ શકવાના નથી. તેમની પરાધીનતા સમજી, તેઓ સલ્તનતનું અંગ છે એમ જાણી, આપણે સાવધાન રહીએ; અને તે આવે પ્રસંગે જે કંઈ કરે કે બોલે તે સલ્તનત બોલે છે અને કરે છે એમ સમજીને સલ્તનત તરફ જ આપણું ધ્યાન રાખીએ. દેશી રાજ્યની વસ્તીને વિષે હું નિર્ભય છું. જ્યાં સુધી સ્વરાજ્ય નથી સ્થપાયું ત્યાં સુધી સલ્તનતમાં રહેલા ઘણા દોષો દેશી રાજ્યોમાં વધારે અંશે અનુભવવામાં આવશે જ. હું એવું સ્વરાજ્યતંત્ર નથી કલ્પી શકતો, જેમાં સ્વરાજ્યપક્ષે દેશી રાજ્યની વસ્તીના હકો વેચી દીધા હોય.

"૩. કૉનફરંસમાં સૌ એકમત થાય, તોપણ પછી પાર્લમેંટ તેમાં ફેરફાર કરવા મુખત્યાર ખરી કે? સત્તાવારપણે કહેવામાં આવ્યું છે કે પાર્લમેંટ તો પોતાની સ્વતંત્રતા આ સંબંધે કાયમ જ રાખે છે, અને બ્રિટિશ પક્ષો પણ બંધાતા નથી. ત્યારે આગામી કૉનફરંસની મહેનત સૌ પાણીમાં જવાનો સંભવ પણ ખરો કે? આની પણ કંઈ ખાતરી મળવી જોઈએ—અને એ આપણે સહકાર કરવા કબૂલાત આપીએ તે પહેલાં."

આ પ્રશ્ન આપણી દુર્બલતાનો પડઘો છે. વકીલની દૃષ્ટિએ અવશ્ય પાર્લમેંટ સર્વોપરી છે. કૉનફરંસે કરેલું એ ધોઈ શકે છે. પણ જો કૉનફરંસમાં હિંદુસ્તાન પોતાની શક્તિ લઈને ગયેલ હશે તો કૉનફરંસના નિર્ણયને વિષે પ્રશ્નકારે સૂચવેલી બાંયધરી માગવાની આવશ્યકતા રહેતી જ નથી. વળી મારો એવો પણ અભિપ્રાય છે કે એવી

બાંયધરી માગવામાં ભૂષણ નથી, અને કોઇ પણ બ્રિટિશ પક્ષને તે આપવાનો અધિકાર નથી.

"૪. ૧૯૧૭ ની નીતિ અને ૧૯૨૯ ના કાયદા પર આટલો બધો ભાર શા માટે મૂકવામાં આવે છે! લોર્ડ અરવિન કહે છે કે ૧૯૧૭ ની પદ્ધતિ અનુસાર નૈસર્ગિકપણે હિન્દને સ્વરાજ્ય મળશે. In the fullness of time (વખત પાકયે) એટલે? મિ. બેન કહે છે, 'There is no change, in substance or time, until after the conference has met.'* આ કંઇક ડરામણાં વાકયો નથી લાગતાં? અને આ તમામમાં હિન્દના આર્થિક હકો—આર્થિક સ્વાતંત્ર્ય—નું તો નામ જ નથી. ૧૯૨૨ ની મહાસભાના ઠરાવ મુજબ આપણું રાષ્ટ્રીય કરજ આપવા હિન્દી પ્રજા બંધાતી નથી. એ ઠરાવ તદ્દન રદ કે? હાજીનો ×Coastal Reservation નો ખરડો પણ બાળંભે પડશે કે? પરદેશી બેંકો ઘણાયે હકો પચાવી બેઠી છે, તેનો કદી હિસાબ લઇશું કે? આ વસ્તુ લોર્ડ અરવિનના ખુલાસામાં નથી, પણ તેથી આપણે તે કેમ ભૂલી શકીએ?"

સને ૧૯૧૯ ના કાયદા ઉપર ભાર મુકાયો છે એ ભય પેદા કરે છે. અને તેમાં ભય ન હોય તો દ્વિઅર્થ તો છે જ. તેથી જ સહી કરનાર નેતાઓએ અર્થનું સ્પષ્ટીકરણ કરવાની માગણી કરી છે હિન્દના આર્થિક હકનો ઉલ્લેખ વાઇસરોયના ખરીતામાં નથી તેનું મને દુઃખ નથી. જેમાં આર્થિક સ્વાતંત્ર્ય ન હોય એ સ્વરાજ્ય ગણાય જ નહિ. સને ૧૯૨૨ ની મહાસભાનો કરજ બાબતનો ઠરાવ રદ થયો જ નથી. એ મોજૂદ છે, અને સ્વરાજ્યની યોજનામાં તેનો વિચાર આવશ્યક છે. એ જ પ્રમાણે હાજીના ખરડા વિષે ને બેંકો

* 'પરિષદ મળી ઊઠે તે પહેલાં ન તો મુદ્દામાં કે ન તો સમયમાં કશો ફેરફાર થાય.'

× કાંઠાના બંદરના વેપારને હિંદીઓ માટે અલાયદો રાખવાનો ખરડો.

# સ્વાતંત્ર્યનો ઠરાવ

## ( લાહોર મહાસભા )

"**આ** મહાસભા વાઇસરૉયસાહેબના ૩૧ મી ઑક્ટોબરના જાહેરનામાના જવાબમાં મહાસભાવાદીઓ અને બીજા નેતાઓએ કાઢેલી ઘોષણા વિષે કાર્યવાહક મંડળે લીધેલા પગલાને બહાલ રાખે છે અને વાઇસરૉયસાહેબે સ્વરાજની રાષ્ટ્રીય હિલચાલને પહોંચી વળવાને માટે કરેલા પ્રયત્નોની કદર કરે છે.

"**પણ આ મહાસભા ઉપર કહેલી ઘટનાઓ પછી બનેલી બધી ઘટના ધ્યાનમાં લઇને, અને ગાંધીજી, પંડિત મોતીલાલ નહેરૂ અને બીજા નેતાઓને વાઇસરૉયસાહેબ સાથે થયેલી વાતચીતનું પરિણામ ધ્યાનમાં લઇને, એવા અભિપ્રાય ઉપર આવે છે કે હાલના સંજોગોમાં મહાસભાના પ્રતિનિધિઓ 'રાઉંડ ટેબલ કૉન્ફરન્સ'માં જાય છે તેથી કશો લાભ થવાનો નથી.**

"એટલે આ મહાસભા, ગયે વર્ષે કલકત્તાની બેઠકમાં થયેલા ઠરાવ મુજબ, જાહેર કરે છે કે મહાસભાના ધ્યેયમાં 'સ્વરાજ' શબ્દનો અર્થ 'સંપૂર્ણ સ્વાતંત્ર્ય' કરવો, અને વધારેમાં જાહેર કરે છે કે નેહરૂ રિપોર્ટમાં આલેખેલું બંધારણ આખું હવે રદ થયું છે એટલે તે આશા રાખે છે કે હવે પછી બધા મહાસભાવાદીઓ હિંદુસ્તાનને માટે સંપૂર્ણ સ્વાતંત્ર્ય મેળવવામાં જ પોતાની બધી શક્તિ અને સમય અર્પણ કરશે.

"સ્વાતંત્ર્યની લડતનો વ્યૂહ રચવાનાં પ્રારંભિક પગલાં તરીકે અને મહાસભાની નીતિ મહાસભાના બદલાયેલા ધ્યેયને બની શકે તેટલી અનુરૂપ બનાવવાના હેતુથી આ મહાસભા ઠરાવે છે કે વડી

અને પ્રાંતિક ધારાસભાઓનો અને સરકારે નીમેલી કમિટીઓનો સંપૂર્ણ બહિષ્કાર કરવો, અને આ મહાસભા સભાવાદીઓને અને બીજા જેઓ રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ભાગ લેતા હોય તેમને સીધી અથવા આડકતરી રીતે ભાવી ચૂંટણીઓમાં ભાગ લેવાથી અલગ રહેવાનું ફરમાન કરે છે, અને આજે જે મહાસભાવાદીઓ એ ધારાસભા અને કમિટીઓમાં કામ કરે છે તેમને તેમની જગ્યાનું રાજીનામું આપવાનું ફરમાવે છે.

**"આ મહાસભા પ્રજાને વિનવે છે કે તેમણે મહાસભાનો રચનાત્મક કાર્યક્રમ અતિશય વેગથી ચાલુ રાખવો, અને મહાસમિતિને, જ્યારે તેને યોગ્ય લાગે ત્યારે અમુક પસંદ કરેલાં કે બીજાં ક્ષેત્રોમાં, અને અમુક શરતો રાખીને સવિનય ભંગ અને કર ન ભરવાની હિલચાલ શરૂ કરવાનો અધિકાર આપે છે."**

## હૃદયના ઉદ્‌ગારો

[ સ્વાતંત્ર્ય અથવા 'આઝાદી'નો ઠરાવ રજૂ કરતાં ગાંધીજીએ ભાષણ ન આપ્યું, પણ તેની ઉપર અનેક સુધારા રજૂ થયા પછી તેમણે જવાબ આપ્યો. હિંદી અને અંગ્રેજીમાં. બંને ભાષણમાં નિરનિરાળી ખુબી હતી. બંનેને નીચેના સારાંશમાં સમાવવાનો પ્રયત્ન કર્યો છેઃ મ૦ હે૦ દે૦ ]

### અખંડ ઠરાવ

આ ઠરાવ એક અખંડ ઠરાવ છે. અને જેમ કોઇ ચિત્રનો, કે કોઇ મકાનનો કે કોઇ શરીરનો, એનાં અવયવો જુદાં પાડીને આપણે વિચાર નથી કરી શકતા, તેમ આ ઠરાવના જુદાજુદા ભાગો કટકેકટકે લઇને નથી વિચારી શકતા. જે એક કટકાનો, એક અવયવનો નાશ કરે છે તે આખી વસ્તુનો નાશ કરે છે.

એ ઠરાવ સામાન્ય ઠરાવો જેમ મહાસભામાં આવે તેવી રીતે તમારી આગળ આવીને નથી ઊભો રહ્યો. એ ઠરાવ મૂળ તો તમારા

જ પ્રતિનિધિઓએ કાર્યવાહકમંડળની બેઠકમાં સ્વીકાર્યો, પછી વિષયવિચારિણી સમિતિમાં એની ઉપર ઠીકઠીક ચૂંથણાં ચાલ્યાં, ખૂબ ચર્ચા થઈ, અને પસાર થયો. ત્યારપછી એ અહીં આવ્યો છે. જે કાર્યવાહકમંડળને તમે જ ચૂંટેલું, જે તમારા તરફથી બધો વ્યવહાર ચલાવે છે, તે કાર્યવાહકમંડળ વિષે તમને વિશ્વાસ હોવો જોઇએ, એ કાર્યવાહકમંડળ અને તમારી વચ્ચે કેવો વ્યવહાર હોવો જોઇએ એનું તમને સંપૂર્ણ ભાન હોવું જોઇએ.

આ ઠરાવમાંથી અમુક શબ્દો કાઢી નાંખવા વિષે તમારી પાસે સુધારા આવ્યા છે. એક 'સુધારો' એ છે કે એમાં વાઇસરૉયના કામની કદર બતાવનારા શબ્દ ન હોવા જોઇએ. તમારામાં જો ડહાપણ હોય તો તમે સમજો કે વાટાઘાટ અને મોટીમોટી મંત્રણામાં આપણે દુશ્મનની સાથે પણ મસલત કરવાના પ્રસંગો આવશે, અને દુશ્મન પણ અમુક પ્રસંગે સરસ રીતે વર્ત્યો હોય તો તેની તારીફ કરવી એ તમને શોભાભર્યું જ હશે. આપણે આઝાદી લેવાનો ઠરાવ કરવાના છીએ. હું તમને કહું છું કે જે માણસ આઝાદ બનવા માગે છે તે મર્યાદા, વિનય, વીરતા છોડતો નથી. બહાદુર માણસ ગર્વમાં તણાઇને એમ ન કહે કે અમારાથી કોઇની તારીફ ન થાય. દુશ્મનની પણ તારીફ કરી શકે તે જ વીર છે. વાઇસરૉયનું ધ્યેય જરૂર બ્રિટિશ સલ્તનતને ટકાવી રાખવાનું છે, પણ એટલી વસ્તુ ધ્યાનમાં રાખીને એનાથી થાય એટલું એણે સાચા દિલથી કર્યું એમ કહેવામાં આપણે શુદ્ધ વિનય બતાવવા ઉપરાંત કશું વધારે નથી કરતા.

તમારા પ્રતિનિધિઓ વાઇસરૉયને મળ્યા અને મળી આવીને ત્યાં શું બન્યું તે તમારી આગળ તેમણે કહી સંભળાવ્યું. તેમને લાગ્યું કે વાઇસરૉયની દાનત શુદ્ધ હતી, વાઇસરૉયનો ઇરાદો કાંઇક સારો તોડ લાવવાનો હતો. એ અમારી સાક્ષી તમે માનતા હો તો અમે જે સામાન્ય વિવેક અને વિનય પ્રકટ કર્યો છે તેમાં તમારે ભળવું રહ્યું. પણ જો તમે એમ માનો કે તમારા પ્રતિનિધિઓ કહે છે એ વાત

બરોબર નથી, તો તો બહેતર છે કે તમે અમને કાર્યવાહકમંડળ ઉપર રહેવા દો તેના કરતાં અમને લાત મારીને કાઢી મુકો. પણ જો અમારી સાક્ષી માનતા હો, તો તમે અહિંસાની નીતિ સ્વીકારનાર સંસ્થાના સભ્ય હોઇને તમારે એટલા વિવેકમાંથી ન ચૂકવું જાઇએ.

આ ઠરાવમાં બીજા કેટલાક શબ્દો સામે વાંધો લેવામાં આવ્યો છે, 'હાલના સંજોગોમાં' શબ્દ કાઢી નાંખવો જોઇએ એવો સુધારો તમારી આગળ આવ્યો છે. એ શબ્દોની આવશ્યકતા ન હોત તો કાર્યવાહકમંડળ શા સારૂ એ શબ્દો પસંદ કરત? આ ઠરાવ કરો છો તેથી તમારા પ્રતિનિધિઓ કોઇ પણ 'રાઉંડ ટેબલ કૉન્ફરન્સ'માં કદી જઈ જ ન શકે એવો અર્થ નથી, એવો પ્રસંગ આવે પણ ખરો કે જ્યારે એ લોકોને પરિષદમાં જવાપણું હોય. એટલી વસ્તુ ઠરાવમાં નાંખવામાં હું કશું માઠું નથી જોતો. હા, જ્યાં 'ડુમિનિયન સ્ટેટસ'ની જ ચર્ચા થવાની હોય ત્યાં તમારા પ્રતિનિધિઓ નથી ભાગ લઇ શકતા, જ્યાં 'આઝાદી'ની ચર્ચા થવાની હોય ત્યાં જ તેઓ જઇ શકે છે.

## ગુલામીમાં ચાલુ રહેવું છે?

આ ઠરાવમાં ધારાસભાઓના બહિષ્કારની વાત આવે છે. ભાઇ જમનાદાસ મહેતાએ ઠીક કહ્યું કે ગાંધી કહે છે માટે કંઇ ન કરતા પણ તમને પોતાને લાગે તો જ કરજો. એ વાત અક્ષરશઃ સાચી છે. હું તો એક કોમના બંદા તરીકે—દેશના સેવક તરીકે, તમારો કારકૂન બનીને અમુક ઠરાવો ઘડી લાવ્યો. એ ઠરાવ ઘડી આપું, પણ તે તમે સ્વીકારો એવો આગ્રહ હું કેમ ધરી શકું? એટલે હું તો માત્ર તમને સમજાવવા માગું છું કે આ બહિષ્કારની વાત ઠરાવમાં કેમ આવે છે. એનું કારણ એ છે કે એમાં ધારાસભાનો અનુભવ લઇ આવેલા સજ્જનોનો અંગત અનુભવ ઉતારવામાં આવેલો છે. મોતીલાલજીને માટે સૌ માને છે કે એમણે પોતાનું કામ ભારે યશસ્વી રીતે કર્યું. છતાં મોતીલાલજી જ કહે છે કે એમાં કશો સ્વાદ નથી રહ્યો, ત્યાં રહેવાથી સ્વરાજને રસ્તે એક કદમ પણ આગળ વધવાના નથી.

મારો પોતાનો અનુભવ તો ૧૯૨૧ માં હતો તે જ છે, ઊલટો તે વધારે દૃઢ થયો છે. એમ કહેવામાં આવે છે કે ધારાસભામાં ગયાથી ઘણું મળી શકે છે. હા, સુંદર રમકડાં મળી શકે છે ખરાં; ભાઇબહેન, સગાંસંબંધીને ઠેકાણે પણ પાડી શકાય છે ખરાં; આ સલ્તનત અને આ રાજ્યના પાયા કાયમ રાખીને તમે ઇચ્છો એમાંથી ઘણું યે ધારાસભાઓ આપે એમ છે. પણ તમારી પોતાની સ્થિતિનો વિચાર કરશો? આપણા ઘરમાં ગુલામ હોય, ગાય હોય, ખિલાડી હોય, એ બધાંને આપણે સુખમાં રાખતા હોઇએ, ભૂખાં ન મારતા હોઇએ તોપણ તે ગુલામ કે પશુ નથી મટતાં. ગુલામ તે ગુલામ અને પશુ તે પશુ. એક મિત્ર પોતાના ઘોડાને મીઠાઇ ખવડાવે છે; તેથી બિચારો ઘોડો માણસ નથી થઇ જતો, એ ઘોડા ઉપર સવારી કરનાર માણસ સવારી કરે છે, ઘોડાનો માણસ ઉપર સવારી કરવાનો કદી વારો નથી આવતો. તેમ ધારાસભામાં જઇને ગમે તે લઇ આવીએ, પણ આપણે ગુલામ છીએ તે ગુલામ થોડા મટવાના છીએ?

## એક જ બહિષ્કાર કેમ?

પૂછવામાં આવે છે કે એક જ બહિષ્કાર કેમ, અને બીજા બહિષ્કાર કેમ નહિ? વકીલોને શા માટે છોડી દેવામાં આવ્યા છે? સાચી વાત, ભાઇ, સાચી. પણ માણસોની જિંદગી તર્કશાસ્ત્રને આધારે નથી ચાલતી, ઘણીવાર માણસો તર્કશાસ્ત્રથી વિરુદ્ધ વર્તીને પોતાનું ડહાપણ અને બળ બતાવે છે. કરોને બહિષ્કાર જેટલી વસ્તુનો થઈ શકે એટલીનો. પણ હું તો તમારી નાડ જોનાર વૈદ્ય રહ્યો. હું જાણું છું કે તમને કેટલી માત્રામાં ઔષધ આપી શકાય અને કેટલું તમારાથી પચાવી શકાય. આજકાલના વાયુમંડળમાં જે જોઉં છું તે જોઇને હું મારા ઠરાવ ઘડું છું. બીજા બહિષ્કારનો અમલ ન કરી શકો એમ હો તો મફતનો એનો ઠરાવ કરીને શું કરશો? નવજવાનો કહીએ ત્યારે ફાંસીએ ચડશે એમ સાંભળીએ છીએ, પણ જ્યારે શાળા તો

મારો પોતાનો અનુભવ તો ૧૯૨૧ માં હતો તે જ છે, ઊલટો તે વધારે દૃઢ થયો છે. એમ કહેવામાં આવે છે કે ધારાસભામાં ગયાથી ઘણું મળી શકે છે. હા, સુંદર રમકડાં મળી શકે છે ખરાં; ભાઇબહેન, સગાંસંબંધીને ઠેકાણે પણ પાડી શકાય છે ખરાં; આ સલ્તનત અને આ રાજ્યના પાયા કાયમ રાખીને તમે ઇચ્છો એમાંથી ઘણું યે ધારાસભાઓ આપે એમ છે. પણ તમારી પોતાની સ્થિતિનો વિચાર કરશો ? આપણા ઘરમાં ગુલામ હોય, ગાય હોય, બિલાડી હોય, એ બધાંને આપણે સુખમાં રાખતા હોઇએ, ભૂખાં ન મારતા હોઇએ તોપણ તે ગુલામ કે પશુ નથી મટતાં. ગુલામ તે ગુલામ અને પશુ તે પશુ. એક મિત્ર પોતાના ઘોડાને મીઠાઇ ખવડાવે છે; તેથી બિચારો ઘોડો માણસ નથી થઇ જતો, એ ઘોડા ઉપર સવારી કરનાર માણસ સવારી કરે છે, ઘોડાનો માણસ ઉપર સવારી કરવાનો કદી વારો નથી આવતો. તેમ ધારાસભામાં જઇને ગમે તે લઇ આવીએ, પણ આપણે ગુલામ છીએ તે ગુલામ થોડા મટવાના છીએ ?

## એક જ બહિષ્કાર કેમ ?

પૂછવામાં આવે છે કે એક જ બહિષ્કાર કેમ, અને બીજા બહિષ્કાર કેમ નહિ ? વકીલોને શા માટે છોડી દેવામાં આવ્યા છે ? સાચી વાત, ભાઇ, સાચી. પણ માણસોની જિંદગી તર્કશાસ્ત્રને આધારે નથી ચાલતી, ઘણીવાર માણસો તર્કશાસ્ત્રથી વિરુદ્ધ વર્તીને પોતાનું ડહાપણ અને બળ બતાવે છે. કરોને બહિષ્કાર જેટલી વસ્તુનો થઈ શકે એટલીનો. પણ હું તો તમારી નાડ જોનાર વૈદ્ય રહ્યો. હું જાણું છું કે તમને કેટલી માત્રામાં ઔષધ આપી શકાય અને કેટલું તમારાથી પચાવી શકાય. આજકાલના વાયુમંડળમાં જે જોઉં છું તે જોઇને હું મારા ઠરાવ ઘડું છું. બીજા બહિષ્કારનો અમલ ન કરી શકો એમ હો તો મફતનો એનો ઠરાવ કરીને શું કરશો ? નવજવાનો કહીએ ત્યારે ફાંસીએ ચડશે એમ સાંભળીએ છીએ, પણ જ્યારે શાળા તો

તાકાત છે ? આપણામાં એટલી સંઘશક્તિ છે ? એ ઠરાવ કરીએ તો એમાં ડહાપણ ગણાશે કે આપણે મૂરખામાં ખપશું ? સુભાસ બાબુ મોટા કામ કરનારા છે, એમની ભારે પ્રતિષ્ઠા છે, પણ એ અનુભવ વિના વાત કરે છે. સમાનતંત્ર શબ્દોથી નહિ બનાવી શકાય. ૬૦ વર્ષની ઉમરે હું સુભાસ બાબુ સાથે કદાચ ન ચાલી શકું, પણ મારું દિલ તો નવજુવાન છે, મને નથી લાગતું કે 'સાઠી બુદ્ધિ નાઠી' ની મારી દશા થઇ છે. પણ હું તો મારી મર્યાદા જાણું છું, એટલે મેં કહ્યું 'મારે ઘોડાની લગામ ન જોઇએ, હું ઘોડા પર બેસીશ તો મને ઘોડો ખેંચી લઇ જશે. એ લગામ જવાહરલાલને આપો.' મારા અનુભવથી હું આજે કહું છું કે વરાળને અંકુશમાં રાખીને જ તેનો ઉપયોગ કરી શકશો, બીજી રીતે એનો ઉપયોગ ન થઇ શકે. આજે સમાનતંત્રને માટે આપણે તૈયાર નથી, આપણે એની વાત કરીને પણ હાંસીને પાત્ર થઇશું. આજે તો હિંદુસ્તાનના દરેક ગામડામાં મહાસભાનું નામ પણ નથી પહોંચ્યું, ત્યાં કામની વાત જ શી કરવી ?

એટલે આજે આપણે કર્યો છે તેટલા ઠરાવથી જ સંતોષ માનીએ. આજે આપણે લાંબી ફાળ ન ભરીએ. અનેક બહિષ્કારની વાતો કરીએ છીએ, પણ આપણે ક્યાં જઇ રહ્યા છીએ તે ભગવાન જાણે. એટલે આ ઠરાવ, જે અતિશય વિચારપૂર્વક ઘડવામાં આવ્યો છે અને જેમાં આપણી તાકાતનું પૂરું માપ રહેલું છે તે ઠરાવ, એકે શબ્દ કે કાનામાત્રના ફેરફાર વિના સ્વીકારશો, અને એના ઉપર સૂચવાયેલા સુધારાને ઘસીને ફેંકી દેજો. મહેરબાની કરીને એ ઠરાવમાં કાપકૂપ ન કરશો. માણસનાં આંખ નાક કાપવા કરતાં તેને મારી નાંખવો એ સારું.

મને જે શાંતિથી સાંભળ્યો એ માટે તમારો ઉપકાર માનું છું. એવી જ શાંતિથી આ દુનિયા ઉપર મને જે થોડા દિવસ રહ્યા છે તેટલા દિવસ મને સાંભળ્યા કરજો, ધીરજ રાખજો.

---

લડવાને ઊભા થાઓ છો, ચાલતાં ચાલતાં 'ડિવિઝન' (અલગઅલગ મતગણતરી) માગો છો, એ 'સવિનય ભંગ' કરનારાઓને ન શોભે. આજે તો મને કોઇ પૂછે કે બે મહિનામાં તમે સવિનય ભંગથી સલ્તનતની સાથે મુકાબલો કરી શકશો તો હું ના કહું. કેટલાક ભાઇઓ લાલ વાવટા લઇને બેઠા છે, અને એ લાલ વાવટાએ તેમને આઝાદી લેવી છે. ભલે એ લોક એવી વાત કરે. પણ આઝાદી તો ટંડી તાકાતથી આવવાની છે. છાતી કાઢીને જે તલવાર ઝીલશે તે બહાદુર છે. શિખોને બહાદુરીનું વર્ણન આપવાની જરૂર નથી. ગુરુકાબાગમાં એમણે સાચી બહાદુરીનો પરિચય આપ્યો હતો. જે લોકો એમ કહે છે કે શાંતિથી આઝાદી ન મળે, તેમને કહેવા માગું છું કે લોકોને ટંડી તાકાત એ શી વસ્તુ છે એની ખબર જ નથી. તમારે સવિનય-ભંગ કરવો હોય તો વીરોની જેમ, સત્યનિષ્ઠ વીરોની જેમ, વર્તતાં શીખવું જોઇશે—જે વીરોના ચોવીસે કલાક સ્વરાજ અતિશય જલદી આણવાને માટે જ અપાતા હશે. જો એ સ્વરાજની તમને ધગશ હોય, તો ઝગડાનો સમય ક્યાં છે? પણ તમે તો આજે 'ડિસિપ્લિન' (તાલીમ) જેવી વસ્તુ જાણતા નથી. જે મહાસભાની સરસ સેવા બજાવી રહ્યા છે તેના ઠરાવનો અમલ કરવો જોઇએ પણ તેને બદલે તમે તો 'ડિવિઝન' 'ડિવિઝન' પોકારો છો. એ સવિનય ભંગના ચાળા ન કહેવાય. એટલે હું કહું છું કે 'આઝાદી' ના ઠરાવ ઉપર 'ડિવિઝન' ન હોય. એ ઠરાવ તો આખી સભાએ એકે અવાજે પસાર કરવો જોઇએ. એ ઠરાવ કરતાં પણ આપણે ઝગડા કર્યા એમ જગત સાંભળે તો શું કહે? એટલે હું તો તમને વીનવું છું કે આ ઠરાવને તેમાં એકે શબ્દનો ફેરફાર કર્યા વિના, તમે હર્ષનાદથી વધાવી લેશો.

## લાંબી ફાળ ન ભરો

સુભાસ બાબુનો ઠરાવ કોને ન ગમે? એ બહુ ખૂબસૂરત ઠરાવ લાગે છે. જેમ સરકાર પોતાનું રાજ્ય ચલાવે છે તેવું જ સમાનતંત્ર બનાવીને આપણે શા સારુ રાજ્ય ન ચલાવીએ? પણ એટલી આપણી

સ૦ પણ ત્યારે આપણે પણ અહીં એકમત થયા વિના શું કરી શકીએ એમ છીએ ?

જ૦ હું તમને કહી ગયો એ ન સમજ્યા. ફાટફૂટ આપણી વચ્ચે છે, પણ લોકોમાં નથી. લોકોની આગળ તો એક સરસ વિચારેલી વસ્તુ મૂકશું તો તેને વધાવી લેશે અને યથાશક્તિ તેનું પાલન કરશે.

આ પછી ગાંધીજીની સાથે વિવાદનો માર્ગ રહ્યો નહોતો. ધર્મ સમજીને એમણે ઠરાવ રજૂ કર્યો, એમના મહાસભામાં કરેલા ભાષણમાં એ જ ધ્વનિ હતો, જે સમજનારા સમજ્યા વિના ન રહ્યા હોય.

× × × ×

બૉંબના ઠરાવનું અને વાઇસરૉયના કામની કદર કરવાના ઠરાવનું મહત્ત્વ સમજાવવું પડે એ દુઃખદ સ્થિતિ કહેવાય. અમુક સભ્યો તો એનો વિરોધ કરવાને કટિબદ્ધ થઇને આવ્યા હતા. આ વિષે ગાંધીજીના બોલ અહીં આપી દઉં.

“ તમે કહો છો કે ઘણા લોકો હિંદુસ્તાનમાં રહે છે, એ શું કરે ન કરે તેની સાથે આપણને શી પરવા છે ? આ બોલવું આપણને ન શોભે. જો મહાસભા ૩૦ કરોડને માટે બોલે છે એવો આપણે દાવો કરતા હોઇએ તો આપણો કટ્ટો દુશ્મન હોય તોપણ તેને વિષે આવું કામ થાય તો તેનો આપણે વિરોધ કરવો રહ્યો. આ ઠરાવમાં ગુમાવવાનું કશું નથી, કમાવાનું છે. એ ઠરાવ આપણા અહિંસાના ધ્યેયમાંથી ફલિત થાય છે. દરેક અંગ્રેજના જીવનને માટે આપણે જવાબદાર થઇએ છીએ, અને કોઇ પણ અંગ્રેજનો વાળ વાંકો કરે તો તેનો વિરોધ કરવાનો આપણો ધર્મ થઇ પડે છે. દરેક અંગ્રેજને એમ લાગવું જોઈએ કે હું હિંદુસ્થાનમાં નિર્ભય થઇને રહી શકું છું, હિંદુસ્તાનમાં મને કોઈનાથી ડરવાનું કારણ નથી. આ ઠરાવથી જુવાનોની હિંસા થાય છે, તેઓ આપણી પાસેથી હટી જશે એવી દલીલો આજના ક્ષુબ્ધ વાતાવરણમાં જ થઇ શકે. નૌજવાનો

# મહાસભામાં મહાત્માજીની મનોદશા

[ સ્વાતંત્ર્યનો ઠરાવ પસાર થયો તેને આગલે દિને મહાત્માજી ભાવિ કાર્યક્રમ વિષે શું ધારતા હતા તે મનોદશા વ્યક્ત કરતા નીચેના સૂચક સવાલ જવાબ જે શ્રી. મહાદેવભાઇએ 'નવજીવન'માં આપેલા તે નીચે આપ્યા છે. ]

સ્વાતંત્ર્યનો ઠરાવ પસાર થયો તેને આગલે દિવસે આ વિષે ખૂબ ચર્ચા થઇ હતી. સવાલ જવાબ આપવા જેવા છે, અને ગાંધીજી ઠરાવ કરવાને કેમ પ્રેરાયા તે વ્યક્ત કરે છે.

સ૦ આ વાતાવરણ કેટલું પ્રતિકૂળ છે એ તો આપ જુઓ છો ના ?

જ૦ બહુ સારી રીતે જોઉં છું.

સ૦ તોપણ એ ઠરાવ મૂકવો જોઇએ એમ આપને લાગે છે ?

જ૦ જરૂર. એ ઠરાવ ન કરીએ તો દેશનું પતન થાય, આપણા વચનમાં કોઇને વિશ્વાસ ન પડે, ખોટી ધમકી અને ધાંધલ કરનારા આપણે છીએ એમ ઠરે.

સ૦ પણ આવા વાતાવરણમાં એવો ઠરાવ કરવો એના કરતાં 'રાઉંડ ટેબલ કૉન્ફરન્સ'માં જવું શું ખોટું ?

જ૦ ત્યાં જઇને આપણે કેવું પ્રદર્શન કરીએ તેની તમને કલ્પના છે ? એક આમ તાણશે અને એક તેમ તાણશે અને આપણા ભુક્કા થઈ જવાના છે.

સ૦ પણ એ જ સ્થિતિ આ ઠરાવને વિષે નથી ? જેવી ફાટફૂટ ત્યાં થાય એવો ભય આપ રાખો છો તેવી ફાટફુટ તો અહીં સાફ દેખીતી છે. અહીં એ ફાટફૂટમાં શું કામ થઇ શકવાનું છે ?

જ૦ એમાં ભેદ છે એ તમે નથી જોતા. ફાટફૂટ સર્વ સાધારણ નથી. પણ કહેવાતા નેતાઓમાં છે. 'રાઉંટ ટેબલ કૉન્ફરન્સ' માં લોકો નથી જવાના પણ નેતાઓ જવાના છે, અને એ નેતાઓ વચ્ચે ઐક્ય થવું મુશ્કેલ જોઉં છું.

સ૦ બીજા બહિષ્કાર કેમ બંધ રાખ્યા? શું અદાલતના બહિષ્કારની જરૂર નથી રહી?

જ૦ જો સવિનય કાનૂનભંગ વેળાસર શરૂ કરી શકીએ તો પછી બીજા બહિષ્કારની જરૂર ન રહે.

સ૦ તમારી લડત સફળ થશે એમ તમને લાગે છે?

જ૦ એ જવાબ આપવાની વાત મનુષ્યની શક્તિની બહાર છે.

[ પણ આ સવાલો તો એ માણસે થોડો વખત મેળવી લેવા પૂછ્યા. મૂળ સવાલ જેને માટે એ આવ્યો હતો તે હવે નીકળ્યો ]

સ૦ જો ચોરીચોરા જેવું ફરી થાય તો તમે શું કરો?

જ૦ હું એવી યોજના વિચારી રહ્યો છું કે જેથી સવિનય ભંગની લડત ઊપડયા પછી બહારના કશા કારણસર તે રોકવાની જરૂર જ ન પડે.

સ૦ એનો કંઇ ખ્યાલ આપી શકશો?

જ૦ ના; કારણ મારી આંખ આગળ હજી સંપૂર્ણ ચિત્ર તૈયાર નથી થયું.

સ૦ ચોરીચોરા જેવું થાય એમ તમને લાગે છે ખરું?

જ૦ ન થાય એની મનુષ્ય જેટલી સાવધાની રાખી શકે તેટલી રાખશું. થાય તો લડત ન રોકવી પડે એવી તજવીજ શોધી રહ્યો છું.

સ૦ પણ તમને પાછળથી તમારી ભૂલ સમજાય તો?

જ૦ ભૂલ સમજાય તો તેનું પ્રાયશ્ચિત કરતાં મને આવડે છે.

સ૦ પણ તમે જે નુસખો શોધો છો તેવો ન જ જડે તો અને ચોરીચોરા જેવું થાય તોપણ સવિનય ભંગ ચાલુ રાખો?

જ૦ જો એવો નુસખો ન જ જડે તો ચોરીચોરાના જેવા સંજોગોમાં લડત બંધ કરવી પડે. પણ નુસખો ન જડે એમ હું નથી માનતો.

શા સારું હઠી જાય ? અને તેમને દુઃખ થવાનું હોય તોપણ મારા જેવા વૃદ્ધની ફરજ થઇ પડે છે કે મારે દેશના હિતને માટે જે કહેવાનું કર્તવ્ય છે તે કહી જવું. આ ઠરાવમાં ડરપોકપણું ક્યાં રહ્યું છે? એમાં કયા અંગ્રેજની ખુશામદની વાત આવે છે? આ ઠરાવ પસાર કરવામાં મારે મન ખરી બહાદુરી છે.”

× × × ×

પૂર્ણ સ્વરાજનો ઠરાવ થયો તેની દેશી નેતાઓ ભલે ગમે તેટલી હાંસી કરતા હોય પણ પરદેશીઓ ઉપર તો ભારે અસર થઇ છે, પરદેશમાં ખળભળાટ પણ થયો છે. એટલે વિલાયતના અને અમેરિકાના અનેક છાપાંવાળા ગાંધીજીનો અભિપ્રાય મંગાવી રહ્યા છે. લાહોરમાં એવો જ એક અમેરિકન ખબરપત્રી આવ્યો હતો. તેની સાથેના સવાલ જવાબ નોંધવા જેવા છે:

સ૦ ૧૯૨૧ની લડત અને આ લડત બંને સરખી જ કહેવાય ના? બારડોલીમાં જે અલ્ટિમેટમ તમે ખેંચી લીધું તે હવે ચાલુ થશે?

જ૦ સરખી ન કહેવાય. તે વેળાના સ્વરાજમાં અંગ્રેજી સરકારનો સંબંધ તોડવો આવશ્યક નહોતું; આજે તો છૂટાછેડાની વાત છે. તે વેળા શાળા, અદાલતો, વગેરેનો અસહકાર હતો; આજે માત્ર ધારાસભાનો બહિષ્કાર છે. સત્ય અને અહિંસા અને સવિનય કાનુનભંગ બંને હિલચાલ વિષે સામાન્ય છે.

સ૦ ત્યારે હવે તમે શું કરશો ?

જ૦ સવિનયભંગની તૈયારી.

સ૦ સવિનયભંગ બારડોલીમાં થયો એવો ?

જ૦ એવી જાતનો. ત્યાં લડત માત્ર મહેસૂલના અન્યાયની હતી, અહીં સંપૂર્ણ સ્વરાજની છે.

સ૦ તુરત જ શરૂ કરશો ?

જ૦ અમે કેટલી જલદી તૈયારી કરી શકીએ એની ઉપર આધાર રાખે છે.

સ૦ બીજા બહિષ્કાર કેમ બંધ રાખ્યા? શું અદાલતના બહિષ્કારની જરૂર નથી રહી?

જ૦ જો સવિનય કાનૂનભંગ વેળાસર શરૂ કરી શકીએ તો પછી બીજા બહિષ્કારની જરૂર ન રહે.

સ૦ તમારી લડત સફળ થશે એમ તમને લાગે છે?

જ૦ એ જવાબ આપવાની વાત મનુષ્યની શક્તિની બહાર છે.

[ પણ આ સવાલો તો એ માણસે થોડો વખત મેળવી લેવા પૂછ્યા. મૂળ સવાલ જેને માટે એ આવ્યો હતો તે હવે નીકળ્યો. ]

સ૦ જો ચોરીચોરા જેવું ફરી થાય તો તમે શું કરો?

જ૦ હું એવી યોજના વિચારી રહ્યો છું કે જેથી સવિનય ભંગની લડત ઊપડ્યા પછી બહારના કશા કારણસર તે રોકવાની જરૂર જ ન પડે.

સ૦ એનો કંઇ ખ્યાલ આપી શકશો?

જ૦ ના; કારણ મારી આંખ આગળ હજી સંપૂર્ણ ચિત્ર તૈયાર નથી થયું.

સ૦ ચોરીચોરા જેવું થાય એમ તમને લાગે છે ખરું?

જ૦ ન થાય એની મનુષ્ય જેટલી સાવધાની રાખી શકે તેટલી રાખશું. થાય તો લડત ન રોકવી પડે એવી તજવીજ શોધી રહ્યો છું.

સ૦ પણ તમને પાછળથી તમારી ભૂલ સમજાય તો?

જ૦ ભૂલ સમજાય તો તેનું પ્રાયશ્ચિત કરતાં મને આવડે છે.

સ૦ પણ તમે જે નુસખો શોધો છો તેવો ન જ જડે તો અને ચોરીચોરા જેવું થાય તોપણ સવિનય ભંગ ચાલુ રાખો?

જ૦ જો એવો નુસખો ન જ જડે તો ચોરીચોરાના જેવા સંજોગોમાં લડત બંધ કરવી પડે. પણ નુસખો ન જ[illegible] નથી માનતો.

શા સારું હઠી જાય? અને તેમને દુઃખ થવાનું હોય તોપણ મારા જેવા વૃદ્ધની ફરજ થઇ પડે છે કે મારે દેશના હિતને માટે જે કહેવાનું કર્તવ્ય છે તે કહ્યે જવું. આ ઠરાવમાં ડરપોકપણું ક્યાં રહ્યું છે? એમાં ક્યા અંગ્રેજની ખુશામદની વાત આવે છે? આ ઠરાવ પસાર કરવામાં મારે મન ખરી બહાદુરી છે."

× × × ×

પૂર્ણ સ્વરાજનો ઠરાવ થયો તેની દેશી નેતાઓ ભલે ગમે તેટલી હાંસી કરતા હોય પણ પરદેશીઓ ઉપર તો ભારે અસર થઇ છે, પરદેશમાં ખળભળાટ પણ થયો છે. એટલે વિલાયતના અને અમેરિકાના અનેક છાપાંવાળા ગાંધીજીનો અભિપ્રાય મંગાવી રહ્યા છે. લાહોરમાં એવો જ એક અમેરિકન ખબરપત્રી આવ્યો હતો. તેની સાથેના સવાલ જવાબ નોંધવા જેવા છેઃ

સ૦ ૧૯૨૧ની લડત અને આ લડત બંને સરખી જ કહેવાય ના? બારડોલીમાં જે અલ્ટિમેટમ તમે ખેંચી લીધું તે હવે ચાલુ થશે?

જ૦ સરખી ન કહેવાય. તે વેળાના સ્વરાજમાં અંગ્રેજી સરકારનો સંબંધ તોડવો આવશ્યક નહોતું; આજે તો છૂટાછેડાની વાત છે. તે વેળા શાળા, અદાલતો, વગેરેનો અસહકાર હતો; આજે માત્ર ધારાસભાનો બહિષ્કાર છે. સત્ય અને અહિંસા અને સવિનય કાનુનભંગ બંને હિલચાલ વિષે સામાન્ય છે.

સ૦ ત્યારે હવે તમે શું કરશો?

જ૦ સવિનયભંગની તૈયારી.

સ૦ સવિનયભંગ બારડોલીમાં થયો એવો?

જ૦ એવી જાતનો. ત્યાં લડત માત્ર મહેસૂલના અન્યાયની હતી, અહીં સંપૂર્ણ સ્વરાજની છે.

સ૦ તુરત જ શરૂ કરશો?

જ૦ અમે કેટલી જલદી તૈયારી કરી શકીએ એની ઉપર આધાર રાખે છે.

સ૦ બીજા બહિષ્કાર કેમ બંધ રાખ્યા? શું અદાલતના બહિષ્કારની જરૂર નથી રહી?

જ૦ જો સવિનય કાનૂનભંગ વેળાસર શરૂ કરી શકીએ તો પછી બીજા બહિષ્કારની જરૂર ન રહે.

સ૦ તમારી લડત સફળ થશે એમ તમને લાગે છે?

જ૦ એ જવાબ આપવાની વાત મનુષ્યની શક્તિની બહાર છે.

[ પણ આ સવાલો તો એ માણસે થોડો વખત મેળવી લેવા પૂછ્યા. મૂળ સવાલ જેને માટે એ આવ્યો હતો તે હવે નીકળ્યો ]

સ૦ જો ચોરીચોરા જેવું ફરી થાય તો તમે શું કરો?

જ૦ હું એવી યોજના વિચારી રહ્યો છું કે જેથી સવિનય ભંગની લડત ઊપડ્યા પછી બહારના કશા કારણસર તે રોકવાની જરૂર જ ન પડે.

સ૦ એનો કંઈ ખ્યાલ આપી શકશો?

જ૦ ના; કારણ મારી આંખ આગળ હજી સંપૂર્ણ ચિત્ર તૈયાર નથી થયું.

સ૦ ચોરીચોરા જેવું થાય એમ તમને લાગે છે ખરું?

જ૦ ન થાય એની મનુષ્ય જેટલી સાવધાની રાખી શકે તેટલી રાખશું. થાય તો લડત ન રોકવી પડે એવી તજવીજ શોધી રહ્યો છું.

સ૦ પણ તમને પાછળથી તમારી ભૂલ સમજાય તો?

જ૦ ભૂલ સમજાય તો તેનું પ્રાયશ્ચિત કરતાં મને આવડે છે.

સ૦ પણ તમે જે નુસખો શોધો છો તેવો ન જ જડે તે અને ચોરીચોરા જેવું થાય તોપણ સવિનય ભંગ ચાલુ રાખો?

જ૦ જો એવો નુસખો ન જ જડે તો ચોરીચોરાના જે સંજોગોમાં લડત બંધ કરવી પડે. પણ નુસખો ન જડે એમ નથી માનતો.

શા સારું હઠી જાય? અને તેમને દુઃખ થવાનું હોય તોપણ મારા જેવા વૃદ્ધની ફરજ થઇ પડે છે કે મારે દેશના હિતને માટે જે કહેવાનું કર્તવ્ય છે તે કહ્યે જવું. આ ઠરાવમાં ડરપોકપણું ક્યાં રહ્યું છે? એમાં કયા અંગ્રેજની ખુશામદની વાત આવે છે? આ ઠરાવ પસાર કરવામાં મારે મન ખરી બહાદુરી છે.”

× × × ×

પૂર્ણ સ્વરાજનો ઠરાવ થયો તેની દેશી નેતાઓ ભલે ગમે તેટલી હાંસી કરતા હોય પણ પરદેશીઓ ઉપર તો ભારે અસર થઇ છે, પરદેશમાં ખળભળાટ પણ થયો છે. એટલે વિલાયતના અને અમેરિકાના અનેક છાપાંવાળા ગાંધીજીનો અભિપ્રાય મંગાવી રહ્યા છે. લાહોરમાં એવો જ એક અમેરિકન ખબરપત્રી આવ્યો હતો. તેની સાથેના સવાલ જવાબ નોંધવા જેવા છે:

સ૦ ૧૯૨૧ની લડત અને આ લડત બંને સરખી જ કહેવાય ના? બારડોલીમાં જે અલ્ટિમેટમ તમે ખેંચી લીધું તે હવે ચાલુ થશે?

જ૦ સરખી ન કહેવાય. તે વેળાના સ્વરાજમાં અંગ્રેજી સરકારનો સંબંધ તોડવો આવશ્યક નહોતું; આજે તો છૂટાછેડાની વાત છે. તે વેળા શાળા, અદાલતો, વગેરેનો અસહકાર હતો; આજે માત્ર ધારાસભાનો બહિષ્કાર છે. સત્ય અને અહિંસા અને સવિનય કાનુનભંગ બંને હિલચાલ વિષે સામાન્ય છે.

સ૦ ત્યારે હવે તમે શું કરશો?

જ૦ સવિનયભંગની તૈયારી.

સ૦ સવિનયભંગ બારડોલીમાં થયો એવો?

જ૦ એવી જાતનો. ત્યાં લડત માત્ર મહેસૂલના અન્યાયની હતી, અહીં સંપૂર્ણ સ્વરાજની છે.

સ૦ તુરત જ શરૂ કરશો?

જ૦ અમે કેટલી જલદી તૈયારી કરી શકીએ એની ઉપર આધાર રાખે છે.

સ૦ બીજા બહિષ્કાર કેમ બંધ રાખ્યા? શું અદાલતના બહિષ્કારની જરૂર નથી રહી?

જ૦ જો સવિનય કાનૂનભંગ વેળાસર શરૂ કરી શકીએ તો પછી બીજા બહિષ્કારની જરૂર ન રહે.

સ૦ તમારી લડત સફળ થશે એમ તમને લાગે છે?

જ૦ એ જવાબ આપવાની વાત મનુષ્યની શક્તિની બહાર છે.

[ પણ આ સવાલો તો એ માણસે થોડો વખત મેળવી લેવા પૂછ્યા. મૂળ સવાલ જેને માટે એ આવ્યો હતો તે હવે નીકળ્યો ]

સ૦ જો ચોરીચોરા જેવું ફરી થાય તો તમે શું કરો?

જ૦ હું એવી યોજના વિચારી રહ્યો છું કે જેથી સવિનય ભંગની લડત ઊપડયા પછી બહારના કશા કારણસર તે રોકવાની જરૂર જ ન પડે.

સ૦ એનો કંઇ ખ્યાલ આપી શકશો?

જ૦ ના; કારણ મારી આંખ આગળ હજી સંપૂર્ણ ચિત્ર તૈયાર નથી થયું.

સ૦ ચોરીચોરા જેવું થાય એમ તમને લાગે છે ખરું?

જ૦ ન થાય એની મનુષ્ય જેટલી સાવધાની રાખી શકે તેટલી રાખશું. થાય તો લડત ન રોકવી પડે એવી તજવીજ શોધી રહ્યો છું.

સ૦ પણ તમને પાછળથી તમારી ભૂલ સમજાય તો?

જ૦ ભૂલ સમજાય તો તેનું પ્રાયશ્ચિત કરતાં મને આવડે છે.

સ૦ પણ તમે જે નુસખો શોધો છો તેવો ન જ જડે તો અને ચોરીચોરા જેવું થાય તોપણ સવિનય ભંગ ચાલુ રાખો?

જ૦ જો એવો નુસખો ન જ જડે તો ચોરીચોરાના જેવા સંજોગોમાં લડત બંધ કરવી પડે. પણ નુસખો ન જડે એમ હું નથી માનતો.

# લાહોર મહાસભા

[ પૂ૦ મહાત્માજીએ લાહોરની 'મહાસભા' ઉપર અગ્રલેખ લખેલો જેમાંનો આપણા વિષયને લગતો ભાગ નીચે આપેલો છે. ]

## પૂર્ણ સ્વરાજ

મહાસભાના ઠરાવો પ્રમુખના ભાષણના પ્રવાહને અનુસરતા હતા. મુખ્ય ઠરાવ જ જોઈએ. કલકત્તાના ઠરાવના અક્ષર અને આત્માને અનુસરીને, અને તે પછી જે સંજોગો ઊભા થયા તેમને પરિણામે, ૩૧ મી ડિસેંબર ૧૯૨૯ની મધરાતે મહાસભાનું ધ્યેય 'ડુમિનિયન સ્ટેટસ' મટીને સંપૂર્ણ સ્વાતંત્ર્ય અથવા પૂર્ણ સ્વરાજ કરવામાં આવ્યું. મહાસભાના બંધારણની પહેલી કલમમાંના 'સ્વરાજ' શબ્દનો અર્થ હવે 'પૂર્ણ સ્વરાજ' થશે. અને એ ઠીક જ થયું. કલકત્તાનો ઠરાવ બાજુએ રાખીએ તોપણ 'ડુમિનિયન સ્ટેટસ' શબ્દની વ્યાખ્યા જ આપણને હિન્દી પ્રધાન તરફથી એવી મળી રહી છે કે તે આપણું ધ્યેય હોઇ શકે જ નહિ. મિ. બેને એમ કહ્યું કે હિન્દુસ્તાન તો આજે પણ વ્યવહારમાં તો 'ડુમિનિયન સ્ટેટસ' ભોગવે છે એટલે હદ વળી. વ્યવહારમાં 'ડુમિનિયન સ્ટેટસ' ભોગવે છે એમ કહેવામાં મિ. બેનનો ભાવાર્થ એ હતો કે હિન્દુસ્તાનને મોટેમોટે રાજદ્વારી પ્રસંગે પોતાના એટલે બ્રિટિશ સરકારે પસંદ કરેલા પ્રતિનિધિઓ મોકલવાનો હક છે, જો આ હક ભોગવવામાં 'ડુમિનિયન સ્ટેટસ' ભોગવવાપણું રહ્યું હોય તો ભગવાન હિન્દુસ્તાનને બચાવે! મહાસભા એથી તદ્દન જુદી જ વસ્તુ ચાહે છે. મહાસભાનું 'ડુમિનિયન સ્ટેટસ' એટલે સંપૂર્ણ સ્વાતંત્ર્ય ઉપરાત બ્રિટનની સાથે ઐચ્છિક સહિયારું—જેવું સહિયારું હિન્દુસ્તાન બીજા કોઇ પણ દેશ સાથે એકબીજાના કલ્યાણ માટે રાખી શકે. આ ઉપરાંત એક બીજું પણ

કારણ છે. ઘણે ઠેકાણે એવી અફવા આજકાલ ચાલી રહી છે કે સંપૂર્ણ સ્વાતંત્ર્યની વાત કરવી એ કાયદાવિરુદ્ધ છે, અને ' ડુમિનિયન સ્ટેટસ ' ને બદલે સંપૂર્ણ સ્વાતંત્ર્યનું ધ્યેય ઠરાવનારો ઠરાવ થાય તો મહાસભાનો નાશ થયા વિના ન રહે. આ ધમકીથી તો મહાસભાનું પવિત્ર કર્તવ્ય થઇ પડયું કે તે પોતાના ધ્યેયમાં સંપૂર્ણ સ્વાતંત્ર્યને સ્થાન દે. જે વસ્તુ મેળવવાનો દેશનો જન્મસિદ્ધ હક છે તે સ્પષ્ટ રીતે જાહેર કરતાં જો મહાસભા ડરી જાય તો પ્રજાનું પ્રતિનિધિત્વ કરવાનો અધિકાર મહાસભા ગુમાવી બેસે. જો ' સ્વરાજ ' શબ્દના તાત્પર્ય વિષે કશી શંકા જ હોય તો ' પૂર્ણ સ્વરાજ ' લખવાથી તે દૂર થાય છે.

## ' સત્ય અને અહિંસા '

આમ ધ્યેય તો નક્કી થયું. સાધનની વાત રહી. ચાલુ સાધન સત્ય અને અહિંસામાં ફેરફાર કરાવવાનો પ્રયત્ન થયો, પણ મહાસભાના બહુ મોટા ભાગે એ ફેરફાર ઉડાડી દીધો. વિષયવિચારિણી સભામાં કેટલાક સભ્યો એવા હતા કે જેમણે જણાવ્યું હતું કે પૂર્ણ સ્વરાજ અહિંસા અને સત્યને રસ્તે ન મળી શકે. વાતાવરણમાં પણ હિંસા જ્યાંત્યાં દેખાતી હતી. પણ મને લાગે છે કે મહાસભામાં દર વર્ષે જનારા પ્રતિનિધિઓને તો ગયેલું સ્વાતંત્ર્ય પાછું મેળવવા સારુ હિંદુસ્તાનને માટે તો એક જ સાધન અહિંસા છે એવી જાગૃત શ્રદ્ધા છે. જો કરોડો લોકોનો પ્રમાદ અને જડતા હઠાવવાં હોય, અને એકબીજાની સાથે ખૂનામરકી કરનારી કોમોને એકત્ર કરવી હોય તો તો અહિંસા અને સત્ય એ દેશને માટે અનિવાર્ય સાધન છે. જો કોઇ કોમને બીજી કોમ કે કોમોની ઉપર શિરજોરી ચલાવવી હોય તો તેને પરદેશી સત્તાની અવશ્ય જરૂર રહેશે. પણ મહાસભાએ તો બધી જ કોમોનું પ્રતિનિધિત્વ કરવું રહ્યું, અને એવો એનો દાવો પણ રહ્યો, એટલે તેને અહિંસક રહ્યે જ છૂટકો છે. એટલે સંપૂર્ણ સ્વાતંત્ર્ય મેળવતાં વર્ષ લાગે કે વર્ષો લાગે, તોપણ અહિંસા અને

સત્ય એ જ એના ટૂંકામાં ટૂંકો માર્ગ છે એવો મારો અભિપ્રાય છે. મહાસભાએ પોતાનું ધ્યેય પૂર્ણ સ્વરાજ બનાવ્યું તેથી ન્યાયયુક્ત હોય એવા કોઇ પણ પરદેશી હિતસંબંધને જોખમ નથી, અથવા સ્વતંત્ર હિંદુસ્તાનને લાગુ પડતાં ધારાધોરણોને ઇચ્છાપૂર્વક વશ વર્તીને દેશના મિત્ર તરીકે રહેનારા કોઇ પણ અંગ્રેજને ડરવાનું કારણ નથી.

આ વસ્તુ મહાસભાના બે ઠરાવોમાં જાહેર કરવામાં આવી— વાઇસરૉયની સ્પેશ્યલને ઉડાડી દેવાના હેતુથી ફોડવામાં આવેલા બૉંબને વખોડનારા ઠરાવમાં, અને રાજકીય પ્રશ્નનું શાંતિમય રીતે નિરાકરણ કરવાના વાઇસરૉયના પ્રયત્નની કદર કરવાને અર્થે મૂળ ઠરાવમાં દાખલ કરેલા શબ્દોમાં. આ બંનેની ઉપર ગરમાગરમ ચર્ચા થઇ હતી, પણ મહાસભાએ બંને ઠરાવો પસાર કરીને પોતાના ધ્યેયને પાળ્યું છે અને જગતની ગણતરીમાં ઊંચું સ્થાન લીધું છે. આથી ઉલટું જો બૉંબને વખોડનારો ઠરાવ ઉડી ગયો હોત, અને જે રાજ્યનો આપણે નાશ ઇચ્છીએ છીએ તે રાજ્યના પ્રતિનિધિએ બજાવેલા સારા કામની કદર કરવાના સામાન્ય વિવેકમાં પણ આપણે ચૂક્યા હોત, તો પ્રજાએ પોતાના ધ્યેયનો ઇનકાર કર્યો કહેવાત અને જગતમાં એની કિંમત કોડીની થાત.

## ધારાસભાઓનો બહિષ્કાર

રચનાત્મક કાર્યક્રમની સાથે મહાસભાએ ધારાસભાના બહિષ્કારનો કાર્યક્રમ જોડયો છે. મારા અભિપ્રાય પ્રમાણે આ આવશ્યક હતું. જેને પૂર્ણ સ્વરાજ લેવું છે તેને ધારાસભાઓમાં નહિ પણ લોકોમાં કામ કરીને તે લેવું રહ્યું. મહાસભાવાદીઓ ધારાસભામાંથી નીકળશે તેથી કરીને એકે જગ્યા ખાલી રહેવાની નથી એ કાંઇ બહિષ્કારની વિરુદ્ધમાં દલીલ ન કહેવાય. ધારાસભામાં માનનારા બધા ભલે ધારાસભામાં જાય. મહાસભાવાદીઓ ત્યાં જવાને બદલે બીજી સારી પ્રવૃત્તિમાં પડે અને એ સંસ્થાઓને તેમના જવાને લીધે જે પ્રતિષ્ઠા મળી રહી છે તે પ્રતિષ્ઠા મળતી

બંધ થાય એટલે બસ છે. મારે માટે તો બહિષ્કારના પક્ષમાં પંડિત મોતીલાલજીનો અભિપ્રાય સ્પષ્ટ હતો એટલી જ વાત એ વિષેનો ઠરાવ લાવવાને માટે બસ હતી.

જો આ બહિષ્કારમાં અદાલતો અને સરકારી નિશાળો પણ જોડવામાં આવી હોત તો કાર્યક્રમ અતિશય મજબૂત થાત એ વિષે કશી શંકા નથી, પણ એને માટે વાતાવરણ નહોતું. મહાસભા સિદ્ધાન્તો ઘડનારી સંસ્થા નથી, પણ રાષ્ટ્રની આવશ્યકતા અને અભિલાષા જાણીને તે સફળ કરવાના યોગ્ય ઉપાયો અમુક સિદ્ધાન્તોને વશ રહીને યોજનારી સંસ્થા છે.

સ્થાનિક સંસ્થાઓનો સવાલ આથી નિરાળો છે. મૂળ ઠરાવમાં એનો ઉલ્લેખ હતો. પણ એના ઉપર તીવ્ર મતભેદ થયો એટલે એ ઉલ્લેખ છેવટના ઠરાવમાં રહે એનો આગ્રહ હું ન કરી શક્યો. પણ રખે કોઈ એમ સમજતું કે એથી આવી સંસ્થાઓમાં જવાની અને એમનો કબજો કરવાની મહાસભાવાદીઓની ફરજ થઇ પડે છે. ઊલટું જો એ સંસ્થાઓને લીધે ઉત્તમોત્તમ કાર્યકર્તાઓનું ધ્યાન વધારે સારા કામમાંથી વહેંચાઇજતું હોય, અથવા એ તો સંસ્થાઓમાં જવાથી હમેશાં મારામારી અને વઢવાડ જ થયા કરતી હોય, તો એ સંસ્થાઓમાંથી નીકળવાની અથવા એમનાથી દોટ ગાઉ દૂર રહેવાની દરેક મહાસભાવાદીની ફરજ થઇ પડે છે. જો તેમને એમ લાગે કે તેમના એ સંસ્થાઓમાં રહેવાથી અથવા જવાથી કોઇક સ્થાનિક હિત જ માત્ર નહિ પણ રાષ્ટ્રહિત–એટલે પૂર્ણ સ્વરાજ–સધાય એમ છે એવી તેમને ખાતરી થાય તો જરૂર તેઓ એ સંસ્થાઓમાં ચાલુ રહે અથવા એમાં ચૂંટાવાનો પ્રયત્ન કરે.

## સવિનય કાનૂનભંગ.

પણ મહાસભાનું ધ્યેય સફળ કરવાને માટે મોટામાં મોટું અને અમોઘ સાધન સવિનય કાનૂનભંગ અને કર ભરવાનો ઇનકાર છે. એ

શસ્ત્ર ઉપયોગમાં લેવાનો અવસર અને રીતિ નક્કી કરવાનું આમ તો મહાસમિતિ ઉપર જ નાંખવામાં આવ્યું છે, અને તે યોગ્ય છે; તોપણ હું જાણું છું કે એ કામ આખરે તો મુખ્યત્વે મારા ઉપર જ આવીને ઊભું રહેવાનું છે. મારે કબૂલ કરવું જોઇએ કે એને માટે હું આજે વાતાવરણ નથી જોતો. ચોરીચોરા જેવું વિઘ્ન આવે તોપણ સવિનય કાનૂનભંગની લડત બંધ ન કરવી પડે એવી તજવીજ કરનારી કાંઈક શરત હું શોધી રહ્યો છું. એક દિવસ તો ક્યાંય અટક્યા વિના શિરસાટાના સોદા કર્યે જ છૂટકો છે. પણ ઘણા મહાસભાવાદીઓનો આજનો મિજાજ જોતાં, આપણા અંતર્ગત કજિયાઓ જોતાં, કોમી વૈમનસ્ય જોતાં એવી કાર્યસાધક અને નિર્દોષ શરત શોધવી આજે મુશ્કેલ લાગે છે. આજના સંજોગોમાં મહાસભાને નામે સવિનય કાનૂનભંગ કરવો એ અશક્ય થઇ પડે, અને મહાસભાની છાપ વિના તથા મહાસભાથી અલગ રહીને કદાચ વ્યક્તિગત સવિનય ભંગ કરવાની આવશ્યકતા પણ હોય. પણ આજે તો પીંડો ચાક પર છે. હું તો માત્ર અધીરા દેશભક્તને એટલી ખાતરી આપું કે હું એક કામચલાઉ શરત શોધી કાઢવામાં મારી શક્તિ ખર્ચી રહ્યો છું. અહિંસક વાતાવરણ કેળવવામાં મદદ કરીને અને રચનાત્મક કાર્યક્રમને આગળ ધપાવીને એ દેશભક્ત મને મદદ કરી શકે છે. હું જાણું છું કે રચનાત્મક કાર્યક્રમ અને સવિનય કાનૂનભંગની વચ્ચે કશો સંબંધ નથી એમ ઘણા કહે છે. પણ જે માણસ અહિંસામાં માને છે તેને માટે રચનાત્મક કાર્યક્રમ અને **સ્વરાજને અર્થે** કરવાના સવિનય કાનૂન-ભંગ વચ્ચે રહેલો તાત્ત્વિક સંબંધ શોધવો મુશ્કેલ ન પડે. 'સ્વરાજને અર્થે' એ શબ્દો મેં ઇરાદાપૂર્વક વાપર્યા છે, અને વાચક એ બરોબર સમજે એમ હું ઇચ્છું. બારડોલીની જેમ ચોક્કસ સ્થાનિક પ્રશ્નના ઉકેલને માટે સ્થાનિક સવિનય ભંગ કરવા સારુ રચનાત્મક કાર્યક્રમ અનિવાર્ય ન હોય. અમુક ક્ષેત્રમાં એક સ્પષ્ટ ફરિયાદ છે અને લોકો તેને દૂર કરવાને ઇચ્છે છે એટલી વાત બસ હોય. પણ સ્વરાજ જેવી અમૂર્ત

વસ્તુને માટે અખિલભારતીય પાયા ઉપર હિલચાલ કરવાને સારુ લોકોને ખાસ તાલીમની જરૂર રહે છે. આવા કાર્યમાં લોકો અને નેતાઓ સહેજે નિકટ સંબંધમાં આવવાના, અને નેતાઓની ઉપર તેમને અખંડ વિશ્વાસ રાખવો પડવાનો. ચાલુ રચનાત્મક કાર્ય કરતાં ઉત્પન્ન થયેલો વિશ્વાસ અણીને સમયે કીમતી મૂડી થઇ પડે છે. એટલે હિંસક શસ્ત્રોથી લડનારી સેનાને માટે ડ્રીલ વગેરે તાલીમની જેવી જરૂર છે તેવી જરૂર અહિંસક સેનાને માટે રચનાત્મક કાર્યની છે. તાલીમ વિનાના લોકોમાં, તેમનો વિશ્વાસ પણ ન મેળવેલો હોય તેવા અપરિચિત નેતાઓ જઇને વ્યક્તિગત સવિનય ભંગ કરશે તો તેનો કશો ઉપયોગ નથી અને તેવામાં સામુદાયિક સવિનય ભંગ પણ અશક્ય થઇ પડવાનો છે. એટલે રચનાત્મક કાર્યક્રમની જેટલી પ્રગતિ, તેટલો સવિનય ભંગનો વધારે સંભવ છે. સંપૂર્ણ અહિંસામય વાતાવરણ અને સંપૂર્ણ સફળ થયેલો રચનાત્મક કાર્યક્રમ એ બે વસ્તુ હોય, તો થોડા મહિનાની અંદર સામુદાયિક સવિનય ભંગ સફળ કરવાની હું હામ બીડું.

## ‘ હાલના સંજોગોમાં ’

આમ મુખ્ય ઠરાવ દેશનું ધ્યેય અને તેને સાધવાની રીતો સ્પષ્ટ રીતે રજૂ કરે છે, તો પણ ‘રાઉંડ ટેબલ કૉન્ફરન્સ’ માં કોઇ પણ સંજોગોમાં જવાનું ન જ થાય એવું એમાં નથી. એ તો માત્ર એટલું જ કહે છે, અને એ વાજબી જ છે, કે હાલના સંજોગોમાં મહાસભાના પ્રતિનિધિઓ ‘ રાઉંડ ટેબલ કૉન્ફરન્સ ’માં જાય તેમાં આપણને કશો લાભ નથી. ત્યારે એવા સંજોગો કયા છે કે જેમાં આવી પરિષદમાં મહાસભાના પ્રતિનિધિઓ જઇ શકે ? એવો એક સંજોગ હું બતાવું. જો બ્રિટિશ સરકાર મહાસભાને પરિષદમાં જોડાવાનું નિમંત્રણ આપે, એટલે કે ગમે તે યોજનાની ચર્ચા કરવાને માટે

નહિ પણ પૂર્ણ સ્વરાજની યોજના ચર્ચવાને માટે ભરેલી પરિષદમાં સરકાર હિંદને નોતરે, અને એ પરિષદને અંગે બીજી શરતોનું પણ પાલન કરે, તો હું માનું છું કે મહાસભાના નેતાઓ ખુશીથી એ નોતરું સ્વીકારે. અમુક સમયે પરિષદ થયા વિના કાંઇ થોડી જ રહેવાની છે ? એ સંજોગોમાં એ પરિષદ ભરાય—કાં તો બ્રિટનની મહેરબાની $\frac{\text{અથવા}}{\text{અને}}$ જગતના લોકમતના દબાણને પરિણામે બોલાવવામાં આવે ( જેમ વાઇસરૉયે સૂચવેલી પરિષદ બોલવવામાં આવનારી હતી ), અથવા તો આપણા પોતાના દબાણને પરિણામે બોલાવવામાં આવે (જે હું આશા રાખું છું કે આપણે પૂરતું બળ કેળવીએ તો થયા વિના ન રહે ). એ સમય તુરત આવશે કે મોડો આવશે એ તો આ અમૂલખ વરસનો આપણે ઉપયોગ કરીએ છીએ કે દુરુપયોગ કરીએ છીએ એની ઉપર આધાર રાખશે.

## કરજના બોજા

મુખ્ય ઠરાવથી બીજે નંબરે આવે એવો મહત્ત્વનો અને મુખ્ય ઠરાવના લગભગ ભાગ જેવો એક ઠરાવ આપણા કરજના બોજા વિષેનો હતો. આપણા દેશની નાણા સંબંધી સ્થિતિ જે કોઇ જાણે છે તેને માલૂમ છે કે આ સરકાર કેવી ઉડાઉ છે, અને પ્રજા કરજના કેવા ભયંકર બોજા તળે ચુરાઇ રહી છે. વળી દરેક જણ જાણે છે કે દેશના હિતને ઊંચે મૂકીને પરદેશીઓને કેવા કેવા વ્યાપારી લાભો આ દેશમાં આપવામાં આવેલા છે. આવા લાભો ‘જામેલા હકો’ ના ભૂંડા નામના ઓઠા તળે સ્વતંત્ર હિંદુસ્તાન સ્વીકારી લેશે એવી રખે કોઈ આશા રાખે. બધા જ ‘ જામેલા હકો ’ નું રક્ષણ થશે એમ બનવાનું નથી. કોઇ જુગારખાનું અથવા વેશ્યાખાનું ચલાવનારને તે ચલાવવાનો ‘ જામેલો હક ’ નથી જ, તેમ જ દેશની સંપત્તિ વેડફી નાંખી દેશને નિઃસત્ત્વ કરનાર સરકારને તેમ કરવાનો ‘જામેલો હક’ કશો જ નથી. એટલે ગયામાં થયેલી ૧૯૨૨ની મહાસભાએ

કેટલાંક કરજોનો ઇનકાર કરનારો એક વ્યાપક ઠરાવ પસાર કર્યો હતો. આ વર્ષે થયેલા ઠરાવથી ગયાનો ઠરાવ ફરી પાછો તાજો કરવામાં આવ્યો, અને ઠરાવવામાં આવ્યું કે કોઇ પણ નિષ્પક્ષ અને સ્વતંત્ર પંચ જે જે કરજો અને વ્યાપારી લાભોને અન્યાયી અને અયોગ્ય ઠરાવે તે સ્વતંત્ર હિંદુસ્તાન કબૂલ ન કરશે. આવા વાજબી ઠરાવ સામે કશો વાંધો ન જ લઇ શકાય એવો મારો અભિપ્રાય છે. એ પ્રશ્નને વિષે અખાડા કરવા એ આફત વહોરવા જેવું છે.

### કોમી પ્રશ્ન

કોમી ભેદના નિરાકરણનો સવાલ પણ એટલો જ મહત્ત્વનો છે. જો કે એ વિષેનો ઠરાવ શીખોને અર્થે કરવામાં આવ્યો તોપણ બીજી રીતે પણ એમાં રહેલા તત્ત્વની વ્યાખ્યા કરવાની જરૂર હતી. સ્વતંત્ર હિંદુસ્તાનમાં કોમી પ્રતિનિધિત્વનું તત્ત્વ હોઇ જ ન શકે, અને છતાં નાની કોમોને દબાવીને સ્વતંત્ર હિંદુસ્તાનને રાજ ન કરવું હોય તો સઘળી કોમોને તેણે સંતોષવી રહી. પણ મહાસભાએ હવે એકરાષ્ટ્રની ભાવના કેળવવાની જરૂર છે, અને કોમી પ્રશ્ન જેવી મહત્ત્વની બાબતમાં કેવળ આંખમાં ધૂળ નાંખવા જેવું કે ટૂંકા લાભની દૃષ્ટિએ કશું કરવાનું નથી. મહાસભામાં આપણે બીજી કોમની અવગણના કરનારા હિંદુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી, યહૂદી થતા મટી જવું જોઇશે. આપણે સૌ પોતપોતાના ધર્મને અડગ રીતે વળગી રહેતાં છતાં મહાસભામાં તો આપણે તમામ પ્રશ્નોનું નિરાકરણ હિંદી, હિંદી અને હિંદી તરીકે જ કરશું. એક સારા હિંદુ કે સારા મુસલમાનનું હિંદુત્વ કે મુસલમાનપણું તેના દેશભક્ત બનવાથી ઓછું થવું ન જોઇએ, વધવું જોઇએ, દેશના સાચા હિત અને ધર્મના હિતની વચ્ચે કશો વિરોધ જ નથી સંભવતો. જ્યાં એવો વિરોધ દેખાય ત્યાં તે ધર્મ અથવા નીતિમાં કંઇક ખામી હોવાનો સંભવ છે. સાચો ધર્મ એટલે સદ્વિચાર અને સદાચાર. સાચી દેશભક્તિ એટલે પણ સદ્વિચાર અને સદાચાર. આવી બે સમાન વસ્તુની વચ્ચે

તુલના કરવી એ ભૂલ છે. પણ જો મહાસભાને કોમી દૃષ્ટિએ પ્રતિનિધિત્વના પ્રશ્નનો ફડચો કરવો પડે, તો તો લાહોરમાં થયેલા ઠરાવથી તે તે પક્ષને સંતોષ ન આપે એવું નિરાકરણ ન થાય એમ ઠરાવવામાં આવ્યું છે. પણ મહાસભાને આ પ્રશ્નનું કોમી નિરાકરણ કરવાનો વારો ન આવે એ ખાતર હવે એમાં મુસલમાનો, શીખો અને બીજી કોમોએ હિંદને એક અખંડ રાષ્ટ્ર માનીને મહાસભામાં મોટી સંખ્યામાં જોડાવું જોઇએ. મહાસભા કોઇ કોમી સંસ્થા બની જાય તેના કરતાં મુસલમાન, શીખ, પારસી ખ્રિસ્તી કે યહૂદીઓના હાથમાં એ જાય એ મને પોસાય એમ છે. જેનામાં સેવાની ભાવના હોય તે મહાસભાનો કબજો લઇ શકે એમ છે. એમાં દાખલ થવાની શરત લોકશાસનના અતિઉદાર તત્ત્વ ઉપર રચાયેલી છે. એની સેવા કરનાર દરેકને માટે એના દરવાજા ખુલ્લા છે. એટલે એમાં સૌ જોડાય, અને ગરીબમાં ગરીબ, નબળામાં નબળા અને દલિતમાં દલિત લોકોને માટે પૂર્ણ સ્વરાજ મેળવવાને સારુ એને એક મહાસાધન બનાવે.

# રાષ્ટ્રીય શિક્ષણ સપ્તાહનાં બે ભાષણો

શિક્ષણ લેતા વિદ્યાર્થીઓ અને એવા શિક્ષણની
[ ગાંધીજીએ રાષ્ટ્રીય શિક્ષણ લેતા વિદ્યાર્થીઓ અને એવા શિક્ષણની
સંસ્થાના સંચાલકોને ઉદ્દેશીને બે ત્રણ ભાષણો આપ્યાં હતાં, જેમાંનાં બે
મહ આપવામાં આવે છે. પહેલું ભાષણ પદવીદાનસમારંભના પ્રસંગે હતું,
પદવીદાનસમારંભ વિષે એટલું જ જણાવવું આવશ્યક છે કે ઉદ્યોગ અને
અક્ષરજ્ઞાનના સંમિશ્રણનો પ્રયોગ ઠીકઠીક સફળ થયો છે. અને આ નવા
અભ્યાસક્રમ છતાં વિદ્યાપીઠને અંગે ચાલતા કુમારમંદિરની પ્રગતિ સરસ
થઇ રહી છે એમ મહામાત્રનું નિવેદન બતાવી આપતું હતું. બીજો પ્રસંગ
કાકા સાહેબ કાલેલકરે બોલાવેલી રાષ્ટ્રીય શિક્ષણ પરિષદ. બંને પ્રસંગનાં
ભાષણ 'પૂર્ણ સ્વરાજ' ના દેશના કાર્યક્રમને અંગે હોઈ બહુ મહત્વનાં
હતાં. બંનેનો વિસ્તૃત સાર અહીં આપવામાં આવે છે. ]

ભાગ લીધો
"લાહોરમાં પૂર્ણ સ્વરાજનો ઠરાવ કરાવવામાં મેં ભાગ લીધો
અને તે ઠરાવમાં સવિનય ભંગની પણ શરત નાંખી એનો અસારે
શો અર્થ કરવો એમ તમે પૂછો તો નવાઈ નહિ. મેં અનેકવાર
અહીં કહ્યું છે કે વિદ્યાપીઠમાં આપણને સંખ્યાની નહિ પણ શક્તિની
જરૂર છે. જો થોડા માણસ પણ પોતાને સોંપેલું કાર્ય કરી આપે
તો તેમની શક્તિથી ધારેલું કામ સિદ્ધ થઇ શકે. એ જ પ્રકારના
વિશ્વાસે સવિનય કાનૂનભંગનો અને પૂર્ણ સ્વરાજનો ઠરાવ રજૂ
કરવાની મારી હિંમત ચાલી.

કલકત્તાના ઠરાવમાં 'ડુમિનિયન સ્ટેટસ' મેળવવાની પ્રતિજ્ઞા
હતી. જો એ પ્રતિજ્ઞા સાચી હતી તો ૧૯૨૯ની આખર 'ડુમિનિયન

સ્ટેટસ' ન મળે એટલે, ગમે તેટલું દુઃખ અને નિંદા વેઠીને પણ લાહોરનો ઠરાવ કરવાનો આપણો ધર્મ થઇ પડયો હતો. અત્યારે જ્યારે 'ડુમિનિયન સ્ટેટસ' ને 'સ્વાતંત્ર્ય'ની સામે મૂકવામાં આવે છે, ત્યારે મારા જેવો 'ડુમિનિયન સ્ટેટસ'નો પક્ષપાતી પણ 'સ્વાતંત્ર્ય'ની જ વાત કરે. અર્લ રસેલના એક વાકયે આપણને ચેતવી મૂકયા છે. એમણે જ્યારે કહ્યું કે 'ડુમિનિયન સ્ટેટસ' એટલે એક પ્રકારનું 'સ્વાતંત્ર્ય'જ છે અને તે મળતાં તો હિંદુસ્તાનને બહુ વખત લાગશે, ત્યારે આપણે સાનમાં સમજવું જોઇએ કે લૉર્ડ અર્વિન અને વેજવૂડ બેન જે 'ડુમિનિયન સ્ટેટસ' ની વાત કરે છે તે બહારનાં સંસ્થાનો જે ભોગવે છે તેના કરતાં જુદું જ છે. કેનેડા, ઑસ્ટ્રેલિયા, ન્યૂઝીલૅંડમાં જે 'ડુમિનિયન સ્ટેટસ' છે તે તો સાવ સ્વતંત્રતાનો જ સંબંધ છે; જ્યાં સુધી સલ્તનતની સાથે રહેવામાં એ લોકો લાભ જુએ ત્યાં સુધી તેઓ સાથે રહે, ન લાભ જુએ તો તે તોડી નાંખે. મેં જ્યારે જ્યારે 'ડુમિનિયન સ્ટેટસ' ની વાત કરી ત્યારે તેનો આ જ અર્થ કર્યો હતો, બીજા એથી ઓછા 'ડુમિનિયન સ્ટેટસ' ની મારા મનમાં કલ્પના જ નહોતી. પણ આજે જ્યારે આપણે લેવાના 'ડુમિનિયન સ્ટેટસ' નો અર્થ ઇંગ્લાંડના જ પ્રધાનો કહે છે કે અતિશય સંકુચિત છે ત્યારે તો એ વાત થઇ કે આજ સુધી લોખંડની બેડી પહેરતા હતા, હવે સોનાની અથવા હીરાની બેડી પહેરજો. એની આપણને શી કિંમત હોઇ શકે? પણ દુર્ભાગ્યે પૂર્ણ સ્વરાજની વાત જ આપણને ડરાવે છે, આપણને એ વાત જ મૂર્ખાઇ ભરેલી લાગે છે, અને આપણામાંના કેટલાક ભયભીત થઇને કહી રહ્યા છે કે બ્રિટનની સાથે સંબંધ તૂટશે તો હિંદુસ્તાનમાં કાપાકાપી થશે, અંધાધૂંધી થશે. વારુ ત્યારે, અહિંસાનો સંપૂર્ણ ઉપાસક, અહિંસામાં સંપૂર્ણ માનનારો હું હમેશાં રહ્યો છું છતાં મારે ફરી એકવાર સંભળાવવું રહ્યું કે જો અંધાધૂંધી અને કાપાકાપીના સાક્ષી થવાની અને ગુલામીના સાક્ષી રહેવાની વચ્ચે મારે પસંદગી

કરવાની હોય, તો હું કહું કે હું ભલે અંધાધૂંધીનો અને કાપાકાપીનો સાક્ષી થાઉં, ભલે હિંદુ મુસલમાન એકબીજાનાં ગળાં કાપીને લોહીની નદી વહેવરાવો તેનો હું સાક્ષી થાઉં, પણ સોનાની બેડીવાળી ગુલામીનો હું સાક્ષી રહેવાનું પસંદ ન કરું. સોનાની બેડી પહેરીને સ્વતંત્રતા કદી મળવાની જ નથી. લોખંડની બેડી તો હમેશાં કડયા કરે એટલે તેને કાઢી નાંખવાનું મન થાય, પણ સોનાની કે હીરાની હોય તો તે કડે નહિ અને એ કદી આપણે કાઢવા જ ન પામીએ, એટલે જો આપણે બેડી પહેરવાને જ સરજાયેલા હોઇએ તો તો હું ઇશ્વરને કહું કે ભગવાન એ બેડી લોખંડની જ રાખજે કે જેથી હમેશાં હું પ્રાર્થના કર્યાં કરીશ કે કોક દિવસ તો એ બેડી નીકળે.

એટલે આપણે ઠરાવ કર્યો છે એ શુભ જ થયું છે. અહીં આવેલો બધો સમાજ પૂર્ણ સ્વરાજવાદી છે એમ હું માની લઉં છું. બીજા ભલે અફ્ઘાનોના હુમલાની વાત કરીને ભડકે. હું તો કહું કે અફ્ઘાનિસ્તાન ભલે કાલને બદલે આજે જ છાપો મારે; એકવાર આ સલ્તનતની ગુલામી નીકળી જાય તો ભલે અફ્ઘાનનો હુમલો થતો, તેને આપણે પહોંચી વળશું. પણ હું તો અહિંસામાં માનનારો રહ્યો, અને સવિનય કાનૂનભંગ કરીને આપણે લોહીની નદી ચલાવ્યા વિના સ્વતંત્રતા સાધી શકીએ અને બીજે ક્યાંય ન ચાલેલું એવું સ્વરાજ્ય આપણે ચલાવી શકીએ એવો મને વિશ્વાસ છે. આ ભલે નાને મોઢે મોટી વાત લાગે, પણ જો આપણે સત્યને અને શાંતિને રસ્તે સ્વરાજ્ય મેળવી શકીશું એવી તમારી સૌની શ્રદ્ધા હોય તો બધું શુભ જ છે. આ વસ્તુ દૂર નથી. આ જ વર્ષે એ સ્થિતિ આપણે લાવી શકવી જોઇએ. જવાહરલાલના જેવા જુવાન આપણને પ્રમુખ તરીકે ફરીફરીને નથી મળવાના. હિંદુસ્તાનમાં જુવાનોની ખોટ નથી, પણ જવાહીરલાલની તોલે આવે એવો જુવાન હું જાણતો નથી એટલો મારો એમના ઉપર પ્રેમ અથવા મોહ છે એમ

પણ એ પ્રેમ કે મોહ એમની શક્તિના અનુભવ ઉપર રચાયેલો છે, અને તેથી જ હું કહું છું કે એમના હાથમાં લગામ છે ત્યારે આપણે ધારેલી વસ્તુ મેળવી લઇએ તો કેવું સારું! પણ આપણે કાંઇક કરી શકીશું એ તો ત્યારે જ થાય જ્યારે મને તમારો પૂરેપૂરો ફાળો મળી શકે. સ્વરાજની જે લડત ચાલે તેને મોખરે તમે હશો એવી હું આશા રાખું. તમારો અહીંનો નવ વર્ષનો અનુભવ ફળ્યો હોય, તમારા આચાર્યો વિષેનાં તમારાં આદર અને પ્રીતિ સાચાં હોય તો તે બતાવી આપવાનો, તમારામાં જે ઝવેરાત હોય તે બતાવવાનો સમય આવી રહ્યો છે.

પણ હવે જે કામ આવવાનું છે તે બહુ સખત આવવાનું છે. એ કામ જેલમાં જવાનું નથી. જેલમાં જવાનું તો બહુ સહેલું છે; અને આપણા કરતાં ખૂની, ચોર, લૂંટારાને માટે વધારે સહેલું છે, કારણ તેમને જેલમાં રહેતાં આવડે છે. પણ એ લોકો ત્યાં પંદર પંદર વરસ રહી પોતાનું ઘર કરી મૂકે છે તેથી તેઓ દેશની સેવા કરે છે એમ નથી. એટલે કેવળ જેલમાં જવામાં દેશની કશી સેવા નથી રહેલી. પણ તમારી પાસે તો જેલમાં જવાની, ફાંસીએ ચડવાની લાયકાત માગું છું. એ લાયકાત અત્યંત શુદ્ધિથી મળી શકે. ૧૯૨૧ માં આપણે આત્મશુદ્ધિની પ્રતિજ્ઞા કરેલી. આજે તમારી પાસે વધારે આત્મશુદ્ધિની આશા રાખું છું. આજે દેશમાં—વાતાવરણમાં—જ્યાં ત્યાં હિંસા છે, પણ એવી હિંસામાં બળી મરવાની તમારી શક્તિ હોવી જોઇશે. તમે જો સત્ય અને અહિંસા તમારામાં મૂર્તિમંત થવા દેવા માગતા હો તો મારે પકડાવાનું હોય તો મારા પકડાયા પછી જો દેશમાં મારામારી અને કાપાકાપી ચાલે તો તમે ઘરમાં ભરાઇ રહેશો, અથવા તો સળગાવનારાને જામગીરી સળગાવી આપશો, કે કાપાકાપી કે લૂંટમાં ભળશો, એમ હું સાંભળવા ન ઇચ્છું. એવી વાત મારે કાને આવે એ મને મરવા જેવું થઇ પડશે. જેલમાં

ાવાના કરતાં વધારે કઠણ વાત તો એ છે કે તમે પૂર્ણ સ્વરાજ્યના ાચા સિપાહી બનશો તે વેળા તમે ન ઘરમાં બેઠા હશો, ન હિંસામાં ળશો ઘરમાં બેઠા રહેશો તો તમે નામર્દ ગણાશો અને હિંસામાં ભળશો. તો તમારી નામોશી થવાની છે. આસપાસ ચાલી રહેલી જ્વાળામાં બળીને ભસ્મ થઇને જ તે હોલવવાનું આપણું કામ થઈ ડવાનું છે. તમારી અહિંસાની પ્રતિજ્ઞા એવી છે, તમારી સાખ એવી થઇ પડી છે કે ગુજરાતમાં હિંસાવાદી પણ તમારી પાસે હું કહું છું તે જ આશા રાખશે. વ્યભિચારી માણસ પણ સંન્યાસી પાસે સંયમ અને સંન્યાસની આશા રાખે છે. તેમ જ હિંસાવાદી તમે સત્ય અને અહિંસાનો માર્ગ છોડશો તો તમારી નિંદા કરશે. કોઇ વેશ્યા પણ સારા માણસના સંગમાં આવશે તો તેને વ્યભિચાર કરતાં ચેતવશે. પણ ધારો કે આપણા હિંસાવાદીઓ આવાઓના કરતાં ખરાબ હોય અને તમને હિંસામાં ભેળવશે અથવા ભળવા દેશે, તોપણ છેવટે તો તે તમારી નિંદા જ કરશે.

એટલે જેલને માટે તમે ભલે તૈયાર રહેજો, પણ જે દિવસે હિંદુસ્તાનમાં સવિનય કાનૂનભંગનો સમય આવશે તે દિવસે તમને જેલમાં કોઇ નહિ લઇ જાય, પણ બળતું હોલવવામાં તમારી આશા રાખશે; એ તો તમે તેમાં હોમાઇ જઇને જ કરી શકશો. બીજી રીતે ન કરી શકો. જો તમે તેમાં ન હોમાઈ જઇ શકો તો ખચ્ચિત માનજો કે તમે જેલમાં જવાને પણ કદી લાયક નહોતા, એટલે તમારા મનની અંદર છૂપીછૂપી પણ ક્યાંય હિંસા પડેલી હોય તો તે કાઢી નાંખજો અને રચનાત્મક કાર્યક્રમમાં મસ્ત રહેજો.

સવિનય કાનૂનભંગ કેવા પ્રકારનો થશે તેની મને ખબર નથી, પણ કંઇક ને કંઇક તો કર્યે જ છૂટકો છે. હું તો રાતદિન એ વસ્તુનું રટણ કરી રહ્યો છું, કારણ એ સવિનય ભંગ કેવો હશે તે શોધી કાઢવાની

જવાબદારી મુખ્યત્વે મારી જ હશે, સત્ય અને અહિંસાને આંચ ન આવે અને સવિનય ભંગ થઈ શકે એ કોયડો હું જ ઉકેલી શકું.

આ બધું તમને ખોટો ઉત્સાહ આપવા સારુ નહિ પણ જાગૃત કરવા સારુ કહું છું. એ બરોબર સમજશો તો મારાં વચન તમારા હૃદયમાં ઊતરી જશે. આવતી જ કાલે ફેંસલો થઇ જશે એમ ન માનશો, જો કે સત્ય અને અહિંસાને રસ્તે સવિનય ભંગ કરવાને હું અધીરો થઇ રહ્યો છું પણ જો સત્ય અને અહિંસાનો ત્યાગ કર્યા વિના સવિનય ભંગ ન થઇ શકતો હોય તો સેંકડો વર્ષ રાહ જોવા જેટલી ધીરજ પણ મારામાં છે. એ ધીરજ અને અધીરાઈ બંને મારી અહિંસામાંથી જન્મેલાં છે-અધીરાઇ એટલા માટે કે અહિંસા આપણામાં પૂરેપૂરી હોય તો સ્વરાજ કાલે કેમ ન મળે ? ધીરજ એટલા માટે કે અહિંસા ન હોય તો સ્વરાજ શી રીતે મળે ? બંને વાતનો સાર એ છે કે જગતના બીજા ભાગને માટે ગમે તેમ હોય પણ હિંદુસ્તાનને માટે તો અહિંસાનો માર્ગ જ ટૂંકામાં ટૂંકો છે. આ માર્ગે પૂર્ણ સ્વરાજ્ય મેળવવામાં તમે સાક્ષી થાઓ, સહાયક થાઓ એવી મારી બધા પાસે વિનંતિ છે. ”

## રાષ્ટ્રીય શિક્ષણવાદીઓનું કર્તવ્ય.

[ નીચેનું ભાષણ રાષ્ટ્રીય શિક્ષણ પરિષદને અંગે હતું. તેમાં રાષ્ટ્રીય શિક્ષણ લેતા તમામ વિદ્યાર્થીઓ અને સંચાલકોનું, ઉપરના ભાષણમાં ચર્ચેલું સવિનય ભંગને અંગેનું કર્તવ્ય નહિ પણ, દેશમાં કરવાના કાર્યને અંગેનું કર્તવ્ય ગાંધીજીએ સ્પષ્ટ કરી બતાવ્યું. ઉપરનું ભાષણ ખાસ વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ અને વિદ્યાપીઠની પાસે અગાઉ પ્રેરણા મેળવી ગયેલા સૌ કોઇને ઉદ્દેશીને હતું. અમદાવાદ જ્યાં ૧૯૧૯ માં ગાંધીજી પકડાયા પછી ખૂનામરકી થયેલી અને કેટલાય નિર્દોષ અને સામાન્ય રીતે અહિંસક માણસો એ ગાંડપણમાં તણાયેલા ત્યાં એ ભાષણનું ઔચિત્ય સવિશેષ જણાતું હતું. શિક્ષણ પરિષદનું

ભાષણ હિંદીમાં હતું, અને આખા દેશમાંથી આવેલા રાષ્ટ્રીય શિક્ષણવાદીઓને ઉદ્દેશીને હતું. આ રહ્યો તેનો સાર : ]

" રાષ્ટ્રીય વિદ્યાપીઠની કલ્પના જ અસહકારને અંગે થઇ; અને મેં અમદાવાદમાં તે વેળા કહ્યું હતું તેમ વિદ્યાપીઠનું કર્તવ્ય સ્વરાજ મેળવવાનું છે, એટલે રાષ્ટ્રીય શિક્ષણ લેતા વિદ્યાર્થીઓએ અને એવી સંસ્થાના શિક્ષકોએ સ્વરાજ મેળવવા દેશે જે કરવાનું છે તે કરવું જોઇએ, અને જે શક્તિ કેળવવી જોઇએ તે કેળવવી જોઇએ જેથી કરીને સ્વરાજયજ્ઞનો આરંભ થાય ત્યારે તેઓ તેમાં હોમાઈ ભસ્મ થઇ જાય.

સ્વરાજની લડત આત્મશુદ્ધિની છે, અને એ મેળવવા માટે સૌએ આત્મશુદ્ધ થવું જોઇએ. કેટલાકનો એવો ખ્યાલ છે કે રાજપ્રકરણની સાથે નીતિને કશો સંબંધ નથી. આપણા નેતાઓની નીતિ કેવી છે એનો કોણ વિચાર કરે છે? યુરોપઅમેરિકામાં પ્રજાતંત્રો ચાલે છે તે એવા જ ખ્યાલ ઉપર ચાલે છે. ગંદું જીવન ગાળનારા પણ અતિશય બુદ્ધિમાન હોય છે તેમનું કામ ચાલે છે. વિલાયતની આમની સભાનો ઇતિહાસ જોશું તો તેના નેતાઓના વ્યવહારમાં ઘણી ગંદકી ભરેલી જણાશે. આપણે પણ અસહકાર પહેલાં એ જ રીતે આપણું રાજપ્રકરણ ચલાવતા હતા. મહાસભાના પ્રતિનિધિઓ કે નેતાઓની નીતિની આપણે ખબર નહોતા રાખતા. પણ ૧૯૨૦ થી આપણે નિશ્ચય કર્યો કે મહાસભાના પ્રતિનિધિમાં નીતિની અમુક લાયકાત હોવી જોઇએ. આ વસ્તુનો વિરોધ હવે જાહેર રીતે કોઇ જ નથી કરતું, જો કે દિલમાં ઘણા એમ માને છે કે રાજકારણની સાથે નીતિનો સંબંધ નથી. આ જ કારણથી આપણી ગતિ મંદ ચાલે છે, રોકાઇ જાય છે. ૧૯૨૦ ની પ્રતિજ્ઞાનું પાલન કર્યું હોત તો સ્વરાજ મેળવવામાં આપણને નવ વર્ષ ન લાગત જો સ્વરાજ આપણી સભ્યતાને સ્વચ્છ અને સ્થાયી કરવાને માટે ન હોય તો નકામું છે. આપણી સભ્યતાનો અર્થ એ કે નીતિને વ્યવહારમાત્રમાં ધર્મ, રાજ્ય, સમાજ, તમામ વ્યવહારમાં સર્વોપરી સ્થાન આપવામાં આવે.

અને વિદ્યાપીઠોમાં તો આપણે સભ્યતા શીખવાનું કામ લીધું છે એટલે સ્વરાજયજ્ઞમાં સૌથી મોટું બલિદાન વિદ્યાપીઠોનું હોય. સવિનય કાનૂનભંગમાં રાષ્ટ્રીય વિદ્યાલયોનો સૌથી મોટો હિસ્સો હો. તમારી પાસે બીજી એક પણ વસ્તુ આના કરતાં પ્રાધાન્ય નથી લઈ શકતી.

મહાસભાએ ઠરાવ્યું છે કે સત્ય અને અહિંસા વિના સ્વરાજ ન લઈ શકાય. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ અને શિક્ષકો એ વસ્તુને સવિશેષ સમજે છે અને માને છે એમ હું ઇચ્છું છું. તેઓ એ વસ્તુઓને કેવળ પ્રયોગરૂપે જ માને તો મારે ક્યાં જવું? પણ જો તમે માનો કે સત્ય અને અહિંસા બંને આવશ્યક છે તો તો એ બંને વસ્તુ વિષે મારે દલીલ પણ કરવાની ન રહે, અમુક માણસ વિદ્યાપીઠનો વિદ્યાર્થી છે અથવા શિક્ષક છે એટલી જ વાત તેના સત્યવાદી અને અહિંસક હોવાનું પ્રમાણપત્ર હોવી જોઇએ. એટલે આ પરિષદનું અને સૌ વિદ્યાર્થીઓનું પહેલું કર્તવ્ય એ છે કે સૌએ અંતર્ધ્યાન થઇને વિચારી લેવું જોઇએ કે અત્યારસુધીનાં કર્મ એ બન્ને વસ્તુને ધ્યેય રાખીને કર્યાં છે, કે બીજી રીતે કર્યાં છે. જો એ બે વસ્તુને 'પોલિસી' (ક્ષણિક સાધનરૂપે) માનીને કાર્યો કર્યાં હશે તો કોક દિવસ બીજાં સાધનોનો પણ પ્રયોગ કરી

રચનાત્મક કાર્ય પણ સત્ય અને અહિંસાના ધ્યાનમાંથી નીકળ્યું છે. એનું એકએક અંગ લઈને વિચારીએ. હિંદુઓને મુસલમાનો વિષે અને મુસલમાનોને હિંદુઓ વિષે દિલમાં અહિંસા હોય તો જ એ ઐક્ય શક્ય છે. લાહોરની મહાસભામાં કોમી પ્રશ્નના નિરાકરણનો જે ઠરાવ લખવામાં આવ્યો તે આ જ દૃષ્ટિથી થયો હતો. શીખો કહેતા હતા કે અમને ન્યાય મળે એટલે બસ છે. થયેલો ઠરાવ શીખો પૂરતો નથી, પણ આખા દેશને માટે કરવામાં આવ્યો છે.

અસ્પૃશ્યતાની વાત લો. કોઇ સ્પર્શની વાત કરે છે, કોઈ પાણી પીવાની સગવડની અને કોઇ શાળામંદિરની વાત કરે છે. તમારી સ્થિતિ તો એવી હોવી જોઇએ કે તમારી આંખમાં ઉભરાતો પ્રેમ જોઇને જ એ લોકોને થઇ જાય કે આ તો આપણો માણસ છે તો તમે એની પાસે પણ રચનાત્મક કાર્યમાં પૂરો હિસ્સો લઇ શકશો.

દારૂનિષેધની વાતમાં પણ આ જ સિદ્ધાન્ત લાગુ પાડી શકાય. રહી એક ખાદીની વાત. પણ એની અહીં વાત કરવાની પણ જરૂર છે ખરી? કાંતવાનું અને ખાદીનું કાર્ય એવું છે કે માણસે પોતે કરેલા કામની રોજનિશી રાખે તો સીધો હીસાબ કરી શકે છે કે દેશના ધનમાં એણે કેટલો વધારો કર્યો. જો એ વૃત્તિથી આપણે કામ કર્યું હોત તો આપણે આજ સુધીમાં કેટલીયે પ્રગતિ કરી હોત.

ગયા વર્ષમાં થયેલા થોડાઘણા કામથી પણ આપણે કેટલી અસર પાડી શકયા છીએ તે વિદેશી વસ્ત્રબહિષ્કાર સમિતિએ બતાવ્યું છે. મારે હિસાબે તો યત્કિંચિત જ અસર છે, પણ આપણો સૌનો એ વસ્તુમાં અખંડ વિશ્વાસ હોત તો થઇ તેના કરતાં કેટલી વધારે અસર થઇ હોત? આજે સાચા અને કાર્યદક્ષ કાર્યકર્તાની જરૂર છે. પણ આજના રાષ્ટ્રીય વિદ્યાર્થીઓ અને શિક્ષકોમાં પણ કાર્ય કરવાની શક્તિ અને ઇચ્છા વિનાના મેં ઘણા જોયા છે. આપણામાંથી ઉદ્યમ જ અલોપ થઇ ગયો છે. આનાં કારણો ચર્ચવાં અપ્રસ્તુત છે, પણ આપણે એ અવિશ્વાસને કાઢવાનો છે એટલું સમજીએ એટલે બસ છે.

અને વિદ્યાપીઠોમાં તો આપણે સભ્યતા શીખવાનું કામ લીધું છે એટલે સ્વરાજ્યયજ્ઞમાં સૌથી મોટું બલિદાન વિદ્યાપીઠોનું હોય. સવિનય કાનૂનભંગમાં રાષ્ટ્રીય વિદ્યાલયોનો સૌથી મોટો હિસ્સો હશે. તમારી પાસે બીજી એક પણ વસ્તુ આના કરતાં પ્રાધાન્ય નથી લઇ શકતી.

મહાસભાએ ઠરાવ્યું છે કે સત્ય અને અહિંસા વિના સ્વરાજ ન લઇ શકાય. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ અને શિક્ષકો એ વસ્તુને સવિશેષ સમજે છે અને માને છે એમ હું ઇચ્છું છું. તેઓ બંને વસ્તુઓને કેવળ પ્રયોગરૂપે જ માને તો મારે ક્યાં જવું? પણ જો તમે માનો કે સત્ય અને અહિંસા બંને આવશ્યક છે તો તો એ બંને વસ્તુ વિષે મારે દલીલ પણ કરવાની ન રહે, અમુક માણસ વિદ્યાપીઠનો વિદ્યાર્થી છે અથવા શિક્ષક છે એટલી જ વાત તેના સત્યવાદી અને અહિંસક હોવાનું પ્રમાણપત્ર હોવી જોઇએ. એટલે આ પરિષદનું અને સૌ વિદ્યાર્થીઓનું પહેલું કર્તવ્ય એ છે કે સૌએ અંતર્ધ્યાન થઇને વિચારી લેવું જોઇએ કે અત્યારસુધીનાં કર્મ એ બન્ને વસ્તુને ધ્યેય રાખીને કર્યાં છે, કે બીજી રીતે કર્યાં છે. જો એ બે વસ્તુને ‘પોલિસી’ (ક્ષણિક સાધનરૂપે) માનીને કાર્યો કર્યાં હશે તો કોક દિવસ બીજાં સાધનોનો પણ પ્રયોગ કરી લેવાને તૈયાર થશો. જેમ અલીભાઇઓ અહિંસાને તત્કાળ પૂરતાં સાધન તરીકે માનતા હતા, અને કહેતા હતા કે એ વસ્તુને અમે ધર્મ તરીકે નથી સ્વીકારતા. આવા માણસો ઘણા છે અને તે ઉપયોગી છે, પણ વિદ્યાપીઠને માટે એ વૃત્તિ બસ ન થાય. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ અને શિક્ષકોનો નિશ્ચય થઇ જવો જોઇએ કે આ વસ્તુ આપણો ધર્મ છે. પણ હિંદુસ્તાનમાં બધા જ અહિંસાને ‘પોલિસી’ તરીકે માનનારા હોય અને માત્ર હું જ એને ધર્મ માનવાવાળો રહું તો આપણું કામ બહુ ધીમું ચાલે, એટલે આપણે આપણાં અંતરને પૂછીએ અને આપણને જવાબ મળે કે સ્વરાજને માટે આપણે કદી હિંસાનો અને અસત્યનો વિચાર સરખો યે કરવાના નથી તો પછી બધું કુશળ છે.

રચનાત્મક કાર્ય પણ સત્ય અને અહિંસાના ધ્યાનમાંથી નીકળ્યું છે. એનું એકએક અંગ લઈને વિચારીએ. હિંદુઓને મુસલમાનો વિષે અને મુસલમાનોને હિંદુઓ વિષે દિલમાં અહિંસા હોય તો જ એ ઐકય શકય છે. લાહોરની મહાસભામાં કોમી પ્રશ્નના નિરાકરણનો જે ઠરાવ લખવામાં આવ્યો તે આ જ દૃષ્ટિથી થયો હતો. શીખો કહેતા હતા કે અમને ન્યાય મળે એટલે બસ છે. થયેલો ઠરાવ શીખો પૂરતો નથી, પણ આખા દેશને માટે કરવામાં આવ્યો છે.

અસ્પૃશ્યતાની વાત લો. કોઇ સ્પર્શની વાત કરે છે, કોઈ પાણી પીવાની સગવડની અને કોઇ શાળામંદિરની વાત કરે છે. તમારી સ્થિતિ તો એવી હોવી જોઇએ કે તમારી આંખમાં ઉભરાતો પ્રેમ જોઇને જ એ લોકોને થઇ જાય કે આ તો આપણો માણસ છે તો તમે એની પાસે પણ રચનાત્મક કાર્યમાં પૂરો હિસ્સો લઇ શકશો.

દારૂનિષેધની વાતમાં પણ આ જ સિદ્ધાન્ત લાગુ પાડી શકાય. રહી એક ખાદીની વાત. પણ એની અહીં વાત કરવાની પણ જરૂર છે ખરી? કાંતવાનું અને ખાદીનું કાર્ય એવું છે કે માણસે પોતે કરેલા કામની રોજનિશી રાખે તો સીધો હીસાબ કરી શકે છે કે દેશના ધનમાં એણે કેટલો વધારો કર્યો. જો એ વૃત્તિથી આપણે કામ કર્યું હોત તો આપણે આજ સુધીમાં કેટલીયે પ્રગતિ કરી હોત.

ગયા વર્ષમાં થયેલા થોડાઘણા કામથી પણ આપણે કેટલી અસર પાડી શકયા છીએ તે વિદેશી વસ્ત્રબહિષ્કાર સમિતિએ બતાવ્યું છે. મારે હિસાબે તો યત્કિંચિત જ અસર છે, પણ આપણો સૌનો એ વસ્તુમાં અખંડ વિશ્વાસ હોત તો થઇ તેના કરતાં કેટલી વધારે અસર થઇ હોત? આજે સાચા અને કાર્યદક્ષ કાર્યકર્તાની જરૂર છે. પણ આજના રાષ્ટ્રીય વિદ્યાર્થીઓ અને શિક્ષકોમાં પણ કાર્ય કરવાની શક્તિ અને ઇચ્છા વિનાના મેં ઘણા જોયા છે. આપણામાંથી ઉદ્યમ જ અલોપ થઇ ગયો છે. આનાં કારણો ચર્ચવાં અપ્રસ્તુત છે, પણ આપણે એ અવિશ્વાસને કાઢવાનો છે એટલું સમજીએ એટલે બસ છે.

આપણે કેટલું કરવું એ બતાવ્યું. હવે આપણે શું ન કરવું એની વાત કરું. અક્ષરજ્ઞાન, સાહિત્યવિલાસ, અંગ્રેજી જ્ઞાન એ બધી વસ્તુનો ત્યાગ આવશ્યક જણાય તો, સ્વરાજને અંગે એનો ત્યાગ કરવો જોઈએ. બધાં રાષ્ટ્રીય વિદ્યાલયો મહાસભાના કાર્યક્રમનાં કારખાનાં બની જવાં જોઇએ. હિંદુસ્તાનમાં કરોડો બાળક એવાં પડ્યાં છે કે જેમને શિક્ષણનું નામ નથી મળતું, અંગ્રેજી શિક્ષણની તો વાત જ ક્યાં કરવી ? ત્યારે આપણે શા માટે સ્વરાજ ન મળે ત્યાં સુધી એ વસ્તુનો ત્યાગ ન કરીએ ?

કાર્યવાહક સમિતિનો ઠરાવ છે કે મહાસભાના સભ્ય બનાવવા જોઈએ, સ્વયંસેવક બનાવવા જોઇએ. એ કામને માટે બીજી જુદી સંસ્થા શા સારુ જોઇએ ? આપણે સૌ કેમ સભ્ય અને સ્વયંસેવક બનીને બીજાને બનાવવા ન મંડી જઇએ ? ગયા મહાયુદ્ધમાં યુરોપના વિદ્યાર્થીઓએ કેટકેટલું સ્વાર્પણ કર્યું હતું. આપણે એટલું કરવા તૈયાર છીએ ? આપણને સ્વતંત્રતા નથી મળી ત્યાં સુધી શ્વાસ લેવાનો પણ અધિકાર નથી એમ માનીએ તો આખા કાર્યક્રમનું અહર્નિશ આપણે રટણ કરીએ અને અમલ કરીએ અને કરાવીએ.

છેવટે એક વાત. આપણું કર્તવ્ય શું છે તે એક શબ્દમાં કહું ? મરવાને તૈયાર થઇ જાઓ. શુદ્ધનું જ બલિદાન સ્વીકારાય છે. જેમ શુદ્ધિ મેળવવી તેમ મૃત્યુનો ભય છોડવો. એક સાહેબ કહે છે: “ ગાંધી ભલે કહે કે અંગ્રેજો હિંદુસ્તાનમાંથી ચાલ્યા જાય તો કશું નુકસાન નથી થવાનું, પણ સાચી વાત તો એ છે કે અંગ્રેજો ચાલ્યા જાય તો ધનિકને ત્યાં પૈસો ન રહે અને કુમારિકા સ્વચ્છ ન રહે.” એ માણસના મનમાં આપણે વિષે કેટલી ઘૃણા રહેલી છે એની આ ઉપરથી ખબર પડશે. પણ એ માણસ કેમ ન બોલે ? આપણે આજે એટલા ભયભીત છીએ કે આપણી મિલકત અને આપણી બાળાઓના શિયળની રક્ષાને માટે આપણે રજપૂત અને પઠાણોનો આશરો શોધીએ છીએ. આપણને મૃત્યુનો ડર ન હોય

તો આવી સ્થિતિમાંથી આપણે તુરત બચી જઇએ. વિદ્યાપીઠમાં ભણતી કુમારિકાને કહું છું કે તું સચેત થઇ જા, તારામાં એટલી વીરતા આણ કે તને સ્પર્શ સરખો કરવાની કોઇ દુષ્ટની મજાલ ન રહે. ભય તમારામાંથી એટલે અંશે નીકળી જાઓ કે સ્વરાજ્યયુદ્ધનો ઈતિહાસ લખાશે ત્યારે તેમાં લખાય કે રાષ્ટ્રીય વિદ્યાલયનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ હિંદુસ્તાનમાં મારપીટ અને તોફાન ચાલતાં હતાં ત્યારે એમાં ન ભળતાં ભયાનક અંગારને મિટાવતાં ભસ્મ થઇ ગયાં. આવું થશે તો તમારા મૃત્યુ ઉપર જયસ્તંભો ઊભા થશે.

આત્મરક્ષાને માટે કોઇને મારવાની આવશ્યકતા નથી—મરવાની તાકાત જોઇએ. મનુષ્યમાં મરવાની તાકાત સંપૂર્ણ રીતે આવી જાય તો તેને મારવાની ઇચ્છા જ નથી થતી. એ તો વિષમત્રિરાશીનો હિસાબ જ ગણી લેવાનો કે મરવાની ઇચ્છા જેટલી તીવ્ર તેટલી મારવાની ઇચ્છા મોળી. ઈતિહાસ એ બતાવે છે કે માણસ કરુણામય બનીને મરે છે ત્યારે તે મારનારનું દિલ પલટાવે છે.

આટલું કહ્યું તેથી વ્યાકુલચિત્ત ન બનજો. એક તરફથી મરવાને સારુ તૈયાર રહેજો અને બીજી તરફથી અજરામરવત્ આજના કર્તવ્યમાં ખૂંચી રહેજો."

છેવટે એક સવાલનો જવાબ આપતાં ગાંધીજીએ કહ્યું:

વિદ્યાર્થીઓ પાસે આટલું બધું માગું છું તેથી મહાસભામાં સરકારી શાળાઓ અને વિદ્યાલયોનો બહિષ્કારનો ઠરાવ કેમ ન લાવ્યા એમ તમે પૂછો છો. જવાબ એ છે કે વાતાવરણ નહોતું, પણ વાતાવરણ ન હોય તો આ વિદ્યાર્થીઓ શું કરે એમ ન પુછશો. આ વિદ્યાર્થીઓ સેંકડો વિરોધી બળોની સામે ટકી રહ્યા છે. એ લોકો પોતાનું કર્તવ્ય શુદ્ધ રીતે કરતા હોય, એ લોકોને પોતાના કર્તવ્ય સિવાય બીજે ક્યાંયથી શાંતિ ન મળે તો એ લોકોના કાર્યની જ એટલી અસર પડશે કે બધી સરકારી શાળા અને વિદ્યાલયોને છોડવાની તેઓ બીજાઓને ફરજ પાડશે."

# પૂર્ણ સ્વરાજ દિન

[ પૂ. મહાત્માજીએ તા૦ ૧૯ મી જાન્યુઆરી, ૩૦ ના નવજીવનમાં ઉપરના મથાળા હેઠળ નીચે પ્રમાણે લેખ લખેલો. તેમાંથી લાહોર મહાસભામાં થયેલા 'પૂર્ણ સ્વાતંત્ર્ય' ના ઠરાવ પછી દેશમાં જાગૃતિ અને પછી તૈયારી આણવા પ્રજાને કયી રીતે સ્વરાજ પંથે આવવા ગાંધીજીએ હાકલ કરી તે જણાશે. પાછળના પ્રકરણોમાંથી પ્રજામાં ચેતનના ફુવારા એકદમ કયાંથી, કેમ અને કયારે ફૂટયા તે સવિસ્તર જણાશે. ]

પૂર્ણ સ્વરાજનો ઠરાવ કરવો સહેલો હતો, પણ સત્ય અને અહિંસાનાં સાધને પણ તે મેળવવું સારી પેઠે કઠણ છે. પહેલી આવશ્યક વાત આમવર્ગને મહાસભાનો સંદેશ જણાવવાની, સમજાવવાની, અને વધાવી લેતા કરી મૂકવાની છે. તેમણે સમજવું જોઈએ કે પૂર્ણ સ્વરાજનો શો અર્થ થાય છે અને તેને માટે કેટલો ભોગ આપવો પડવાનો છે. આ કારણથી મહાસભાની કાર્યવાહક સમિતિ જેનું કામ લોકોના નિત્યજીવનમાં મહાસભાને જીવતીજાગતી કરી મૂકવાનું છે તેણે ચાલુ માસની ૨૬ મી તારીખ ને રવિવારનો દિવસ 'પૂર્ણ સ્વરાજ દિન' તરીકે ઊજવવાનું નક્કી કર્યું છે. એ દિવસે હાજર રહેલા સૌ મહાસભાની કાર્યવાહક સમિતિએ પસંદ કરેલી ઘોષણા કરશે. એ ઘોષણા સ્વતઃ સંપૂર્ણ છે, એટલે એના ઉપર ભાષણો વગેરેની કશી જરૂર નથી. ભાષણો કરવાં સલાહભરેલાં પણ નથી. કારણ સામાન્ય ખ્યાલ એવો છે કે જ્યારે વાતાવરણમાં સ્વતંત્રતા ભરી હોય ત્યારે લોકોને ગમેતેમ વગરવિચાર્યું બોલવાનો અધિકાર છે. આવા લોકોએ સમજવું જોઈએ કે સંબંધ વગરનો અને બેજવાબદાર બકવાદ એ સ્વાતંત્ર્ય નથી, એ સ્વચ્છંદ છે; સ્વાતંત્ર્યના પ્રેમથી ઉત્પન્ન થતી એ શક્તિ નથી, એ તો નકામું અને નુકસાનકારક તરીકે ફેંકી દેવાનું ફીણ છે. પરંતુ ૨૬ મી તારીખે તો સંપૂર્ણ

નિયમપાલન, સંયમ મર્યાદા, અને સાચા બળનું જ દર્શન આપણે કરાવવું રહ્યું છે. આ ઘોષણા, ચિરસ્મરણીય છઠ્ઠી એપ્રિલ ૧૯૧૯ના દિવસે બન્યું હતું તેમ, આખાં શહેરો અને આખાં ગામડાં સભા બોલાવીને કરે. બધી સભાઓ ઠેકઠેકાણે એકીવખતે થાય એ ઇચ્છવા જેવું છે. આ સભાઓમાં પુષ્કળ માણસો હાજરી આપે એટલા ખાતર ઘેરઘેર જઇને લોકોને સભાની ખબર આપવી અને લોકોમાં પત્રિકા વહેંચવી. ગામડાંમાં તો ઢોલ વગાડીને ખબર આપી શકાય. જેમનું વલણ ધાર્મિક હોય તેમણે સ્નાન અને પ્રાર્થનાદિથી દિવસ શરૂ કરવો, અને દેશનું કાર્ય અને તે કાર્ય સાધવાનાં સાધન ઉપર વિચાર કરવો. એટલે આવા માણસો કંઇક ને કંઇક રચનાત્મક કાર્ય કર્યા વિના નહિ રહે; પછી તે કાંતવાનું હોય, કે 'અસ્પૃશ્યો'ની સેવાનું હોય, કે હિન્દુ મુસલમાન ઐક્યનું હોય, કે દારૂનિષેધનું હોય, કે એ બધાં હોય. આ બધાં કામ કરવાં અશક્ય તો નથી જ. દાખલા તરીકે, એક હિન્દુ કોઈ 'અસ્પૃશ્ય'ને બોલાવી મુસલમાન, પારસી, ખ્રિસ્તી અને શીખને સાથે ભેળવી અમુક ઠરાવેલે વખતે કાંતવાની હરીફાઇ કરે, અને પછી બધા ભેગા મળી એકાદ કલાક ખાદીની ફેરી કરવા જાય. આ પછી તેઓ પાસેની દારૂની દુકાને જવામાં એક કલાક આપે. ત્યાં જઇને તેઓ તે દુકાનદારને શાન્તિથી સમજાવે કે નિર્વાહનાં આવાં સાધનમાં અથવા એવી રીતે પૈસા પ્રાપ્ત કરવામાં પાપ રહેલું છે. આવી દુકાને આવનારા ગ્રાહકોને પણ તેઓ સમજાવી શકે છે. અને છેવટે તેઓ સભાએ જઈને 'પૂર્ણ સ્વરાજ દિન' ઉજવે. એ રવિવારે રાષ્ટ્રીય ધ્વજ પણ ચડાવવાનો છે એ યાદ રાખવું, એટલે દિવસનું પહેલું કામ એ જ હોય.

મહાસભાસમિતિઓ અને મહાસભાના કાર્યકર્તાઓ જો આ ઠરાવનો સાચા દિલથી અમલ કરવા ઇચ્છતા હોય તો તેમણે અત્યાર આગમચ નવા સભ્યો બનાવવાનું અને ચાલુ સાલને માટે જૂના સભ્યોની પાસે તેમનું લવાજમ મેળવવાનું શરૂ કરી દીધું હશે એવી

હું આશા રાખું છું. આમ કરતાં જૂના અને નવા સભ્યોને તેમણે જણાવવું જોઇએ કે મહાસભાના ધ્યેયમાં, અને તે ધ્યેયના અર્થમાં હવે ફેરફાર થયો છે. જો મહાસભાસમિતિઓ રીતસર કામ શરૂ કરી દે તો તેઓ મહાસભાને પાકા પાયા ઉપર મૂકી દેવામાં સારી મદદ કરશે, અને આમ થશે એટલે ૨૬ મી તારીખે જાહેરસભામાં આવનાર લોકો કેવળ તમાશો જોનારા નવરાઓ નહિ હશે પણ પોતે શું કરવાનું છે તે વિષેના સંપૂર્ણ જ્ઞાન સાથે ભેગાં થયેલાં અને રાષ્ટ્રીય ધ્યેય સફળ કરવાને કટિબદ્ધ સ્ત્રીપુરુષ હશે. આ સમારંભો આખા દેશમાં સર્વત્ર થઈ શકે એમ છે, અને તેમ કરતાં દેશના ખૂણેખૂણામાં સંપૂર્ણ વ્યવસ્થા જાળવવી અશકય નથી. એ દિવસે કશું અણઘટતું અથવા અણધારેલું બનવું ન જોઈએ. હિલચાલનું બળ કેટલું છે તેની મુખ્ય ઓફિસને ખબર પડે એ ખાતર દરેક ગામમાં અથવા શહેરમાં બનેલી હકીકતોનો તદ્દન સાચો હેવાલ મહાસભાની મુખ્ય કચેરીને મોકલવો આવશ્યક છે. એ દિવસે બનેલી બીનાઓનું સાચું બયાન મહાસભાની કાર્યવાહક સમિતિ જે ૧૪ મી ફેબ્રુઆરીએ મળનારી છે તેને ભાવી કાર્યક્રમ ઘડવામાં મદદ કરશે.

આ બધાં કાર્યને માટે પોતાનો પૂરેપૂરો વખત આપનારા કાર્યકર્તાઓ જોઈએ, એટલે કે કાયમના પગારદાર સ્વયંસેવકો જોઈએ. થોડો વખત કામ કરનારા એ ત્યાં જ ચાલી શકે કે જ્યાં ઓછામાં ઓછો એક સંપૂર્ણ વખત આપનારો કાર્યકર્તા હોય. મેં સૂચના તો કરેલી જ છે કે સંયુક્ત પ્રાન્તને માટે એક કાયમનું પ્રાન્તિક સેવામંડળ બનવું જોઈએ જે વ્યવહારું બંધારણ ઘડીને તુરત જ તેમાં જોડાનાર સ્વયંસેવકો ભેગા કરવાનું શરૂ કરી દે. આટલું અતિશય ઈષ્ટ મંડાણ માંડવામાં જરાયે ઢીલ ન થાય એવી આશા રાખીએ. જો એ સેવામંડળ બરોબર રીતે અને પ્રામાણિક રીતે કામ ચલાવે તો બીજા પ્રાન્તોને માટે એ સરસ દાખલો બેસાડશે.

# ૨૬મી જાન્યુઆરી—૩૦

[પૂ. મહાત્માજીએ સવિનય ભંગની લડત શરુ કરતા પહેલાં પ્રજા શીમબદ્ધ બને અને પોતાનું ધ્યેય બરાબર જાણતી થાય તે સારુ ા. ૨૬મી જાન્યુઆરી-૩૦'નો દિન ઉજવવાનું રાખેલું તેમાં પ્રજાનું ઐકય અને ાવિ હિંદના ઘડતરનું માપ નાકળવાની આશા સર્વેએ રાખેલી તે દિવસે ું કરવું તે નીચેના લેખમાં જણાવ્યું છે.]

૧. આટલું યાદ રાખજો કે ૨૬મી ને રવિવારે આપણે સ્વતંત્રતાનું રાજ્ય સ્થાપતા નથી, પણ સંપૂર્ણ સ્વતંત્રતા એટલે સંપૂર્ણ સ્વરાજ સિવાય બીજી કોઈ પણ વસ્તુથી આપણને સંતોષ નથી થવાનો એવો નિશ્ચય આપણે જાહેર કરવાના છીએ. અને તેથી જ મહાસભાના બંધારણમાં વપરાયેલા સ્વરાજ્ય શબ્દનો અર્થ પૂર્ણ સ્વતંત્રતા એટલે પૂર્ણ સ્વરાજ્ય થશે.

૨. યાદ રાખવું કે ૨૬મી તારીખે આપણે સવિનય ભંગનો આરંભ નથી કરતા, પણ પૂર્ણ સ્વરાજ્ય મેળવવાનો આપણો નિશ્ચય જણાવવાને સારુ આપણે સભા ભરીએ છીએ, અને એ પૂર્ણ સ્વરાજ્ય મેળવવા સારુ મહાસભા તરફથી જે સૂચનાઓ નીકળે તેમનો અમલ કરવા સારુ નિશ્ચય કરવાના છીએ.

૩. યાદ રાખવું કે આપણે આપણું કાર્ય કેવળ શાંતિમય અને સત્ય સાધનોથી જ સિદ્ધ કરવા ઇચ્છીએ છીએ, તેથી આપણે શુદ્ધ થવું અતિઆવશ્યક છે. આમ હોવાથી આપણે તે દિવસે જે જે રચનાત્મક કાર્યો કરી શકતા હોઈએ તેમાં ગાળવો ઘટે છે.

૪. યાદ રાખવું કે તે દહાડે સભાઓમાં ભાષણો કરવાનાં નથી. પણ મહાસભાના દફતરમાંથી જે પ્રતિજ્ઞાપત્ર નીકળેલું છે તે

પ્રતિજ્ઞાપત્ર વાંચવાનું અને સહુએ પોતાના હાથ ઊંચા કરી તેનો સ્વીકાર દર્શાવવાનું કામ કરવા પૂરતી જ તે સભા છે. એ પ્રતિજ્ઞાપત્રનો તરજૂમો નીચે પ્રમાણે છેઃ

"અમે માનીએ છીએ કે જેમ બીજી કોઈ પણ પ્રજાનો તેમ હિંદુસ્તાનની પ્રજાનો, પોતાનું તંત્ર પોતે ચલાવવાનો, પોતાની મહેનતનાં ફળ ભોગવવાનો, અને સામાન્ય સુખશાંતિમાં રહેવાનાં સાધન પ્રાપ્ત કરવાનો અને તેમ કરીને પોતાનો સંપૂર્ણ વિકાસ કરવાનો જન્મસિદ્ધ હક છે. અમે એમ પણ માનીએ છીએ કે જો કોઈ પણ રાજ્ય કોઈ પણ પ્રજાના આ જન્મસિદ્ધ હકો છીનવી લઈને તેમના ઉપર જુલમ કરે, તો તે પ્રજાને તે રાજ્ય બદલવાનો અથવા તેનો નાશ કરવાનો પણ જન્મસિદ્ધ હક છે. હિંદુસ્તાનમાં બ્રિટિશ સરકારે હિંદી-પ્રજાનું સ્વાતંત્ર્ય હરી લીધું છે એટલું જ નહિ, પણ દેશના કરોડો ગરીબને ચૂસીને પોતાનું રાજ્ય ચલાવ્યું છે અને દેશનું આર્થિક, રાજકીય, સાંસ્કૃતિક અને આધ્યાત્મિક સત્યાનાશ વાળ્યું છે. એટલે અમે માનીએ છીએ કે હવે હિંદી પ્રજાએ એ રાજ્યની સાથેનો સંબંધ તોડી પૂર્ણ સ્વરાજ્ય અથવા સંપૂર્ણ સ્વાતંત્ર્ય લીધે જ છૂટકો છે.

દેશનું આર્થિક સત્યાનાશ કેટલું વળ્યું છે તે જોઈએ. આપણી પાસે જેટલું મહેસૂલ ઉઘરાવવામાં આવે છે તે આપણી આવકની સાથે સરખાવતાં ઘણું હદ ઉપરાંત છે. આપણી સરાસરી આવક રોજની સાત પૈસા છે, અને આપણે જે ભારે કર ભરીએ છીએ તેના ૨૦ ટકા જમીનમહેસૂલ પેટે ભરીએ છીએ જે ગરીબ ખેડૂતોને ભરવા પડે છે, અને ૩ ટકા મીઠાના કર પેટે છે, જે પણ ગરીબના જ પેટમાંથી નીકળે છે.

કાંતણ જેવા ગૃહઉદ્યોગો ગામડાંમાંથી નાશ પામ્યા છે, જેને પરિણામે ખેડૂતવર્ગને વર્ષમાં ઓછામાં ઓછા ચાર મહિના બેકાર રહેવું પડે છે, કારીગરીના નાશને લીધે તેમની બુદ્ધિ જડ થઈ

ગઇ છે, અને જે ઉદ્યોગો નાશ થયા છે તેને બદલે બીજા કશા ઉદ્યોગ, બીજા દેશોમાં થયું છે તેમ, દાખલ કરવામાં આવ્યા નથી.

જકાત અને નાણાં વિષે એવો પ્રપંચ રચવામાં આવ્યો છે કે ખેડૂતો ઉપરનો બોજો વધતો જ ગયો છે. વિલાયતમાં બનેલો માલ જ મુખ્યત્વે આપણા દેશમાં આયાત થાય છે. જકાતની ગોઠવણ જોશું તો જણાશે કે બ્રિટિશ માલ ઉપર ઓછામાં ઓછી જકાત છે. જકાતમાંથી આવતું મહેસૂલ ગરીબની ઉપરનો બોજો ઓછો કરવાને માટે વાપરવામાં આવતું નથી, પણ અતિશય ખર્ચાળ રાજ્યતંત્રને ચલાવવાને માટે જ તેનો ઉપયોગ થાય છે. હૂંડિયામણનો દર એથી પણ વધારે મનસ્વી છે, એમાં એવી યુક્તિપ્રયુક્તિ થઇ છે કે પરિણામે કરોડો રૂપિયા દેશમાંથી તણાઈ ગયા છે.

રાજ્યકીય દૃષ્ટિએ હિંદુસ્તાનની સ્થિતિ આજે બ્રિટિશ સત્તા તળે જેવી થઇ પડી છે તેવી અગાઉ કદી નહોતી. સુધારાઓને નામે જે ઓળખાય છે તેથી પ્રજાને ખરી રાજ્યસત્તા કશી મળી નથી. પરદેશી સત્તા આગળ આપણામાંના મોટા માંધાતાને પણ માથું નમાવવું પડે છે. છૂટથી વિચાર દર્શાવવાના અને છૂટથી સભાઓ ભરવાના હક આપણી પાસેથી છીનવી લેવામાં આવ્યા છે, અને આપણા દેશબંધુઓમાંના ઘણાને દેશવટો ભોગવવો પડે છે અને પોતાને દેશ આવવાની છૂટ રહી નથી. રાજ્યકાર્યશક્તિનો આપણામાંથી સંપૂર્ણ રીતે હ્રાસ થયો છે અને પ્રજાના સામાન્ય વર્ગને કારકુની અને પટેલતલાટી કે મહેતાગીરીની નોકરી સિવાય બીજી નોકરી રહી નથી.

સંસ્કૃતિની દૃષ્ટિએ બ્રિટિશ રાજ્યની અસર વિચારીએ. આપણા દેશની સંસ્કૃતિ કેવી હતી તેનું ભાન ભૂલી આપણને નવી કેળવણીએ પશ્ચિમ તરફ જોતા કરી દીધા છે અને આપણને તાલીમ જ એવા પ્રકારની મળી છે કે આપણી બેડીઓ કઢવાને બદલે આપણને તે ભાવી ગઈ છે.

આધ્યાત્મિક રીતે જોતાં આ રાજ્યે બળાત્કારે આપણી પાસેથી હથિયાર છીનવી લીધાં છે તેથી આપણે નામર્દ બની ગયા છીએ, અને આપણા દેશમાં પરદેશી લશ્કર અડ્ડો જમાવીને પડયું છે. તેણે અન્યાય અને અત્યાચારની સામે થવાની આપણી શક્તિનો નાશ કર્યો છે, અને આપણામાં એવી ભીરુતા દાખલ કરી છે કે આપણે એમ માનતા થઇ ગયા છીએ કે પરદેશીઓના વિના આપણાથી આપણો પરસ્પર વ્યવહાર ન ચલાવી શકાય, પરદેશી પ્રજાના હુમલા સામે બચાવ ન કરી શકાય, એટલું જ નહિ પણ આપણાં ઘર અને કુટુંબનું ચોર, લૂંટારા અને દુષ્ટ માણસોની સામે રક્ષણ પણ ન કરી શકાય.

આપણા દેશનું આવું ચતુર્વિધ સત્યાનાશ જે રાજ્યે વાળ્યું છે તે જાણ્યા પછી તે રાજ્યને વધારેવાર તાબે રહેવામાં મનુષ્ય અને ઇશ્વરનો આપણે ગુનો કરશું એમ અમારો સ્પષ્ટ અભિપ્રાય છે. પણ અમે એ પણ માનીએ છીએ કે અમારો સ્વાતંત્ર્ય મેળવવાનો અતિશય કાર્યસાધક માર્ગ હિંસાનો નથી પણ અહિંસાનો છે. એટલે અમે અમારાથી બને તેટલી હદ સુધી બ્રિટિશ સરકારનો આપણી ઇચ્છાએ ચાલતો સહકાર છોડીને એ રાજ્યમાંથી છૂટવાની તૈયારી કરશું અને સવિનય કાનૂનભંગ (જેમાં કર ન ભરવાનો સમાવેશ થાય છે તે) ને માટે પણ તૈયારી કરશું. અમને ખાતરી છે કે જો આપણે આ રાજ્યને સ્વેચ્છાએ જેટલી મદદ આપીએ છીએ તે ખેંચી લઇએ અને ગમે તેટલી ઉશ્કેરણી છતાં હિંસા કર્યા વિના કર ભરવાનું બંધ કરીએ તો આ અમાનુષી રાજ્યનો અંત આપણે અવશ્ય આણી શકશું.

એટલે અમે આજે હૃદયપૂર્વક પ્રતિજ્ઞા કરીએ છીએ કે પૂર્ણ સ્વરાજ્ય સ્થાપવાને માટે મહાસભા વખતોવખત જે સૂચનાઓ બહાર પાડશે તેનો અમે અમલ કરશું.”

# ઢોળી નાંખ્યું ?

[ પૂ૦ મહાત્માજીએ તા. ૨૬-૧-૧૯૩૦ ના નવજીવનમાં બ્રિટિશ રાજનીતિ તરફ આપણે કયા પ્રકારનું વલણ દર્શાવી કેવા પ્રકારનાં સંકટમાંથી પસાર થઈ, આપણા નક્કી કરેલા ધ્યેયને પહોંચવાનું છે તેનો ચિતાર આપે છે. ]

ગોળમેજી કૉન્ફરન્સ વિષે વાઇસરૉયસાહેબ સાથે કેટલાક આગેવાનો તેમના નિમંત્રણથી તેમની સાથે મસલત કરવા ગયા હતા, તેમાં મેં જે ભાગ ભજવ્યો તેને સારુ મારી ઉપર અગ્રગણ્ય નેતાઓ ગુસ્સે થયા છે. તેઓ માને છે કે મેં ત્યાં બધું ઢોળી નાંખ્યું અને મસલત ભાંગી પડી. મેં ઢોળી નાંખ્યું એમ જો કહી શકાય તો મારે એમ કહેવું જોઇએ કે મારે તેમ અનિચ્છાએ કરવું પડ્યું હતું. હું પોતે એ મસલતમાં જવા કે ભાગ લેવા તૈયાર જ નહોતો પણ મને ઘસડી જવામાં આવ્યો હતો, અને તેનું મુખ્ય કારણ તો જનતા ઉપર મારી મનાયેલી અસર હતું. ગયા પછી મારે બોલવું નહોતું, પણ મને બોલવાનો આગ્રહ કરવામાં આવ્યો હતો. હું ગયો, અને અંતરાત્માએ કહ્યું તેમ બોલ્યો. મારી પાસે જે કંઇ પણ અસર હોય અને દેશની મેં થોડીઘણી કંઇ સેવા કરી હોય તો તે અંતર્નાદને સાંભળવાની અને તેને વશ વર્તવાની મારી શક્તિને પ્રતાપે છે એમ હું માનું છું. આ અંતર્નાદ સિવાય બીજા કોઇને હું મારી ચોથી અવસ્થામાં સાંભળું અને મારો રસ્તો બદલું એમ કોઇએ ન આશા રાખવી જોઇએ, ન ઇચ્છવું જોઇએ.

વળી પંડિત મોતીલાલજીએ અને મેં એવો શો ગુનો કર્યો છે ? મહાસભાના હુકમનો અમે અનાદર ન કર્યો, દિલ્હીમાં મળેલા આગેવાનોએ વાઇસરૉયના ખરીતાના ઉત્તરમાં જે પ્રસિદ્ધિ પામેલો ' ...' બહાર પાડ્યો તેની શરતોનો અમે ત્યાગ ન કર્યો, એ જ દોષ ના ?

પણ જો મહાસભાનો હુકમ તે હુકમ હોય તો, અને આગેવાનોના ઉત્તરમાં જે લખ્યું હતું તે કેવળ ગાજરની પપૂડી નહિ પણ વજનદાર માણસોની માગણી હોય તો, તે હુકમ પાળવાનો અને એ માગણીને વળગી રહેવાનો અમારો ચોખ્ખો ધર્મ હતો એવો મારો દૃઢ અભિપ્રાય છે. એ પત્રમાંની માગણીમાં અને કલકત્તાની મહાસભાના ઠરાવમાં કેનેડા, ઑસ્ટ્રેલિયા વગેરે સંસ્થાનોની પાસે જે સત્તા છે, જે સ્વતંત્રતા છે તેજ પ્રકારની સત્તા અને સ્વતંત્રતા હિંદુસ્તાનને તા. ૩૧ મી ડિસેમ્બર ૧૯૨૯ પહેલાં મળવી જોઇએ, અને ન મળે તો મહાસભા બ્રિટિશ સાથેનો સંબંધ તોડવાનો ઠરાવ કરે એવી વાત હતી. આગેવાનોના દિલ્હીવાળા ઉત્તરમાં એના સત્તા કે સ્વતંત્રતાની યોજના ઘડવાને સારુ જ ગોળમેજી કૉન્ફરન્સ હોય તો તેમાં જવાય એ મધ્યબિંદુ હતું. આ મધ્યબિંદુને વળગતાં અને મહાસભાના હુકમનો પ્રામાણિકપણે અમલ કરવાનો પ્રયત્ન કરતાં મસલત તૂટી પડી. હું તો હિંમત ધરીને કહું છું કે પંડિત મોતીલાલજી અને હું આમ મસલત કરવામાં સાફ રીતે વર્ત્યા તેથી દેશને નુકસાન નથી થયું પણ લાભ જ થયો છે.

વળી જો બ્રિટિશ પ્રધાનમંડળના હેતુ ખરેખર શુભ હોય, એટલે 'ડુમિનિયન સ્ટેટસ'ને નામે ઓળખાતું રાજ્યતંત્ર હિંદુસ્તાન ભોગવે એવી ખરેખર તેની દાનત હોય, તો ગોળમેજી કૉન્ફરન્સમાં મહાસભા તરફથી પ્રતિનિધિ ન જાય તેથી કશું યે ખોવાપણું નથી. જેમને વિશ્વાસ હોય તે તેમાં ભલે જાય, અને સ્વતંત્રતાવાદીને રુચી શકે એવું તેમાં કંઇ હશે તો મહાસભા તેને તરછોડી નહિ નાંખે. પણ સહુએ એટલું જાણી લેવું જોઈએ કે ઉપરથી રૂડાં દેખાતાં રમકડાં આપીને હિંદુસ્તાનને રીઝવવાનો કાળ ગયો છે. હિંદુસ્તાનને હવે ખરી વસ્તુની જ ભૂખ છે. ગમે તે કોઈ રાજ્યતંત્ર ઘડાય તેમાં આ ત્રણ વસ્તુઓ સ્પષ્ટ થવી જ જોઇએ.

૧ બ્રિટિશ સત્તા નાબૂદ થવી જોઇએ.

૨. હિંદુસ્તાનની ધોળે દહાડે ચાલતી બ્રિટિશ લૂંટ બંધ થવી જોઇએ.

૩. હિંદુસ્તાન કદી સહન ન કરી શકે એટલો બ્રિટિશ કારભારથી થતો અને પ્રજાને કચડનારો ખર્ચ ભવિષ્યમાં નહિ પણ હાલ તુરતમાં જ બંધ થવો જોઇએ.

મહાસભાના ઘણા સભ્યો એમ માને છે કે અનુકૂળ વાતાવરણ પેદા ન થાય તો ગોળમેજી કૉન્ફરન્સથી ઉપલી મહત્ત્વની વસ્તુઓ કદી સિદ્ધ થઈ ન જ શકે. બ્રિટિશ પ્રજા જેનો એક અર્થ કરી શકે અને હિંદુસ્તાનમાં આપણે બીજો અર્થ કરી શકીએ એવી દ્વીઅર્થી ચાલાકીની ભાષાથી હિંદુસ્તાન સ્વતંત્ર થઇ શકે એવું વાતાવરણ કદી પેદા ન થાય. બ્રિટિશ પ્રજાએ સમજવું રહ્યું છે કે સામ્રાજ્યનો હવે અંત જ છે. આવી સમજ ગોળગોળ ભાષાથી તેમને ન પડે, અને જ્યાં બે પ્રજાની વચ્ચે ચોખવટ થવાની હોય ત્યાં ચાલાકીની ભાષા અતિશય નુકસાનકર્તા નીવડે છે. ખરી વાત એ છે કે જ્યાં સુધી આપણામાં આપણી ઇચ્છા સફળ કરવા જેટલી શક્તિ આપણે નહિ મેળવીએ ત્યાં લગી અંગ્રેજ પ્રજા ઉપલી વસ્તુને કદી નહિ સમજે. જે કંઈ સ્વતંત્રતા અંગ્રેજો આજે ભોગવે છે તેને સારું તેમને ભારે ભોગ આપવા પડ્યા છે. તેથી જેઓ પોતાની સ્વતંત્રતાને સારૂ એવા જ ભોગો આપવા તૈયાર થાય તેમને જ તેઓ માન આપશે અને તેમનું સાંભળશે. તેથી ખરી મસલત આપણે અહીં કરવાની છે, કેમકે શક્તિ ઉત્પન્ન કરવાનું સ્થાન હિંદુસ્તાન છે.

તેથી પૂર્ણ સ્વરાજ્ય અથવા પૂર્ણ સ્વતંત્રતાની હિલચાલ પ્રત્યે અણગમો બતાવવાને બદલે ટીકાકારો તેમાં ન ભળી શકે તોપણ તેને આશીર્વાદ આપવાનો તેમનો ધર્મ છે એવો મારો નમ્ર અભિપ્રાય છે.

પણ મને લાગે છે કે સ્વતંત્રતાની હિલચાલનો ટીકાકારોને ભય છે તેના કરતાં સવિનય ભંગનો ભય વધારે છે. તેમણે આટલું

સમજી લેવું જોઈએ કે સહુથી મોટો ભય અવિનયી ભંગનો એટલે ખૂની ભંગનો છે. શું સવિનય ભંગને રોકવાના નિરર્થક પ્રયત્નમાં તેઓ ખૂની ભંગનું જોખમ વહોરવા તૈયાર છે? સ્વતંત્રતાનો ઠરાવ પસાર કર્યા પછી મહાસભા હાથ બાંધીને બેસી રહે તો તેની અને તેની મારફતે દેશની હાંસી થાય, નિંદા થાય. મહાસભાનો ઠરાવ એ કંઈ મિથ્યા બકવાદ નહોતો, ડોળ નહોતો, ધમકી નહોતી; એ ઠરાવ મહાસભાની માનસિક વૃત્તિનો સ્પષ્ટતાએ સૂચક હતો. એટલે સ્વતંત્રતા મેળવવાનાં શાંતિમય સાધનો શોધવાનો અને યોજવાનો જેટલો મારો ધર્મ થઈ પડયો છે તેટલો જ ટીકાકારોનો છે.

આપણા દેશમાં ખુનામરકીથી જ સ્વરાજ મળી શકે એમ માનનારો પક્ષ છે જ એ નિર્વિવાદિત વાત છે. એનું બળ વધતું જાય છે. તે પક્ષમાં સ્વદેશાભિમાન જેટલું આપણામાં છે તેટલું જ છે વધારામાં ઘણી ત્યાગશક્તિ તેના જમાખાતામાં છે. હિંમતમાં આપણે કોઈ તેનાથી ચડી શકીએ તેમ નથી. આ પક્ષને વિષે અજુગતાં વિશેષણ વાપરવાં એ તો સહેલું છે, પણ તેથી એ પક્ષ પોતાનો માર્ગ છોડી દે તેમ નથી. એટલું યાદ રાખવું ઘટે છે કે પાટિયા ઉપર ઊભીને, છટાદાર પણ અર્થવિનાનાં ભાષણો કરીને, દેશાભિમાની તરીકે ગણાવાનો પ્રયત્ન કરનારનો હું અહીં ઉલ્લેખ નથી કરતો. જે પક્ષ અત્યારે મારા ધ્યાનમાં છે તે પક્ષના જુવાનિયાઓ અને થોડી યુવતીઓ પણ છૂપાં રહીને મૂંગે મોઢે ખંતથી કામ કરી રહ્યાં છે. તેઓ ગમે તે ભોગે પણ દેશને છોડાવવા સારુ અધીરાં થયાં છે. પણ જો કે હું તેમના દેશાભિમાનની સ્તુતિ કરી રહ્યો છું છતાં તેમનાં ખૂની સાધનો વિષે મને મુદ્દલ શ્રદ્ધા નથી. તેઓ અને મારી વચ્ચે ઉત્તરદક્ષિણ જેટલું અંતર છે. હું જાણું છું કે તેમનાં હિંસક સાધનોથી આપણે જે ખોયું છે તેનું તેમને ભાન સરખું યે નથી, અથવા ભાન

સુધારા થયેલા માનવામાં આવે છે તે તેમની પ્રવૃત્તિને પરિણામે છે એવી તેમની માન્યતા છે. એ સુધારાનું તેઓ સરવૈયું કાઢે તો તેઓ જોઇ શકશે કે તે સુધારાની કિંમત કરતાં અને દેશની પોતાની શક્તિ કરતાં દેશે અનેકગણું વધારે ખર્ચ કર્યું છે, તેને લીધે પોલિસના સિપાઈઓ વધ્યા, લશ્કર વધ્યું, બિનલશ્કરી અંગ્રેજોની સંખ્યામાં વધારો થયો, અને આ બધામાં પૈસો પાણીની જેમ રેડાયો. પણ આવી દલીલો ગમે તેટલી બંધબેસતી હોય છતાં તેઓ સાંભળવાનાં જ નથી. કંઇક પણ એવી યોજના તેમના જોવામાં આવે કે જે તેમનામાંનો સર્વોત્તમ યોદ્ધો જેટલો ત્યાગ કરવાને તૈયાર હોય તેટલો ત્યાગ માગશે તો જ તેઓ સાંભળે અને ધીરજ રાખે. આપણાં ભાષણો, આપણા ઠરાવો અથવા તો સંમેલનોથી પણ તેઓ લલચાય એમ નથી. સાહસિક કાર્ય જ તેમની ઉપર અસર કરી શકે એમ છે. અને એવું અહિંસામય કાર્ય તો એ દેખીતું છે કે સવિનય ભંગ જ હોઈ શકે. મારો દૃઢ વિશ્વાસ છે કે તે વિના બીજી કોઈ પણ રીતે છૂપી કે છતી ખુનામરકીમાંથી દેશ બચી નહિ શકે. સવિનય ભંગ નિષ્ફળ જાય તેથી અંધાધુંધી મોડી આવવાને બદલે વહેલી આવે એ બેશક બનવા જેવું છે. પણ એવી નિષ્ફળતા પ્રાપ્ત થાય તો તે સવિનય ભંગની નિષ્ફળતા નહિ હોય, એ નિષ્ફળતા સવિનય ભંગ કરનારની અધૂરી શ્રદ્ધા અને તેમાંથી ઉત્પન્ન થયેલી કચાશને લીધે હશે. આ દલીલ ટીકાકારના હૃદયનો સ્પર્શ ન કરે એ સંભવે. એમ થાય તો મને દિલગીરી થશે. પણ હવે મારા હેતુની નિર્મળતાનો તો કદાચ તે સ્વીકાર કરશે.

જો આપણે દેશને સ્વતંત્ર કરવા ઇચ્છતા હોઇએ તો આપણે ખુનામરકીનો ભય છોડવો ઘટે છે. ખુનામરકીના પાશમાં આપણે સજ્જડ બંધાઇ રહ્યા છીએ એ શું આપણે નથી જોઈ શકતા ? આપણી ચોમેર બ્રિટિશ સંગીનોનો બાંધેલો કોટ પડયો છે અને તેમાં

આપણે બંદીવાન છીએ તે શું આપણે નથી ભાળી શકતા? દેશમ શાંતિને નામે ચાલી રહેલો સૂનકાર એ આપણી મર્દાનગીનું દેવાળું છે; અને એ સૂનકાર પણ આપણે ભૂખે પીડાતા કરોડોના ખૂનથી મેળવી શકીએ છીએ. કેમકે તેમની પાસેથી મહેસૂલ રૂપમાં તેમનું લોહી રોજ ન ચૂસાય તો હિંદુસ્તાનમાં પથરાયેલું લશ્કર અને તેના કિલ્લા અને છાવણીઓ નભી જ ન શકે. આ કરોડોના ભૂખમરાથી રિબાઇ-રિબાઇને લોકો રોજ મરતા જાય છે એ દુઃખનું ભાન જો ટીકાકારોને થાય તો એ દુઃખ ટાળવાને અર્થે તેઓ અંધાધૂંધીનું અને તેથી યે કંઇક ભયંકર વસ્તુ હોય તો તેનું જોખમ વહોરી લે. જ્યાં લગી આ લૂંટના રાજ્યનો અંત નથી આવ્યો, ત્યાં લગી આ દારુણ દુઃખનો પણ અંત આવવાનો નથી. બ્રિટિશ રાજ્યની હેઠળ લોકોની સ્થિતિ ધીમેધીમે સુધરતી આવી છે એવો મને જરા પણ વિશ્વાસ હોત તો હું અવશ્ય ધીરજ રાખી શકત. પણ દુઃખની વાત એ છે કે જરાક પણ નિરીક્ષણ કરનારને માલૂમ પડ્યા વિના ન રહે કે કરોડોની હાલત આ રાજ્યતંત્ર નીચે ઉત્તરોત્તર બગડતી આવી છે. આટલું જ્ઞાન મેળવ્યા પછી બેઠા રહેવું એ પાપ છે. અને અંધાધૂંધી ઇત્યાદિની કલ્પનાના ભયથી જે કાર્ય ન અટકાવીએ તો અંધાધૂંધી અટકી જવાનો સંભવ છે, અને જે કાર્ય સફળ થાય તો કરોડો નિરપરાધી દુઃખી ભાઇબહેનોની નિર્દય લૂંટ હમેશાંને માટે ટળવી જ જોઇએ, એવું સવિનયભંગરૂપી કાર્ય ન કરવું એ બેસી રહેવાના કરતાં યે વધારે પાપ છે.



# કવિવર ને મહાત્માજી

[ કવિવર રવિન્દ્રનાથ ટાગોર વિશ્વભારતી માટે ભિક્ષા માગવા અમદાવાદ આવેલા ત્યાં કવિવર આશ્રમમાં મહાત્માજીને મળવા ગએલા તે વખતે જે વાર્તાલાપ થએલો તેમાંથી અગત્યનો ભાગ નીચે આપ્યો છે જેમાંથી તે સમયની દેશની સ્થિતિ અને ભાવિ કાર્યક્રમ વિષે દેશભરમાં ખ્યાતિ પામેલી હિંદની મહાન્ વ્યક્તિઓના વિચારો જાણવા મળશે. ]

કવિવરે પોતે જ આવતાંની સાથે કહ્યું: ' હું હવે સિત્તેરનો થયો, એટલે તમારા કરતાં ઘણો મોટો કહેવાઉને ? ગાંધીજી કહે:' સાચું; પણ જ્યારે ૬૦ વર્ષનો વૃદ્ધ નાચી નથી શકતો, ત્યારે ૭૦ વર્ષનો યુવાન કવિ નાચી શકે છે. ' હસતાં હસતાં કવિવરે એ વાત કબૂલ કરી. પછી ગાંધીજી પાસે તબિયત જાળવવાની અનેક કૂંચીઓ છે તેની જાણે અદેખાઇ કરતા હોય તેમ કવિવર બોલ્યા: ' તમે વળી પાછા એક ' એરેસ્ટ ક્યોર 'ની તૈયારી કરી રહ્યા લાગો છો. (માણસ થાકીને તબિયત સુધારવા આરામ લે છે, તેને 'રેસ્ટક્યોર' કહે છે. એ શબ્દ ઉપર જરા શ્લેષ કરીને કવિએ ' એરેસ્ટ ક્યોર ' શબ્દ વાપર્યો. 'એરેસ્ટ ક્યોર' એટલે પકડાઇને જેલમાં જઇ આરામ મેળવી તબિયત સુધારવી.) મને પણ સરકાર થોડા દહાડા ક્યાંક દેશનિકાલ કરે તો કેવું સારું ?' ગાંધીજી કહે: 'તમારા ઢંગ તેવા નથી એટલે સરકાર બીચારી શું કરે ?' સૌ ખડખડાટ હસ્યા અને સાબરમતી ઉપરનો સ્વ. મગનલાલ ગાંધીનો ઓરડો જેમાં કવિવર અને રેંટિયો કાંતતા ગાંધીજી બેઠા હતા તે આ હાસ્યથી ગાજી ઊઠ્યો.

કવિવરની બધી વાતો નોંધી જાય એમ નથી. અમે ધાર્યા કરતાં ઠીક વધારે વખત કવિશ્રીએ પોતાની હાજરીનો લાભ આપ્યો, એટલે

આ દેશ પરદેશની અનેક વાતો થઇ. કેટલીક અહીં નોંધવા ઇચ્છું છું. કોરિયાનો એક સજ્જન એમને મળ્યો હતો તેની કવિશ્રીએ વાત કરી. સ્વાતંત્ર્યના આ જમાનામાં પેલો સ્વતંત્ર કોરિયાનાં સ્વપ્નાં જોતો હતો. કવિશ્રીએ પૂછ્યું: 'પણ ભક્ષક જાપાનનો મુકાબલો તમારાથી શી રીતે થશે?' (૪II કરોડની વસ્તીવાળા જાપાને ૧I કરોડની વસ્તીવાળા કોરિયાનો કબજો છેક ૧૯૧૦ માં મેળવ્યો હતો. મૂળ એ ચીનનું બચ્ચું હતું, પણ સ્વતંત્ર રાજ્ય હતું) એટલે પેલાએ કવિવરને જવાબ આપેલો: 'જગતની પ્રજાના બે વિભાગ પાડી શકાય: ચૂસનારી પ્રજા અને ચુસાતી પ્રજા. એ તો ચુસાતી પ્રજાનો સંપ થાય તો ચૂસનારાઓને હંફાવી શકાય. એ સંપ એક દિવસ તો થવાનો જ છે, અને મને આશા છે કે જાપાનની સામે લડવામાં ચુસાતો જાપાની આમવર્ગ અમારી સાથે હશે.' આ વાત કરીને કવિવર બોલ્યા: 'એ વાત સાચી નથી, મહાત્માજી? માતબર લોકોનો સંપ ન થઈ શકે, માત્ર પીડિત અને દલિત લોકોનો જ સંપ થઈ શકે.'

'સાચી વાત, સાચી વાત,' ગાંધીજીએ કહ્યું: 'માતબર લોકો સંપ શી રીતે કરી શકે? કારણ તેમને તો એકબીજાની અદેખાઈ હોય અને એકબીજાને ભોગે માતબર બનવું હોય.'

કવિવરે આગળ ચલાવ્યું: 'એવા એ માણસના વિચાર હતા. અને એ એમ પણ કહેતો હતો કે ચુસાતી પ્રજા ચૂસનારી પ્રજાની સાથે તેમનાં શસ્ત્રે ન લડી શકે, એ લોકોએ પોતાનાં જ શસ્ત્રો યોજવાં પડશે. (બીચારાને ખબર હતી કે ચુસાતી પ્રજા દારૂગોળો ક્યાંથી લાવે? એની પાસે તો મોટામાં મોટું શસ્ત્ર અસહકાર જ હોય. અસહકાર એના મનમાં હશે કે નહિ, પણ મારું અનુમાન છે—મેં કવિની વાતમાં વિક્ષેપ ન પાડવા એમને પૂછ્યું નહિ.) એ માણસે એમ કહ્યું કે એક દિવસ આખું જગત અમારી તરફ રહીને લડવાનું છે. આ વિચાર એને બોલ્શેવિકો પાસેથી મળેલો લાગે છે. આજે

બોલ્શેવિઝમ અને રશિયાનું નામ લેતાં આપણે ધ્રૂજીએ છીએ, અને બધે રશિયાની સામે મોટી દીવાલો રચવામાં આવે છે. પણ વિચારનો પ્રવેશ તે કોઇ રીતે રોકઃ શકાતો હશે ખરો ? આપણે ત્યાં એક કાળે બ્રાહ્મણોની સર્વોપરિતા હતી, પછી ક્ષત્રિયોની આવી, આજે વૈશ્યોની છે, અને હવે શૂદ્રોની આવે છે. આજે શૂદ્રોની સંખ્યા વધારેમાં વધારે છે ના ?"

આમ કવિવરે ભાવી હિંદનું પોતાનું સ્વપ્ન દોરી બતાવ્યું. ચીન વિષે પણ એમણે ખૂબ વાતો કરી. ત્યાં મુસલમાન ચીનાઓમાં અને બીજા ધર્મના ચીનાઓમાં સમાજભેદ તો છે જ નહિ, ભોજન-વ્યવહાર અને કન્યાવ્યવહાર છે, છતાં એકબીજાની કાપાકાપી ચાલી રહી છે એમ કવિવરે જણાવ્યું. (એટલે ભોજનવ્યવહાર અને કન્યા-વ્યવહારથી ઐક્ય ન થઇ શકે એ ચોખ્ખું દેખાય છે.) રાજ્યની અંધાધૂંધીની તેમણે વાત કરી, અને પ્રજાસત્તાક રાજ્ય કહેવાય છે પણ અમુક ટોળીઓનું જ રાજ્ય છે એ બધી વાતનો ઉપસંહાર કરતાં તેઓ બોલ્યા: 'જે રાજ્યમાં આમવર્ગનો અવાજ નથી તે રાજ્ય નભી જ ન શકે. આમવર્ગને કેળવવા જોઇએ, અને તે લોકોને પોતાની જરૂરિયાતો સ્પષ્ટ રીતે જણાવવાની શક્તિ આવવી જોઇએ. એ જરૂરિયાત સંતોષીને જ રાજ ચાલી શકે.'

કવિવરને વાતો કરતાં મજા આવતી હતી, પણ જાણે બહુ બેઠા હોય અને ગાંધીજીનો બહુ સમય લઈ લીધો હોય તે માટે ક્ષમા માગવા લાગ્યા. આથી ગાંધીજીને પોતાના માનીતા વિષય ઉપર બોલવાની તક મળી. ગાંધીજીએ કહ્યું:

' ના જી; એવું કશું જ નથી. મારો વખત જરાય ગયો જ નથી. હું તો તમે જુઓ છો ને કે આપણી વાતોમાં જરાય વિક્ષેપ આણ્યા વિના કાંત્યે જ જાઉં છું. દરેક મિનિટે મને એમ લાગે છે કે હું દેશના ધનમાં કંઇક વધારો કરી રહ્યો છું. મારી ગણતરી એવી

છે કે જો એક કરોડ માણસ દરરોજ એક કલાક કાંતે, અને એમ કરીને પોતાનો એળે જતો એક કલાક ઉપયોગમાં લાવે, તો આપણે દરરોજ ૫૦,૦૦૦ રૂપિયા દેશના ધનમાં ઉમેરી શકીએ. આપણી જણદીઠ રોજની સરાસરી આવક સાત પૈસા છે, અને એમાં એક પૈસો પણ ઉમેરાય તે બહુ થઇ પડે. પણ એ સાત પૈસા પણ ગરીબોની સાચી સરાસરી આવક નથી, કારણ એમાં તો કરોડાધિપતિઓની આવક પણ આવી જાય છે. એટલે ગરીબની આવક તો એથી કેટલી બધી ઓછી હશે? એટલે તે બધાને તો દાંત અને અન્નને વેર હશે એમ સિદ્ધ થાય છે. શ્રી. ઘનશ્યામદાસ બિરલા પાસેથી મેં જાણ્યું કે આપણે દર વર્ષે ૮૦ કરોડ રૂપિયા વ્યાજ આપીએ છીએ, એ આપવાનું આપણી પાસે સાધન નથી, અને દેશના વ્યાપારનું ત્રાજવું આપણા પક્ષમાં કહેવાય છે છતાં આપણી ગરીબી તો દહાડે દિવસે વધતી જ જાય છે. એટલે આપણે જે કરજ કરીએ છીએ તે કરજમાંથી આપણને લાભ કશો નથી મળતો. આવા ગરીબ દેશમાં ૩૦ કરોડ લોકો રોજની એક પાઇ મેળવે એ પણ કાંઈ ઓછું ન કહેવાય. રેંટિયો કોઇ પણ પુરુષ કે સ્ત્રીનો ચાલુ ધંધો બંધ કરવાને માટે નથી જ, પણ એ તો જેની પાસે કામ નથી તેની દરેક બેકાર મિનિટનો ઉપયોગ દેશના ધનની વૃદ્ધિને માટે થાય એ હેતુથી યોજવામાં આવ્યો છે. આપણો ખેડૂતવર્ગ હતાશ થઇ ગયો છે, તેનામાં સૂઝ નથી, તેની બુદ્ધિ મારી ગઇ છે, એટલે આજે તેની પાસે રેંટિયા સિવાય એકે સહેલી, ઘરગથ્થુ અને લાભદાયક વસ્તુ મૂકી શકાય એમ નથી. શું આપણે એને કહીશું કે તારી ખેતીની કમાણીમાં વૃદ્ધિ કર? શી રીતે એ વૃદ્ધિ કરે? એની પાસે ખેતી જ ક્યાં છે? ખેડૂતની સરાસરી ખેતી માંડ બે એકરની કહેવાય છે, અને એ બે એકર એટલે પણ ધનાઢ્ય જમીનદારોના હજારો એકરો મેળવીને કાઢેલી સરાસરી. ખેતીવાડી કમિશને પોતાની ભલામણનાં

કવિવર બોલ્યા: ' સાચું; આ કમિશનથી કશો ભલીવાર વળતો નથી, એ થોડાં ખાતાં વધારી આપે છે ખરાં, એટલો એનો લાભ ! મને એમાં જરાય વિશ્વાસ નથી. '

વાતો ખૂબ ચાલી. કવિવર ગાંધીજી પાસે જાણવા ઇચ્છતા હતા કે આ વર્ષે હવે શો નવો નુસખો શોધી રહ્યા છો. ગાંધીજી કહે: ' રાતદિવસ એ જ વિચારમાં હું મશગૂલ છું. હજી મને અંધકારમાંથી કશો પ્રકાશ મળી રહ્યો નથી, પણ મળી રહેશે. પણ ધારો કે સરકારનો મુકાબલો કરવાનો સજ્જડ કાર્યક્રમ આપણને હાથ ન લાગે, તોપણ દેશનું ધ્યેય હવે 'ડુમિનિયન સ્ટેટસ' નથી પણ 'ઇંડિપેન્ડન્સ' (પૂર્ણ સ્વરાજ્ય) થયું છે એમ કહેવાની આપણી ફરજ મટી જતી નથી—ખાસ કરીને જ્યારે 'ડુમિનિયન સ્ટેટસ'નો અર્થ આપણી કલ્પનામાં કદી નહોતો એવો એ લોકો કરે છે. '

# પડદો ખુલ્યો ?

[ ના. વૉઇસરૉયે વડી ધારાસભામાં ભાષણ આપ્યું અને તેમાં 'ડોમિનિઅન સ્ટેટસ' વિષે તેમના—બ્રિટિશ સલ્તનતના—વિચારો જાહેર કર્યા. તે વિષે મહાત્માજીએ રાજકર્તાઓની દાનત સાફ હોય અને હિંદની માગણીને અનુકૂળ થવા ઈચ્છતા હોય તો અગીઆર શરતો મૂકી. એ સર્વનો મહાત્માજીએ લખેલા નવજીવનના ફેબ્રુઆરી, તા. ૨–૭–૩૦ ના અગ્રલેખમાં સમાવેશ થાય છે. ]

" અમુક ઉદ્દેશની ગમે તેટલી સ્પષ્ટ વ્યાખ્યા કરવામાં આવે તેથી તે ઉદ્દેશની સંપૂર્ણ સિદ્ધિ થાય તે પહેલાં નિરાકરણ કરવાના બધા પ્રશ્નોનું આપોઆપ નિરાકરણ થઇ શકે છે એવું મેં હિંદુસ્તાનના લોકોને કદી મનાવવાનો પ્રયત્ન કર્યો નથી. ઉદ્દેશનું સ્પષ્ટમાં સ્પષ્ટ નિવેદન, અને તે ઉદ્દેશની સિદ્ધિ, એ બંને જુદી વસ્તુઓ છે. કોઈ ડાહ્યા પ્રવાસી કદી એમ માનશે નહિ કે એને કયાં જવાનું છે એટલું સ્પષ્ટ નક્કી થયાથી તેના પ્રવાસનો અંત આવી ગયો અને પોતાના ગમ્ય સ્થાને તે પહોંચી ગયો. "

× × ×

" જે કામ અંગ્રેજ સરકારે કરવાનું છે તે ગોળમેજી કૉન્ફરન્સ તો ન જ કરી શકે, છતાં લોકમત શો છે તે નક્કી કરી તેનો મેળ સાધવાનું એથી જરાક ઓછું મહત્ત્વ નહિ એવું કામ કરવાને માટે એ બોલાવવામાં આવશે. પરિણામે આ કૉન્ફરન્સ અંગ્રેજ સરકારને સૂચના કરી શકશે, અને તે પછી પાર્લામેંટની આગળ આખરે બંધારણની યોજના ઘડીને મૂકવાનું કામ તે સરકારનું થઈ પડશે. "

નામદાર વૉઇસરાયના વડી ધારાસભામાં આપેલા ભાષણમાંના ઉપરના બે ઉતારાથી સાવ સ્પષ્ટ થાય છે કે 'ડુમિનિયન સ્ટેટસ'

તુરત મળવાના ઉદ્દેશથી ગોળમેજી કૉન્ફરન્સ મળવાની નથી. અને 'ડુમિનિયન સ્ટેટસ' એ હિંદુસ્તાનનું દૂરનું ધ્યેય ભલે હોય એવું લૉર્ડ બર્કનહેડ પણ કબૂલ કરવાને તૈયાર થાય એ વિષે આપણે શંકા ન કરીએ. જ્યાં સમય જ મહત્ત્વની બાબત છે ત્યાં અમુક વસ્તુ આજે મળશે કે ભવિષ્યમાં કોક દિવસે મળશે એમ કહેવામાં કેવળ ઓછાવત્તાનો ભેદ નથી પડતો પણ આસમાનજમીનનો ફેર પડી જાય છે. અને આવો આસમાનજમીનનો ફેર દિલ્હીમાં થયેલી મુલાકાત દરમ્યાન સ્પષ્ટ જોવામાં આવ્યો ત્યારે વાઇસરૉયની મનોદશા અને મહાસભાની મનોદશામાં જરાય મેળ ન ખાય એમ સિદ્ધ થયું. આજે દેશમાં ગણ્યાગાંઠ્યા કરોડપતિ છે, અને કરોડો કોડી વિનાના છે; આ રાજ્ય લાંબું ચાલે તો પેલા કરોડપતિઓ પણ રોજની સાત પૈસાની સરાસરી કમાણીવાળા થઈ જાય. આ સ્થિતિ આવે ત્યાં સુધી ભલે હિંદુસ્તાન 'ડુમિનિયન સ્ટેટસ'ની વાટ જોયા કરે એમ વાઇસરૉયને પાલવે. જ્યારે મહાસભાની તો ઇચ્છા એવી છે કે, જો તેનું ચાલે તો આજે જ, કરોડપતિને પેટ ભરવા જેટલું જોઇએ તેટલું દરેક ભૂખે મરતા ખેડૂતને પણ મળી રહે એવી સ્થિતિ કરી મૂકે. અને જ્યારે ખેડૂતને પોતાની દુર્દશાનું સંપૂર્ણ ભાન થશે અને તેને ઊગી જશે કે તેની અપંગ દશાને માટે કિસ્મત નહિ પણ આ રાજ્યને દોષ દેવાનો છે, ત્યારે તે બીજા કોઇની સલાહ કે મદદ વિના આપોઆપ જ અધીરો થશે, અને અમુક સાધનો કાયદેસર છે કે ગેરકાયદેસર છે અથવા હિંસક છે કે અહિંસક છે એનો વિચાર કર્યા વિના પોતાથી બને તેવી રીતે આ રાજ્યની જૂસરી પોતાને ગળેથી ઉતારી નાંખશે. મહાસભા એ ખેડુતને સાચે માર્ગે દોરવાની આશા રાખે છે.

વાઇસરૉયના ભાષણથી બીજી એક વસ્તુ સ્પષ્ટ થાય છે. હિંદી રાજા રજવાડાઓના પ્રશ્ન એ પોતે માનેલી અમૂલ્ય તપાસનું એક અવિભાજ્ય અંગ હોવું જોઇએ એવી શોધ સર જૉન સાયમને કેમ કરી તે

પણ હવે સમજી શકાય છે. બ્રિટિશ હિંદુસ્તાનના લોકો તો પોકાર પણ કરી શકે છે, રાજાઓ અંગ્રેજ સરકારની જ કૃતિ હોઈ બોલી-ચાલી પણ નથી શકતા, એટલે કૉન્ફરન્સમાં જે લૂંટબાજી રમાવાની છે તેમાં એ લોકો ઉપયોગી મહોરાં બની શકે એ ઉદ્દેશ છે. કૉન્ફરન્સમાં ‘ ડુમિનિયન સ્ટેટસ’ના નામ ઉપર તાળીના ગડગડાટ થશે, પણ એ જ વખતે હિંદુસ્તાનના કરોડો ગરીબોને માથે વધારે બોજાની મેખ મરાશે. એવી એ લોકોએ જ ગોઠવેલી જુગટાની બાજીમાં જેને જોડાવું હોય તે ભલે જોડાય.

નામદાર વાઈસરૉય મહાસભાના રાષ્ટ્રીય કરજ વિષેના ઠરાવથી ચીડાયા છે. શા સારુ ? એટલું યાદ રાખવું જોઈએ કે મહાસભાએ આ કરજોમાંથી યોગ્ય ક્યાં છે અને અયોગ્ય ક્યાં છે તે ઠરાવવાનું તો નિષ્પક્ષ પંચને સોંપેલું છે. આ કરજોમાંના કેટલાકનાં વાજબીપણા વિષે સવાલ ઉઠાવવો એ પણ શું ગુનો છે કે ? આટલો બધો નિર્દોષ ઠરાવ લૉર્ડ અર્વિન સહન નથી કરી શકતા એ બ્રિટીશ મનોદશાનો એક નમૂનો છે. આ બધાં કરજ હિંદુસ્તાને સ્વેચ્છાએ પોતાના કલ્યાણ માટે કર્યાં છે, અને હિંદી પ્રધાને કરેલા કબાલાના વાજબીપણા વિષે શંકા કરવી એમાં નરી કૃતઘ્નતા રહેલી છે એમ હજારો અંગ્રેજો પ્રામાણિકપણે માને છે.

નામદાર વાઈસરૉયના ભાષણમાં ઐક્ય ઉપર બહુ વજન દેવામાં આવ્યું છે, પણ જ્યાં સુધી પરદેશી રાજ પોતાનો પાયો યાવચ્ચંદ્રદિવાકરૌ કાયમ કરવાને માટે, અનેક હિતસંબંધોને જુદા પાડીને, જાણીને કે અજાણતાં, તેમને એકબીજાની સાથે લડાવ્યા કરે ત્યાં સુધી સંપૂર્ણ ઐક્ય અશક્ય છે. એ જૂઠી જંજાળમાંથી મહાસભા નીકળી ગઈ એ સારું જ થયું. સીધે રસ્તે ચાલતાં મહાસભાની લોકપ્રિયતા જાય તો છો જાય. પણ ૨૬મી તારીખે આખા દેશમાં જે લોક-લાગણીનું દર્શન થયું તેથી તો અચૂક રીતે સિદ્ધ થાય છે કે લોકોના હૃદય ઉપર સામ્રાજ્ય ભોગવનારી એક સંસ્થા હજી મહાસભા જ છે.

રાડાને એક માળાના મણકાની જેમ સાથે રાખનાર સૂત્ર તેમનો
ખમરો છે એ પ્રભુની કૃપા જ સમજવી. હિંદુ કે મુસલમાન કે
મે તે જાતભાતના ખેડૂતની પાસેથી તેનો દોકડેદોકડો હરી લેવાના
ોતાના કર્તવ્ય વિષે આ સરકાર સાવ નિષ્પક્ષવૃત્તિથી કામ કરે છે.
આમાં સરકાર ભેદભાવ નથી રાખતી.

લૉર્ડ રેડિંગની મારે ૧૯૨૧ માં મુલાકાત થઈ ત્યારે મેં ચાલુ તંત્રમાં અમુક સુધારા કરવાની 'બાલિશ' સૂચના કરી હતી. લગભગ તેવી જ બાલિશતા લૉર્ડ અર્વિનની પાસે કરવાની હું રજા લઉં છું: જો તેમની અને બ્રિટિશ પ્રધાનમંડળની દાનત સાફ હોય તો તેઓ નીચેના સુધારા તુરત દાખલ કરાવી શકે છે.

૧ સંપૂર્ણ દારૂનિષેધ;

૨ હૂંડિયામણનો દર રૂપિયાની ૧૬ પેન્સ થાય;

૩ જમીનમહેસૂલ ઓછામાં ઓછું અર્ધું કરી નાંખવામાં આવે અને પછી ધારાસભાના અંકુશ તળે તે મૂકવામાં આવે;

૪ મીઠાનો કર તદ્દન નાબૂદ થાય;

૫ લશ્કરી ખર્ચ હાલ છે તેના કરતાં અર્ધો કરી નાંખી તેમાં ઘટાડો કરવાની શરૂઆત થાય;

૬ આ પ્રમાણે કરવાથી મહેસૂલમાં થતા ઘટાડાને અંગે મોટા મોટા પગારદારોના પગાર અર્ધા અથવા તેથી જેટલા ઓછા કરવાનું ઘટે તેટલા ઓછા કરવામાં આવે;

૭ પરદેશી કાપડ ઉપર સ્વદેશીની પૂરેપૂરી રક્ષા થાય એટલી જકાત નાંખવામાં આવે;

૮ શ્રી. હાજીનો હિંદી દરિયાકાંઠાના વેપાર સંબંધી કાયદાનો ખરડો પસાર કરવામાં આવે;

૯ સામાન્ય ન્યાયની અદાલતોએ ખૂનના અથવા ખૂનમાં મદદ કરવાના ગુના માટે જેમને તકસીરવાર ઠરાવ્યા હોય તેવા સિવાયના બધા રાજકીય કેદીઓને છોડી દેવામાં આવે, બીજા રાજકીય ગુનાઓ માટે

કામ ચાલતાં હોય તે બધાં બંધ થાય, રાજદ્રોહ વિષેની ૧૨૪અ કલમ, ૧૮૧૮નું રેગ્યુલેશન અને એવા બીજા કાયદા રદ થાય, અને આજે દેશવટો ભોગવી રહેલા દરેક હિંદીને દેશમાં પાછા આવવાની પરવાનગી મળે:

૧૦ સી. આઈ. ડી. ( ગુપ્તચર ખાતું ) નાબૂદ કરવામાં આવે અથવા ધારાસભાના અંકુશ નીચે મૂકવામાં આવે;

૧૧ ધારાસભાના અંકુશ તળે રહીને આત્મરક્ષણને માટે જેને બંદુક જેવાં હથિયાર જોઇએ તેને તેવાં હથિયાર મેળવવાનો પરવાનો આપવામાં આવે.

આજે તુરત કરી નાંખવા જોઇએ એવા સુધારાઓ બધા જ આમાં આવી જાય છે એમ નથી, પણ નામદાર વાઇસરૉયે સીધી-સાદી પણ મહત્ત્વની દેશની આટલી જરૂરિયાત પૂરી પાડવી જોઈએ. આમ થાય તો એમને ખાતરી આપી શકાય કે સવિનય કાનૂનભંગની વાત કદી તેમને કાને નથી પડવાની, અને પછી મત અને માગણી રજૂ કરવાની સંપૂર્ણ છૂટ હશે તેવી કોઈ પણ પરિષદમાં મહાસભા ખરા દિલથી ભાગ લેશે.

આપણા દેશમાં ઐક્ય નથી તે કારણસર આ સુધારા કરવામાં વાંધો ન આવવો જોઇએ.

મહાસભા સાચી વસ્તુની પાછળ પડેલી છે, પડછાયાની પાછળ નથી પડેલી. દર વર્ષે ભરાતી મહાસભામાં લાખો માણસો ઉભરાય છે તે કેવળ નામની જ સ્વતંત્રતા મેળવવાની ખાતર નહિ, પણ તેઓ એવી આશાએ ભેગા થાય છે કે જ્યારે સ્વતંત્રતા મળશે ત્યારે તેની ઉષ્મા સર્વત્ર—દેશનાં દૂરદૂરનાં ગામડાંમાં પણ—અનુભવાશે. સૌથી મોટું અનિષ્ટ બેલાશક આર્થિક લૂંટનું છે, અને ચાલતાં ને હાલતાં સ્વાભિમાનનો નાશ કરનારી નાનમની લાગણી લોકોને અનુભવવી પડે છે તેનું છે. સ્વ. સર નારાયણ ચંદાવરકર એક બકરાની વાત કરતા. એ બકરાને બળજોરીથી આલેશાન હવાદાર બાગમાં લઈ જવામાં આવ્યો હતો ત્યાં તે સુકાઈ ગયો, પણ જ્યારે તેને પાછો તેના

માલિકને સોંપવામાં આવ્યો ત્યારે તે પોતાના ભૂંડાભૂખ જેવા અંધારા કૂપરામાં નાચતો કૂદતો ચાલ્યો ગયો. તેમ જ આપણને હવાઈ શાંતિ નથી જોઈતી, એથી અંધકારમય અરાજકતા બહેતર માનીએ–જો તેથી કરીને લોકોને ચૂરી નાંખનારું દળદર ફીટી શકતું હોય તો.

અહિંસક અને ખૂની કાનૂનભંગ કરનારાઓનું ભયંકર વેર વાળવામાં આવશે એવી જે ધમકી આપવામાં આવી છે એનો કશો અર્થ નથી. બંને વચ્ચે એક વસ્તુ તો સામાન્ય છે જ–બંનેને ખબર છે કે તેમણે કેવડું જોખમ વહોરેલું છે, બંનેની સંકટ સહન કરવાની તૈયારી છે. બંનેનાં સાધન પણ એક જ હોત તો કેવું સારું! બન્નેનો ઉદ્દેશ એક જણાતો હોવા છતાં સાધન પરસ્પર વિરોધી છે. હું જાણું છું કે મારા જેવો અહિંસક ક્રાંતિવાદી હિંસક ક્રાંતિવાદીની પ્રગતિ અટકાવે છે. પણ તેની પ્રગતિ હું અટકાવું છું તેના કરતાં તે મારી પ્રગતિ વધારે અટકાવે છે. હું 'મહાત્મા' કહેવાવાને લીધે, મારા માર્ગમાં એનો અંતરાય ન હોય તો, દેશની પ્રગતિ જેટલી તે કરી શકે તેના કરતાં ઘણી વધારે હું કરી શકું એમ છું એ વાત એને ગળે ઊતરે તો કેવું સારું! વળી એ વાત પણ એ સમજી લે કે મારા પ્રયોગને ઠીકઠીક અજમાવવા દેવાની એણે તક નથી આપી. એમાંના કેટલાક મારી લાગણીને માન આપ્યું છે એ હું જાણું છું. પણ તેઓ બધા પોતાની પ્રવૃત્તિ તદ્દન બંધ રાખે એમ હું માગું છું. એમને જોઈએ તો એટલું પણ હું કબૂલ કરવાને તૈયાર છું કે મને લૉર્ડ અર્વિનની ખડ્ગનો જેટલો ડર છે તેના કરતાં એ હિંસક ક્રાંતિવાદીઓનો વધારે ડર લાગે છે.

નામદાર વાયસરૉયે પર્દો ખોલીને વાતાવરણને ચોખ્ખું કરી મૂક્યું છે, અને પોતે અને આપણે ક્યાં છીએ એ જાણવાની આપણને તક આપી છે એટલા માટે દરેક મહાસભાવાદીએ તે નામદારનો આભાર માનવો ઘટે.

# ભલે સીધાવો !

[ 'પૂર્ણ સ્વાતંત્ર્ય'નો ઠરાવ લાહોર મહાસભાએ પસાર કરી સારા ; જગતની આંખ હિંદ તરફ આકર્ષી હતી. તેમાંય જે અંગ્રેજ પ્રજા હિંદ ઉપર જુવારો કરી રહી છે ત્યાં તો ભારે ફફડાટ મચી રહ્યો હતો. તે ફફડાટ ત્યાંના પેપરોમાં સંપૂર્ણપણે દર્શાવેલો હતો, તેની ઉપર ટીકા કરતાં નીચેનો લેખ શ્રી. મહાદેવભાઇએ 'નવજીવન'માં તા. ૯–૨–૩૦ ના અંકમાં લખેલો જે અક્ષરશઃ આપેલો છે. ]

લાહોરના પૂર્ણ સ્વરાજ્યના ઠરાવે વિલાયતના વર્તમાનપત્રોમાં ખળભળાટ મચાવ્યો છે એમ જણાય છે. આટલો ખળભળાટ બારડોલીના અલ્ટિમેટમે પણ મચાવ્યો હશે કે કેમ એ પ્રશ્ન છે. સામાન્ય રીતે હિંદી પ્રશ્નો ઉપર ઠરેલપણે અને ઠાવકાઈથી વિચાર કરનારાં અને 'લિબરલ' કહેવાતાં છાપાં પણ આજે ખૂબ સળગી ઊઠયાં છે, અને ઘણાં છાપાં હિંદી સરકારને આવે અણીને સમયે નામર્દ ન બનવાની ચેતવણી આપે છે. 'ન્યૂ સ્ટેટ્સમેન' અઠવાડિક લિબરલ ગણાય–તે કહે છે કે મહાસભાને સૂતી મૂકવી, કારણ મહાસભાનું કશું ઠેકાણું રહ્યું નથી, વાઇસરૉયનો જાન લેવાને નંખાયેલા બૉંબ વિષે કેવી વિચિત્ર વૃત્તિ ધારણ કરે છે, તે તુરત ને તુરત 'ઇંડિપેન્ડન્સ' માગે છે, અને 'ડુમિનિયન સ્ટેટસ'નું ધોરણ સ્વીકારી લઇને થનારી કૉન્ફરન્સમાં પણ ભાગ લેવાની ના પાડે છે. આ ત્રણે આરોપોમાં વસ્તુસ્થિતિનું કેટલું અજ્ઞાન રહેલું છે તે દેખીતું છે. પણ એ પત્રને આપણા નરમ દળ અને ગરમ દળ વચ્ચે પડેલી ફાટફૂટથી બહુ આનંદ થાય છે ને નરમ દળને પોતાના કરી લઇને રાજ ચલાવવાની સરકારને ભલામણ કરે છે. 'નેશન' સાપ્તાહિક 'લિબરલ' પક્ષના કરતાં પણ વધારે ઉદાર ગણાતું હતું. તેની ઉદારતા આજે એટલી સૂચના કરવામાં રહી છે કે નરમ દળે હિંદુસ્તાનના ભાવી રાજતંત્ર

આપો. એને માટે હિંદુસ્તાન લાયક જ ક્યાં છે? લૉર્ડ રસેલે બીચારાએ એક ભાષણ કર્યું, અને તેનો પછી ખુલાસો કર્યો. 'ન્યૂ સ્ટેટસમેન' કહે છે કે આપણા રાજધુરંધરો એમ સાચી વાત કહેવામાં ઠરી શા સારું જતા હશે? હિંદુસ્તાનની પાસે લશ્કર જ ક્યાં છે કે એ 'ડુમિનિયન સ્ટેટસ' મેળવીને કશો સાર કાઢે? એ દેશને 'ડુમિનિયન સ્ટેટસ' આપીએ તો ત્યાં તો અંધાધૂંધી થાય. 'ડુમિનિયન સ્ટેટસ' અને 'ઈંડિપેન્ડન્સ'નાં વિલાયતનાં આ છાપાં જરાય તફાવત નથી કરતાં એ અહીંનાં આપણા 'ડુમિનિયન સ્ટેટસ'ના પૂજારીઓ સમજી લે એ જરૂરનું છે. લૉર્ડ રસેલના ભાષણનો અક્ષરે અક્ષર હવે છપાય છે. તેમાં તે નામદાર એમ બોલ્યા છે કે 'આપણે ઉચમૂચ છોડીને ચાલ્યા જઈએ તો હિંદુસ્તાન પોતાનું તંત્ર ચલાવી જ શી રીતે શકે? . . . . એ દેશની આપણા વિના શી સ્થિતિ થાય તે ભગવાન જાણે, હિંદ પોતે તો નથી જ જાણતું એમ લાગે છે.'

દેશમાં થનારી અધાધૂંધીની આ ભલાભાઈઓને બહુ ચિંતા પડી લાગે છે. પણ એ પાખંડથી આંજે કોણ છેતરાય એમ છે? દેશમાં એ લોકો આપણા કલ્યાણાર્થે નથી પડ્યા રહ્યા, પણ પોતાના જ કલ્યાણાર્થે પડ્યા છે એમ તો હવે એ બ્રિટિશ પ્રધાનોમાંના ઘણા કબૂલ કરી ગયા. પણ એવી બડાશ આજે પણ હંકાય છે એટલે 'મેંચેસ્ટર ગાર્ડિયન' એનો સચોટ જવાબ આપતાં કહે છેઃ "હિંદને 'ડુમિનિયન સ્ટેટસ' આપવું કે 'ઇંડિપેન્ડન્સ' આપવું એ વિષે બ્રિટનને વિમાસણમાં પડવું પડે એમ છે, બંને એક જ વસ્તુ છે; જો કે 'ઈંડિપેન્ડન્સ' આપી દેવામાં જ કદાચ બ્રિટન વધારે ડહાપણ માને. કારણ 'ડુમિનિયન સ્ટેટસ' ભોગવતું હિંદ સામ્રાજ્યના કારભારમાં નાહકનું માથું મારવા માગે. . . . . પણ બ્રિટન હિંદનો કબજો પોતાના સ્વાર્થની ખાતર પણ છોડી ન શકે એ

દેખીતું છે. એક કારણ તો એ છે કે પૂર્વમાં બ્રિટનની હાક વાગે છે, કારણ જ્યારે ભીડ પડે ત્યારે બ્રિટન હિંદુસ્તાનમાંથી લશ્કર અને જરૂરી સામગ્રી મંગાવી શકે છે. જો હિંદુસ્તાનને 'ડુમિનિયન સ્ટેટસ' મળે તો આ સત્તા બ્રિટન ખોઈ બેસે. બીજું કારણ એ છે કે હિંદુસ્તાન વિના બ્રિટન પોતાનો માલ ક્યાં મોકલે ? અને બ્રિટિશ મૂડીવાળા પોતાના અબજો રૂપિયા હિંદુસ્તાનમાં રોકીને બેઠા છે તેનું શું થાય ? બ્રિટિશ વેપારી, બ્રિટિશ મૂડીવાળાના હિતમાં જ હિંદુસ્તાનની નાણાંનીતિ અને વ્યાપારનીતિ ઘડવાની પોતાની સત્તા બ્રિટિશ સરકાર આજકાલ ઓછી કરી રહી છે, છતાં પણ એ હિતોનું અયોગ્ય દબાણ સામે રક્ષણ કરવાની શક્તિ તો તે આજે પણ ધરાવે છે, અને દેશમાં કાયદો અને વ્યવસ્થા કાયમ રાખવાનું વધારે મહત્ત્વનું કામ પણ એ આજે કરી શકે છે. દેશના જાનમાલના રક્ષણની વાત બાજુએ મૂકોની. બ્રિટિશ વેપાર અને મૂડીને નુકસાન ન થાય તે માટે પણ કાયદો અને વ્યવસ્થા કાયમ રાખવાનું સરકારનું કામ તો રહ્યું જ છે ના ?"

હિંદ હવે સમજી ગયું છે—મહાસભાએ હિંદને પોકારીને કહ્યું છે, ગઈ ૨૬ મીએ મહાસભાની હાકલ કરોડોએ ઝીલી છે, કે અંગ્રેજી રાજ અંગ્રેજોનાં ખીસાં ભરવા માટે જ છે, હિંદના કલ્યાણને માટે નથી, એટલે દેશ એ રાજની ઝૂંસરી ઓગાળી નાંખવાને હવે પ્રતિજ્ઞાબદ્ધ થયો છે—પછી ભલે તેમ કરતાં અંધાધૂંધી થાય, ખુનામરકી કરનારા ખુનામરકી પણ કરે. એ બંને વસ્તુ ગાંધીજી અનેકવાર સમજાવી ચૂકેલા છે. પણ વારંવાર એનું પુનરાવર્તન કરવામાં કશી હાનિ નથી. આ જ અંકના અગ્રલેખમાં ગાંધીએ સમજાવ્યું છે કે ખુનામરકી કોણ કરે, શા કારણે કરે. એવી ખુનામરકી થાય તેને જોખમે પણ સ્વરાજ લેવું રહ્યું એમ તેઓ કેટલાંય વર્ષો થયાં કહેતા આવ્યા છે. બે વર્ષ ઉપર એક લેખમાં તેમણે લખેલું: "અહિંસાનો

મંત્ર સંપૂર્ણ રીતે સમજતા પહેલાં હિંદને ખુનામરકીમાંથી પસાર થવું ન પડે એમ હું ભગવાનની પાસે માગું. પણ જો પસાર થવું જ પડે તો તેમાંથી પણ સ્વરાજ મેળવતાં પસાર થયે જ છૂટકો છે; કારણ આજે જે શાંતિને નામે ઓળખાય છે તે તો કબરની શાંતિ છે, કારણ તેની નીચે નરી હિંસા રહેલી છે." વળી એ જ લેખમાં લખેલું: "ચાલુ તંત્રને વિષે મારા વિચાર વાંચનારના કરતાં જુદા હોય એવો સંભવ છે. પણ હું તો એ તંત્રમાં અનિષ્ટ–દુષ્ટતા સિવાય બીજું કશું દેખતો નથી, અનિષ્ટમાંથી ઇષ્ટ કદી સંભવે નહિ. એટલે હું કહું છું કે અરાજ્યના કરતાં કુરાજ્ય ભૂંડું." પણ એવી ખુનામરકી થાય, દાવાનળ સળગે, ત્યારે અહિંસાવાદીએ શું કરવું એ પણ ગાંધીજીએ સ્પષ્ટ કરવાનું બાકી નથી રાખ્યું. વિદ્યાપીઠનાં બંને ભાષણોમાં એ વસ્તુ વધારે સ્પષ્ટ થઈ છે.

બીજી વાત અંધાધૂંધીની. જેમ ખુનામરકીના ડરે અમુક સ્થિતિમાં અહિંસાવાદી સ્વરાજની લડત લડવાની મુલતવી નથી રાખી શકતો, તેમ જ દેશમાં અંધાધૂંધી થશે એ ભયે પણ તે લડતમાંથી અલગ નથી રહી શકતો. અમે ચાલ્યા જઈશું તો દેશ ચોરલૂંટારાના હાથમાં જશે, હિંદુમુસલમાન એકબીજાનાં ગળાં કાપશે, એમ તો પરોપકારી અંગ્રેજો ઘણાં વર્ષો થયાં કહેતા આવ્યા છે. છેક ૨૨ વર્ષ ઉપર જ્યારે 'હિંદસ્વરાજ' ગાંધીજીએ લખ્યું ત્યારે પણ તેમણે અંધાધૂંધીના આ ભૂતને માટે હિંદ સદા તૈયાર રહેશે પણ કુરાજ્ય ન પસંદ કરે એમ સ્પષ્ટ કર્યું હતું. તે ઉદ્ગારો પૂર્ણ સ્વરાજની પ્રતિજ્ઞા લેનારા આપણે આજે ફરીયાદ કરીએ.

"અંગ્રેજ ગાંસડી બાંધી ચાલ્યાં જશે તો કંઈ હિંદુસ્તાન રાંડશે એમ જાણવાનું નથી. તેમ થતાં જેઓ દાબથી બેસી રહ્યા હશે તે લડશે એવો સંભવ છે. ભરનીંગળને દાબવાથી કશો ફાયદો નથી. તે તો ફૂટયે જ છૂટકો. એટલે જો આપણે માંહોમાંહે લડવાનું સરજ્યું

હશે તો લડી મરશું. તેમાં બીજાએ નબળાને બચાવવાના બહાનાથી વચ્ચે પડવાની જરૂર નથી. તેમાં આપણું નખોદ વળ્યું છે. નબળાનો એમ બચાવ કરવો તે નબળાને વધારે નબળા બનાવવા જેવું છે. આ વિચાર મોડરેટે ખરેખર કરવો ઘટે છે. તે વિના સ્વરાજ હોય નહિ. એક અંગ્રેજ પાદરીએ કહેલા શબ્દ હું તેમને યાદ આપીશ કે 'આપણે સ્વરાજ ભોગવતાં અંધેર હોય તે સહન કરવા જેવું છે, પણ પરરાજ્યની સફાઈ તે દરિદ્રતા છે.' માત્ર તે પાદરીના સ્વરાજનો ને હિંદ સ્વરાજનો અર્થ જુદો છે. આપણે ગોરાનો કે હિંદીનો કોઇનો જુલમ કે દાબ માગતા નથી. ડૂબતાને તરતા શીખવવાનું છે. આમ બને તો એક્સ્ટ્રીમિસ્ટ તથા મોડરેટ બન્ને મળે—મળી શકે—મળવા જોઈએ; એકબીજાનો અવિશ્વાસ રાખવાની કે બીવાની જરૂર નથી.

ટૂંકામાં હિંદ આજે પોકારીને બ્રિટનને કહે છેઃ 'તમે ભલે ગાંસડેપોટલે સીધાવો. અમારી ચિંતા કરવાની જરૂર નથી. અમારી દશા છે એના કરતાં બૂરી ન થાય, કદાચ સુધરવાનો સંભવ છે.'

મંત્ર સંપૂર્ણ રીતે સમજતા પહેલાં હિંદને ખુનામરકીમાંથી પસાર થવું ન પડે એમ હું ભગવાનની પાસે માગું. પણ જો પસાર થવું જ પડે તો તેમાંથી પણ સ્વરાજ મેળવતાં પસાર થયે જ છૂટકો છે; કારણ આજે જે શાંતિને નામે ઓળખાય છે તે તો કબરની શાંતિ છે, કારણ તેની નીચે નરી હિંસા રહેલી છે." વળી એ જ લેખમાં લખેલું: "ચાલુ તંત્રને વિષે મારા વિચાર વાંચનારના કરતાં જુદા હોય એવો સંભવ છે. પણ હું તો એ તંત્રમાં અનિષ્ટ–દુષ્ટતા સિવાય બીજું કશું દેખતો નથી, અનિષ્ટમાંથી ઇષ્ટ કદી સંભવે નહિ. એટલે હું કહું છું કે અરાજ્યના કરતાં કુરાજ્ય ભૂંડું." પણ એવી ખુનામરકી થાય, દાવાનળ સળગે, ત્યારે અહિંસાવાદીએ શું કરવું એ પણ ગાંધીજીએ સ્પષ્ટ કરવાનું બાકી નથી રાખ્યું. વિદ્યાપીઠનાં બંને ભાષણોમાં એ વસ્તુ વધારે સ્પષ્ટ થઈ છે.

બીજી વાત અંધાધૂંધીની. જેમ ખુનામરકીના ડરે અમુક સ્થિતિમાં અહિંસાવાદી સ્વરાજની લડત લડવાની મુલતવી નથી રાખી શકતો, તેમ જ દેશમાં અંધાધૂંધી થશે એ ભયે પણ તે લડતમાંથી અલગ નથી રહી શકતો. અમે ચાલ્યા જઈશું તો દેશ ચોરલૂંટારાના હાથમાં જશે, હિંદુમુસલમાન એકબીજાનાં ગળાં કાપશે, એમ તો પરોપકારી અંગ્રેજો ઘણાં વર્ષો થયાં કહેતા આવ્યા છે. છેક ૨૨ વર્ષ ઉપર જ્યારે 'હિંદસ્વરાજ' ગાંધીજીએ લખ્યું ત્યારે પણ તેમણે અંધાધૂંધીના આ ભૂતને માટે હિંદ સદા તૈયાર રહેશે પણ કુરાજ્ય ન પસંદ કરે એમ સ્પષ્ટ કર્યું હતું. તે ઉદ્‌ગારો પૂર્ણ સ્વરાજની પ્રતિજ્ઞા લેનારા આપણે આજે ફરીયાદ કરીએ.

"અંગ્રેજ ગાંસડી બાંધી ચાલ્યાં જશે તો કંઈ હિંદુસ્તાન રાંડશે એમ જાણવાનું નથી. તેમ થતાં જેઓ દાબથી બેસી રહ્યા હશે તે લડશે એવો સંભવ છે. ભરનીંગળને દાબવાથી કશો ફાયદો નથી. તે તો ફૂટયે જ છૂટકો. એટલે જો આપણે માંહોમાંહે લડવાનું સરજ્યું

શે તો લડી મરશું. તેમાં બીજાએ નબળાને બચાવવાના બહાનાથી વચ્ચે પડવાની જરૂર નથી. તેમાં આપણું નખોદ વળ્યું છે. નબળાનો એમ બચાવ કરવો તે નબળાને વધારે નબળા બનાવવા જેવું છે. આ વિચાર મોડરેટે બરોબર કરવો ઘટે છે. તે વિના સ્વરાજ હોય નહિ. એક અંગ્રેજ પાદરીએ કહેલા શબ્દ હું તેમને યાદ આપીશ કે 'આપણે સ્વરાજ ભોગવતાં અંધેર હોય તે સહન કરવા જેવું છે, પણ પરરાજ્યની સફાઈ તે દરિદ્રતા છે.' માત્ર તે પાદરીના સ્વરાજનો ને હિંદ સ્વરાજનો અર્થ જુદો છે. આપણે ગોરાનો કે હિંદીનો કોઈનો જુલમ કે દાબ માગતા નથી. ડૂબતાને તરતા શીખવવાનું છે. આમ બને તો એક્સ્ટ્રીમિસ્ટ તથા મોડરેટ બન્ને મળે–મળી શકે–મળવા જોઈએ; એકબીજાનો અવિશ્વાસ રાખવાની કે બીવાની જરૂર નથી.

ટૂંકામાં હિંદ આજે પોકારીને બ્રિટનને કહે છે: 'તમે ભલે ગાંસડેપોટલે સીધાવો. અમારી ચિંતા કરવાની જરૂર નથી. અમારી દશા છે એના કરતાં બૂરી ન થાય કદાચ સુધરવાનો સંભવ છે.'

# અંગ્રેજોનો ધૂંધવાટ.

[ મહાત્માજીની અગિયાર માગણીઓની સામે અંગ્રેજી છાપાં ધગી ઉઠયાં અને એ રીતે અંગ્રેજ પ્રજાની મનોદશા ઉઘાડી પડી. એ સંબંધી મહાત્માજીએ નીચે પ્રમાણે ફેબ્રુઆરી, તા. ૯–૧૯૩૦ ના નવજીવનમાં અગ્રલેખ લખ્યો હતો. ]

તુરતમાં કબૂલ થઈ શકે એવી અગિયાર માગણીઓ વાઈસરૉયની સમક્ષ મેં ગયે અઠવાડિયે રજૂ કરી તેથી અંગ્રેજી છાપાં ધગી ઊઠયાં છે. આમાં નવાઇ પામવા જેવું કંઈ નથી. અંગ્રેજોની દૃષ્ટિએ સ્વતંત્રતા આપવાના કરતાં એ માગણીઓ કબૂલ રાખવી એ ઘણું વધારે અઘરું છે. કેમકે તેમાં અંગ્રેજી વેપારને તે ભારે નુકસાન જુએ. સ્વતંત્રતા કહો કે 'ડુમિનિયન સ્ટેટસ' એ આપતાં તો એવી શરત મૂકી શકાય કે જેથી બ્રિટિશ વેપારને મુદ્દલ હાનિ ન પહોંચે. પણ પેલી અગિયાર માગણીઓમાંની ઘણી એવી છે કે અત્યારે ચારેમેરથી ચાલી રહેલી લૂંટ તો બંધ જ થઇ જાય, અને હિંદુસ્તાન પાયમાલ થઇ રહ્યું છે એવી ઉડાઉ, ખર્ચાળ રાજ્યનીતિનો અંત આવે. આજ લગી તો જે જે છૂટ હિંદુસ્તાનને મળી કહેવાય છે તેને અંગે હિંદુસ્તાનની ઉપર કરજનો બોજો વધ્યો છે. નથી એક અંગ્રેજી અમલદાર કે અંગ્રેજી સિપાહી ઓછો થયો: નથી વાયસરૉયથી માંડી નાનામાં નાના અંગ્રેજી અમલદારનો પગાર ઓછો થયો. એથી ઊલટું, લી કમિશને પગારોમાં વધારો કર્યો, અને અંગ્રેજી અમલદારોને ભવિષ્યને સારુ મુચરકા લખી આપ્યા. તેથી સ્વતંત્રતાને નામે આપણને જે બંધારણ મળે તેની કલ્પના અંગ્રેજ એવી કરે કે તેથી તેમને સારુ હિંદુસ્તાન હમેશાંની કામધુક બની જાય. આજે 'ડુમિનિયન સ્ટેટસ' અથવા સ્વતંત્રતાથી

તેઓ ભડકે છે તો તે એટલા જ ખાતર કે રખેને સાચે જ વધારે છૂટ મળતાં નિત્ય ચાલતી લૂંટ બંધ થઈ જાય. એટલે જ્યારે સ્વતંત્રતાની હિલચાલના ગર્ભમાં રહેલી વસ્તુ મેં પ્રકટ કરી ત્યારે તેથી અંગ્રેજી છાપાં ઘણી ભડક્યાં એમાં શી નવાઇ?

પણ સ્વતંત્રતાનો અર્થ કરોડો દેહાતી શું કરે છે એ શહેરવાસીઓએ બરોબર સમજી લેવો ઘટે છે. જાન્યુઆરીની તા. ૨૬મીએ જે અદ્ભુત ઉત્સાહ અણધારી રીતે હિંદુસ્તાનમાં ચોમેર પ્રગટ થયો એ શું બતાવે છે? દેહાતી બિચારા બંધારણમાં શું સમજે? પ્રજાના પ્રતિનિધિ છૂટથી બેસી પોતાની ઇચ્છા પ્રમાણે કાયદાઓ ઘડી શકે તેનો અર્થ તેઓ શું જાણે? તેમને મન સ્વતંત્રતા એટલે ઓછી વિઘોટી, મીઠાનો કર બંધ, પટેલતલાટીનો ત્રાસ બંધ, ખાલી કોઠી ભરપૂર, શાહુકારની પજવણી બંધ, વેઠ બંધ, દારૂનાં પીઠાં બંધ, પરદેશી કાપડની દુકાનો બંધ, ઘેરઘેર ચરખા અને ઘેરઘેર બરકત. આ અર્થ મેં ગયે અઠવાડિયે સ્પષ્ટ કરી આપ્યો. એ ભલે અંગ્રેજોને મન મારો ગુનો ગણાય, પણ દેહાતીઓને મન તેમની હાજત જાણવાની મારી શક્તિની એક નિશાની માત્ર છે.

સર માલકમ હેલી ખૂબ ગુસ્સો કરી કાં ન બોલે કે કરજ ન ભરવાની વાત તો દેવાળિયા જ કરે? હકીકત તો એવી છે કે હરહાલતમાં કરજ ન ભરવાની વાત મેં કરી જ નથી. જે વાત મેં કરી તે પોતાના વાણોતર પ્રત્યે કરવાનો પ્રત્યેક શેઠનો અધિકાર છે અથવા ઉમરે પહોંચેલાનો પોતાના વાલી પ્રત્યે કરવાનો અધિકાર છે. અંગ્રેજી અમલદાર પોતાને હિંદુસ્તાનના રક્ષક માને છે; આપણે તેમને ભક્ષક માનીએ છીએ. શું તેમની પાસેથી હિસાબ માંગવાનો આપણને શક્તિ આવ્યે અધિકાર નથી? આવી સીધી અને સમજી શકાય એવી બાબતમાં અંગ્રેજી અમલદાર કે અંગ્રેજી છાપાં ગુસ્સો કરે એ બતાવે છે કે તેઓ હજુ આપણી સાથે સીધી વાત કરવાને સારુ તૈયાર નથી

થયા. અને એવી તૈયારી ન હોય ત્યાં લગી તેમણે યોજેલી કોઈ પણ કૉન્ફરન્સમાં જવું એને હું જાળમાં ફસાવારૂપ માનું છું. જ્યારે ત્યારે અંગ્રેજી વેપારમાં કરોડોનો ખાડો સહન કરવા અંગ્રેજોએ તૈયાર થવું જ પડશે. નિત્ય કંગાળ થતું જતું હિંદુસ્તાન તેમને પ્રતિવર્ષ કરોડો રૂપિયા નહિ જ આપી શકે. મારે મન સ્વતંત્રતા એટલે આ જબરદસ્તીથી થતી વાર્ષિક લૂંટ બંધ કરવાની આપણી શક્તિ. એ શક્તિ આપણને લંડનમાં જવાથી મળવાની નથી. પણ એ શક્તિ મેળવીને આપણે લંડન જઈ શકીએ છીએ. એમની પાસે બંદૂકના બળથી વેપારની રક્ષા કરવાની ઇચ્છા અને શક્તિ ભલે હો. એ વેપારને રોકવાની આપણી ઇચ્છા તો આજે છે. પણ સત્યાગ્રહરૂપી અથવા કર ઇત્યાદિ ભરવાની ના કહેવારૂપી શક્તિ આપણે જ્યારે મેળવીએ ત્યારે આપણે બન્ને પક્ષ સરખા થયા કહી શકીએ, અને ત્યારે આપણે માનપૂર્વક અને સહીસલામતીપૂર્વક તેમણે યોજેલી કૉન્ફરન્સમાં જઈ શકીએ.

પણ જો અંગ્રેજોએ પોતાના વેપાર ઇત્યાદિ વિષે પોતાના વિચારો બદલવા રહ્યા છે અને કેટલાક ભોગો તજવા રહ્યા છે, તો આપણા કરોડપતિઓ, મોટા જમીનદારો વગેરે અંગ્રેજી રાજ્યના દલાલોએ પણ પોતાના વિચારો બદલવા જોઇશે અને કેટલાક ભોગો તજવા જોઇશે. કરોડપતિ અને મોટા જમીનદાર અંગ્રેજી રાજ્યના દલાલ નહિ તો બીજા શું હોઇ શકે? કરોડપતિ કરોડ કમાય છે, તો વીસ કરોડ અંગ્રેજને કમાવી આપે છે. આ અતિશયોક્તિ નથી પણ ચોખ્ખા હિસાબની વાત છે. એટલે જાપાનના અમીરઉમરાવોએ જે ત્યાગબુદ્ધિ કેળવી હતી તે આપણા ધનાઢ્ય લોકો ન કેળવે ત્યાં લગી આપણા રસ્તામાં મુસીબતોના પહાડો રહેલા જ છે.

એ પહાડ ધનાઢ્ય લોકો દૂર ન કરે તો જે જેણે સત્યાગ્રહરૂપી અમૃતનો પ્યાલો પીધો છે તે પોતાનું કામ છોડી નહિ શકે. માત્ર

ધનાઢ્યના સહકાર વિના દેશે વધારે સાહસ ખેડવું પડશે અને વધારે જોખમો ઉઠાવવાં પડશે. તે જોખમ ન ઉઠાવે અને અહિંસાનું નામ માત્ર લઈને સત્યાગ્રહી બેસી રહે તો તેની અહિંસા ભીરુતાનું રૂપ ધારણ કરવાને પૂરો ભય છે.

અહિંસક યુદ્ધ કરવા જતાં હિંસક યુદ્ધ આવી પડવાનો જે ભય રાખવામાં આવે છે એ ભયને પણ મર્યાદા હોવી જોઈએ. અને તેથી જરા હિંસાનું રૂપ આલેખીએ. ઊંડા ઊતરીને તપાસીએ તો આપણે જોઈશું કે આપણે હિંસાની મોટી જાળમાં આજે જ ફસાયેલા છીએ તેના કરતાં વધારે મોટી હિંસાની મૂર્તિ આ રાજ્ય છે. એની હિંસા વ્યવસ્થિત છે, અને સામાન્યપણે અદૃશ્ય રહેલી જણાય છે, તેથી તે ઓછી હાનિકારક નથી પણ વધારે હાનિકારક છે. કેમકે એની ક્રિયા ચોવીસે કલાક ચાલુ છે. નાદીર અને તૈમુરની હિંસા આની સાથે સરખાવતાં કશી ગણતરીમાં નહોતી. એ ક્ષણિક અને ઉઘાડી હોવાથી તેનું નિવારણ હતું. આ સ્થાયી હોવાથી તેનું નિવારણ બહુ કઠિન છે. અને આ હિંસા એટલાં બધાં સૂક્ષ્મ રૂપો ધરે છે કે તે ઘણીવાર ઓળખી શકાતી નથી. અને કેટલીકવાર તે દૈવી જેવી દેખાય છે. લોભ, દંભ, વૈભવ, ખુશામત વગેરે હિંસાનાં જ રૂપ છે, અને આ રાજ્યનીતિમાં આ બધી વસ્તુઓનો સમાવેશ હોય છે. લોભ એટલો છે કે રાજ્યકર્તાઓનું પેટ ભરાતું જ નથી. દંભ એવો છે કે હિંદુસ્તાનના ભલાને નિમિત્તે તેનું ભૂંડું જ થયા કરે છે, છતાં હિંદુસ્તાનના તારણહારનો તેનો દાવો ચાલ્યા જ કરે છે. વૈભવ એટલો છે કે કરોડો રૂપિયા નવી રાજ્યધાનીમાં નાંખ્યા છે. પ્રત્યેક ઉનાળે લાખોને ખર્ચે દફતર ઉપાડીને પહાડો ચડે છે; મકાનોના શણગારમાં અઢળક ધન ખર્ચાતા છતાં શણગારનો અંત આવતો જ નથી. અને જેની પાસેથી કંઈ પણ કઢાવવું હોય અને ડર બતાવવાને બદલે ખુશામતથી કામ સરતું હોય તો ઇનામ, અકરામ, ખિતાબો વગેરે આપીને તેની પાસેથી

કામ કઢાવવામાં આવે છે. આ બધાને અંતે હિંદુસ્તાન માથું ઊંચકી ન જ શકે એવી રીતે ચોમેર કરોડો રૂપીયાની ફૂલખરણી કરીને કિલ્લાઓ બાંધવામાં આવ્યા છે, અને કાળા ગોરાનું લશ્કર ગોઠવવામાં આવ્યું છે. આવી વ્યાપક હિંસા પૃથ્વીના કોઇ પણ વિભાગમાં હોય એવું મને જ્ઞાન નથી. જંગલી મુલક ગણવામાં આવે છે ત્યાંની હિંસા આપણને ભડકાવનારી છે એ ખરું, પણ આ હિંસાના જેટલી એ કદી ઘાતક નથી હોતી; તેનું ભયંકર રૂપ ઢંકાયેલું ન હોવાથી તેને આપણે ઓળખી શકીએ છીએ, અને તેનો ગતિમાન અહિંસાથી પ્રતિકાર નથી કરી શકતા તો છેવટે તેનાથી દૂર તો રહીએ જ છીએ. પણ આ પ્રલોભિની, માયાવી, હિંસાથી તો લલચાઇને તેની જાળમાં ફસાઇ જઇએ છીએ, અને ફસાતા છતાં ઘણીવાર એને ઓળખી પણ નથી શકતા. આવી ઘોર હિંસાની સામે થવાની શક્તિ આપણે મેળવવી રહી. તે શક્તિ મેળવતાં અને તેનો ઉપયોગ કરતાં રખેને હિંદુસ્તાનમાં અશાંતિ ફેલાઇ જશે, અંધાધૂંધી વ્યાપી જશે, એવો ડર બતાવવામાં આવે છે. પણ આપણે આ વ્યાપક હિંસારૂપી આગમાં પડેલા છીએ તેને કઈ હિંસાનો ડર લાગવો જોઇએ? અથવા કઈ હિંસાનું જોખમ વધારે પડતું લાગે? ભૈરવજપની અણીએ બેઠેલા માણસને કયા ભયની પરવા હોઇ શકે? તેથી જેઓ અહિંસાને વરેલા છે તેમનો માર્ગ સીધો છે એમ મને લાગે છે. અને તેમને બેસી રહેવા ઉપરાંત કંઇ રસ્તો સૂઝે નહિ તો તેમની અહિંસા લજવાય, અને કદાચ એ અહિંસા ન હોય પણ તેની અતિશયતા નામર્દી હોય એટલે હિંદુસ્તાનમાં અહિંસાને અંતિમ એક જ ઉપાય માનનારા માણસોનું દળ ખરેખર હોય તો તેમણે આ સમયે પોતાના શસ્ત્રનો ઉપયોગ કરી ઘોર હિંસાનો કાં તો પરાજય કરવો અથવા લડતાંલડતાં ખપી જવું એ તેમનો ધર્મ છે.

આમાં એક સાચું જોખમ છે ખરું. હિંદુસ્તાનમાં એક હિંસક દળ પણ કામ કરી રહ્યું છે. તે માને છે કે અહિંસાથી કદી આ હિંસાનો પરાજય થવાનો નથી; સ્વતંત્રતા મળવાની નથી. અહિંસક દળ ગતિમાન થતાં આ હિંસક દળ વચમાં પડી પોતાનું બળ અજમાવવાની ભૂલ કરવાનો સંભવ છે. એમ અહિંસક દળ સૂડી વચ્ચે સોપારીની જેમ અત્યારે થઇ રહ્યું છે. પણ જ્યારેત્યારે પણ આ જોખમ ખેડયે જ છૂટકો છે. અણીને ટાંકણે અહિંસા કામે ન લાગી શકે તો તે નિરર્થક શસ્ત્ર ગણાવું જોઇએ. અનુભવી ઋષિમુનિઓની પ્રતિજ્ઞા એવી છે કે અહિંસાના સાન્નિધ્યમાં હિંસા શમી જાય છે. તેથી મારો સંપૂર્ણ વિશ્વાસ છે કે જો હિંદુસ્તાનમાં ખરેખર અહિંસક દળ હશે તો તે બધાં ભયોને અને જોખમોને ઓળંગી જશે, અને એ દળ નામ માત્ર જ હશે અને દૂરથી જ રળિયામણું દેખાતું હશે તો તેનો નાશ થઇ જાય એ જ બરોબર છે. એમ થાય તો પરાજય અહિંસાનો નહિ થાય. પણ અહિંસા પાળવાનો પ્રયત્ન કરતાં કરતાં પોતાના કાર્યપૂરતી અહિંસાને ન પહોંચનારનો નાશ થયો એમ સિદ્ધ થશે. તેમના નાશમાંથી શુદ્ધ અહિંસા પ્રકટ થશે. એ વિશ્વાસ ઉપર અત્યારે અહિંસક યુદ્ધની આખી રચના હું નમ્રભાવે હૃદયમાં યોજી રહ્યો છું.

# પ્રશ્નોત્તરી

[ સત્યાગ્રહ શરુ થવાની વાત ચોગરદમ ચાલી રહેલી હતી. ફેબ્રુઆરી માસનો આખર સમય હતો, ત્યારે કેટલાક સૂચક પ્રશ્નો એક ભાઇએ પૂ. ગાંધીજીને પૂછેલા તેના જવાબ તેમણે તા. ૨૩-૨-૩૦ ના નવજીવનમાં આપેલા તે હાલના ચાલુ સત્યાગ્રહ ઉપર ઠીકઠીક પ્રકાશ પહેલેથી પાડતા આવ્યા છે અને પાડે છે. તે પ્રશ્નોત્તરી નીચે પ્રમાણે છે: ]

સત્યાગ્રહ શરૂ થવાની વાત ચાલી રહી છે તે વિષે કેટલાક મિત્રોએ અને ટીકાકારોએ પૂછેલા પ્રસ્તુત પ્રશ્નોના જવાબ આપવા ઘટે છે.

પ્ર૦ તમને એટલી અધીરાઈ તો નથી આવી ના કે સરકારને તમારા ઇરાદા અને યોજનાની ખબર આપ્યા વિના અને તમને સંતોષવાના અને તમને પકડવાની તક આપ્યા વિના જ તમે સત્યાગ્રહ શરૂ કરશો ?

ઉ૦ જેઓ મારાં આગલાં કામો જાણે છે તેમણે જાણવું જોઈએ કે કશું ચોરીથી કે અધીરાઇથી કરવું હું સત્યાગ્રહથી વિરુદ્ધ માનું છું. હું કાંઈ પણ ચોક્કસ પગલું લઉં તે પહેલાં વાઇસરૉયને અવશ્ય મારા ઇરાદાની ખબર આપીશ. પોતાના વિરોધી અથવા કહેવાતા દુશ્મનોથી સત્યાગ્રહી કશું છૂપું નથી રાખતો.

પ્ર૦ લાહોરમાં તમે નહોતું કહ્યું કે સવિનય કાનૂનભંગ માટે, ખાસ કરીને મોટા પાયા ઉપર કર ન ભરવાની લડત માટે, દેશ તૈયાર નથી ?

ઉ૦ આજે પણ દેશ તૈયાર છે એવી મને ખાતરી નથી. પણ અગાઉ મને જે સ્પષ્ટ નહોતું એ આજે દીવા જેવું સ્પષ્ટ ભાસતું જાય છે કે અહિંસાનું વાતાવરણ આજે નથી તો તે કાલે થશે એમ ન

કહેવાય; એથી ઊલટું, જે હિંસક વાતાવરણ આજકાલ વધતું જતું જોવામાં આવે છે તેમ જો અહિંસાવાદી શાન્ત બેઠા રહે તો તે વધ્યા કરવાનો સંભવ છે, કેમકે નવજુવાનો અધીરા થયા છે. મને ખાતરી છે કે ૧૯૨૧ માં મહાસભાએ સત્યાગ્રહ કરવાનો નિશ્ચય કર્યો હતો એટલે જ આમાંના ઘણાએ પોતાનો હિંસાનો કાર્યક્રમ મુલતવી રાખ્યો હતો. દેશ સવિનય કાનૂનભંગને માટે તૈયાર નથી એમ હું જેમજેમ કહેતો ગયો છું તેમતેમ યુવાનો વધારે ચંચળ બનતા ગયા છે. એટલે મને હવે લાગે છે કે જો અહિંસામાં હિંસાને શમાવવાની શક્તિ હોય–અને મને વિશ્વાસ છે કે–તો ભડભડતી હિંસાની મધ્યમાં પણ એનો ચમત્કાર ચાલી શકવો જોઈએ. પણ આ બાબતમાં એક મુશ્કેલી એ હતી કે મહાસભા આખી પ્રજાની પ્રતિનિધિ હોવાનો દાવો કરતી હોવાને લીધે, મહાસભાવાદીઓ હિંસા કરે તો તેની પણ જવાબદારી લીધા વિના કાનૂનભંગ ન કરી શકે. આ ભંગ કરવાની જવાબદારી મારા માથા ઉપર લઈને મેં એ મર્યાદાનું બંધન ટાળ્યું છે. કારણ હું તો કોઈનો પ્રતિનિધિ નથી, તો જેને હું જાતે મારી લડતમાં દાખલ કરું તેમને માટે જ હું જવાબદાર છું. એટલે હાલ તુરત તો જેઓ આશ્રમના નિયમોને વશ વર્તે છે અને કેટલોક સમય થયાં પાળી રહ્યા છે તેમને જ હું મારી સાથે ભેળવવા માગું છું. એટલી વાત સાચી કે લડત દરમ્યાન દેશ ખુનામરકીએ ચડે તો તેને માટે પરોક્ષ રીતે તો હું જવાબદાર ગણાઉં જ. પણ એવી જવાબદારી હમેશાં રહેવાની જ. એ તો આજે બ્રિટિશ રાજની સાથે ગમે તેટલો ઓછો અને અનિચ્છાએ હું સહકાર આપી રહ્યો છું તેને પરિણામે એ રાજ્યકર્તાને પ્રજા પ્રત્યેનાં પાપોમાં હું જેટલો ભાગીદાર છું તેથી સહેજ જ વધારે હું બીજાઓની ખુનામરકીને માટે જવાબદાર ગણાવો જોઈએ. દાખલા તરીકે, આજે હું સીધી અથવા આડકતરી રીતે કરો આપીને આ રાજ સાથે સહકાર કરી રહ્યો છું. હું મીઠું ખાઉં છું તેટલામાં પણ મારો ઇચ્છાપૂર્વક સહકાર અપાઇ જાય છે.

બીજી એક વસ્તુ મને પ્રથમના કરતાં આજે વધારે સ્પષ્ટ ભાસે છે તે આ છેઃ બ્રિટિશ સામ્રાજ્યને પોષવા માટે ચાલતું આ રાજ્ય હિંસાની મહામૂર્તિ છે. એ રાજ્ય તો જ્ઞાનપૂર્વક હિંસા ઉપર જ રચાયેલું છેઃ બીજી તરફથી અધીરા દેશભક્તો હિંસામાં ફસાઈ ગયા છે. તેમને ખબર નથી કે તેમની બેઢંગી અને નિષ્ફળ ખુનામરકીથી તેઓ આ રાજ્યને ટેકો આપી રહ્યા છે અને જેનો નાશ કરવા ઇચ્છે છે તેને જ બળવાન કરી રહ્યા છે! હવે જો હિંસાની મહામૂર્તિ જેવા આ રાજ્યને મારી અહિંસા સાંખી રહી છે તો પેલા અજ્ઞાન, અધીરા યુવકોની હિંસા શા સારુ એ સાંખી ન લે? આજે હું દીવા જેવું સ્પષ્ટ જોઈ શકું છું કે મારી અહિંસાનો પ્રયોગ બ્રિટિશ કુરાજ્યની સામે થઈ રહ્યો છે ને એ કુરાજ્ય કેટલેક અંશે ડગ્યું છે. તેવી જ રીતે આજે હું હિંમતપૂર્વક મારી અહિંસાનો પ્રયોગ એટલે કે સવિનય કાનૂનભંગ કરું તો અધીરા દેશભક્તની રાજ્યની સામે ચાલી રહેલી હિંસાને પણ મારી અહિંસા ડગાવશે. લડતની કુલ લગામ મારા હાથમાં રાખીને આ બીજા પ્રકારની હિંસાનું જોખમ હું ઓછામાં ઓછું કરી નાંખું છું. આમ બધું કહ્યા છતાં 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા' એ મારા ઇરાદાનું જે વર્ણન આપ્યું છે તેમાં સત્ય રહેલું છે એમ મને લાગે છે. હું જે પગલું લેવા ધારું છું તેને તે 'જુગારીનો છેલ્લો પાસો' કહે છે—એમ તે ભલે કહે. મારી આખી જિંદગી મેં એક પ્રકારનો જુગાર ખેલ્યો છે. સત્ય શોધવાની મારી ધગશમાં, અને અહિંસા વિષેની મારી શ્રદ્ધાને અનુસાર નિઃશંક રીતે પ્રયોગો કર્યે જવામાં ગમે તે ભયંકર જોખમ ખેડતાં પાછું ફરીને જોયું નથી. પણ તેમ કરવામાં મેં ભૂલ કરી હોય તો દરેક યુગમાં અને દરેક દેશમાં થયેલા સુપ્રસિદ્ધ શાસ્ત્રીઓની જેમ ભૂલ કરી છે. તેઓ પોતાની જિંદગી સાથે ઓછો જુગાર નથી રમતા.

પ્ર૦ પણ મુસલમાન ઐક્યમાં તમને ભારે વિશ્વાસ હતો ા, તેનું શું થયું ? એ ઐક્ય વિના તમારું પૂર્ણ સ્વરાજ પણ શા કામનું છે ?

ઉ૦ એ ઐક્ય વિષેની મારી શ્રદ્ધા પૂર્વની જેમ જાગ્રત છે. નાનામાં નાની કોમના ભોગે પણ મારે એ સ્વરાજ નથી જોઈતું; તો પછી સબળા મુસલમાન અને એથી જરાય ન ઊતરે એવા શીખના ભોગે તો હું શેનો જ એ ઇચ્છું ? લાહોર મહાસભાના ઐક્ય વિષેનો ઠરાવ અગાઉની મહાસભાએ એ દિશામાં કરેલા બધા પ્રયાસોના અર્કરૂપ છે. કોમી સવાલનો નિકાલ કોમી ધોરણે મહાસભા નહિ કરે એમ લાહોરનો ઠરાવ જણાવે છે, પણ જો એવા નિકાલનો તેને વિચાર કરવો જ પડે તો તે એવા નિકાલનો જ વિચાર કરશે કે જેથી ન્યાય માગનારી કોમને ન્યાય જ નહિ પણ સંતોષ મળે. જે લડત હું ઉપાડવા ધારું છું તેથી આખી પ્રજામાં સ્વતંત્ર થવા જેટલી શક્તિ આવશે એવી ધારણા છે. પણ જ્યાં સુધી બધા પક્ષો ભેળા ન થાય ત્યાં સુધી આ સ્વતંત્રતા પ્રત્યક્ષ નહિ થાય. સત્યાગ્રહને કોમી પ્રશ્નની સાથે સંબંધ હોય નહિ. છતાં કોમી પ્રશ્ન શાંત ન થાય ત્યાં સુધી સત્યાગ્રહ ન કરવો એવી દલીલ તો ઘાણીના બેલની ફુદડી જેવી હોય—કોમી પ્રશ્ન શાંત ન થાય ત્યાં સુધી સત્યાગ્રહ ન થાય એમ નથી; પણ સત્યાગ્રહ ન થાય ત્યાં સુધી એ પ્રશ્ન પણ શાંત નહિ થાય એમ બને. હું આશા તો એ રાખું છું કે મહાસભાના કોમી પ્રશ્ન વિષેના ઠરાવમાં શુદ્ધ દાનત હશે તે તેને વિષે તે એકનિષ્ઠ રહેશે તો તે એક બળવાન મધ્યસ્થ પક્ષ નીવડશે અને નબળામાં નબળી કોમના હિતનું પણ તે સરસ રક્ષણ કરશે. આવી મહાસભાના સભ્યો તે પ્રજાના ખરા સેવક હશે, સત્તાભૂખ્યા ન હોય. પૂર્ણ સ્વરાજ ન મળે અથવા ઐક્ય ન થાય ત્યાં સુધી સરકાર પાસેથી હોદ્દા અથવા મહેરબાની મેળવવામાં તે નાની કોમની સાથે હરીફાઈમાં

ન ઊતરે. સુભાગ્યે મહાસભાને ધારાસભાઓ સાથે હવે લેવાદેવા નથી—અને આ ધારાસભાઓએ કોમી ઝેર પેદા કરવામાં વધારેમાં વધારે હિસ્સો આપ્યો છે. એટલી દુઃખની વાત છે ખરી કે આજે મહાસભાના સભ્યો ઘણે ભાગે હિંદુ જ છે. પણ જો મહાસભાના હિંદુઓ કોમી દૃષ્ટિએ વિચારતાં અટકશે અને બીજી કોમોની સાથે સરખી રીતે ભોગવી શકાય નહિ એવો એકે લાભ લેવાની ના પાડશે તો તેમના કૃત્યથી અવિશ્વાસ તત્કાળ દૂર થશે અને ઉત્તમોત્તમ મુસલમાનો, શીખો, પારસીઓ ખ્રિસ્તીઓ, યહૂદીઓ અને પોતાને હિંદુસ્તાનના માનનારા બીજા બધા તેમની સાથે ભળશે. પણ મહાસભા આ આદર્શને કોઇ દિવસ પહોંચો કે ન પહોંચો, મારો માર્ગ તો હમેશની જેમ સાફ જ છે. સૌ કોમોનું ઐક્ય એ મારે માટે કંઇ નવો પ્રેમ નથી. હું સમજણો થયો ત્યારથી મેં એ ઐક્યને પ્રાણથી અધિક વસ્તુ ગણી છે. અને તેને જ અનુસાર હું વર્તતો આવ્યો છું. ૧૮૮૯માં હું જુવાનિયા તરીકે વિલાયત ગયો ત્યારે પણ મને એને વિષે આજે જેટલી જાગૃત શ્રદ્ધા છે તેટલી જ હતી. ૧૮૯૩માં દક્ષિણ આફ્રિકા ગયો ત્યારે પણ મેં મારા જીવનનું પ્રત્યેક પગલું એ ઐક્યને કેન્દ્ર રાખીને ભર્યું હતું. આવો દૃઢમૂળ પ્રેમ આખા જગતનું રાજ્ય મળતું હોય તોપણ તજી શકાય એમ નથી, ઊલટો મને વિશ્વાસ છે કે આ લડતને લીધે પ્રજાનું ધ્યાન કોમી પ્રશ્ન ઉપરથી ખસીને દરેક ધર્મના અને દરેક પંથના હિંદીઓના સામુદાયિક કલ્યાણના પ્રશ્નો ઉપર ચોંટશે.

પ્ર૦ ત્યારે તો તમે બ્રિટિશ પ્રજાની શત્રુતા કરનાર એક બળ ઊભું કરવાની નેમ રાખો છો, કેમ ?

ઉ૦ કદી નહિ. આલોક કે પરલોકની કોઈપણ વસ્તુના કરતાં મારો અહિંસાનો પ્રેમ વધી જાય છે. સત્યને માટેનો પ્રેમ એના જેટલો છે ખરો, કારણ મારે મન સત્ય અને અહિંસા એ પર્યાય

શબ્દો છે. અને અહિંસા વિના સત્યની સમીપ પહોંચવું કે દર્શન કરવું
અશક્ય છે. જો મારા જીવનમાં જુદાજુદા ધર્મો વચ્ચે ભેદ નથી તો
જુદાજુદા વિચારમાર્ગો, પંથો કે પ્રજા વચ્ચે પણ ભેદ નથી. બધા
ભેદો છતાં મનુષ્ય તે આખરે મનુષ્ય છે એવો મારો વિશ્વાસ છે. આ
લડતનો આરંભ કરવામાં હિંદીઓના પ્રેમથી હું જેટલો પ્રેરાયેલો છું
તેટલો જ અંગ્રેજોને માટેના પ્રેમથી પ્રેરાયેલો છું. જાતે જ કષ્ટ ઉઠાવી
લઈને હું તેનો હૃદયપલટો કરવા ઇચ્છું છું, તેનો નાશ નથી ઇચ્છતો.

પ્ર૦ પણ આપણા આ સ્થૂળ જગતમાં તમારાં આ સ્વપ્નાં
કદી સાચાં નથી પડવાનાં એમ નથી લાગતું?

ઉ૦ ભલે તેમ હોય. આવો આરોપ મારા ઉપર થાય છે એ
હું જાણું છું. ભૂતકાળમાં મારાં સ્વપ્નાં મને ઠીક કામ આવ્યાં છે,
તો આ છેલ્લું સ્વપ્નું શા સારુ નકામું જાય? જો નકામું જાય તો
નુકસાન મને અને જે તેની અસર તળે આવે તેને થશે. પણ મારા
એ સ્વપ્નાનું માઠું પરિણામ સરકારને સ્પષ્ટ ભાસતું હોય તો મારા
શરીરનો તે ઇચ્છે ત્યારે કબજો લઈ શકે છે. જો મારા સત્યાગ્રહની
ધમકીને લીધે કોઈ અંગ્રેજની જિંદગી આજે છે તે કરતાં વધારે
જોખમમાં આવતી હોય તો કાશ્મીરથી કન્યાકુમારી સુધી અને
કરાંચીથી દીબ્રુગઢ સુધીમાં થનારી ગમે તેટલી ખુનામરકીને પહોંચી
વળવાને માટે બ્રિટિશ રાજનો દંડ પૂરતો લાંબો અને સમર્થ છે.

અને છેવટે જો બધા રાજદ્વારીઓ અને વર્તમાનપત્રકારો મને
'અપીલ' કરવાને બદલે સરકારને 'અપીલ' કરે અને અનેક કાળથી
ચાલુ એવા અન્યાયો દૂર કરવાનું તેને સમજાવે તો સત્યાગ્રહની લડત
શરૂ થવાની પણ જરૂર ન રહે. અન્યાયોમાંના કેટલાક તો ઓછાવત્તા
મેં આ પાનાંમાં જ વર્ણવ્યા છે.

# સરમુખત્યાર

[ અમદાવાદમાં તા. ૧૪મી ફેબ્રુઆરી ૧૯૩૦ ના રોજ મહાસભાની કાર્યવાહક સમિતિ મળી તેમાં ઠરાવ કરી મહાત્માજીને સત્યાગ્રહની લડતના સરમુખત્યાર નીમ્યા.તે ઠરાવ ઉપર નવજીવનમાં નીચે પ્રમાણે અગ્રલેખ મહાત્માજીએ લખેલો હતો.]

अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ।

'અહિંસાની પ્રતિષ્ઠા થતાંની સાથે જ ઝેરવેર શમી જાય છે.'

(પાતંજલયોગસૂત્ર)

"મહાસભાની કાર્યવાહક સમિતિના અભિપ્રાય પ્રમાણે સવિનય કાનૂનભંગનો આરંભ અને અંકુશ એવી વ્યક્તિના હાથમાં હોવો જોઇએ કે જેને માટે પૂર્ણ સ્વરાજપ્રાપ્તિને માટે અહિંસા એ ધર્મરૂપ હોય; અને મહાસભાની સંસ્થામાં આવી રીતે અહિંસાને ધર્મ માનનારાં સ્ત્રીપુરુષો ઉપરાંત દેશની વર્તમાન હાલતમાં અહિંસાને એક અનિવાર્ય યુક્તિ માનનારા પણ છે તેથી કાર્યવાહક સમિતિ મહાત્મા ગાંધીની સવિનય કાનૂનભંગ કરવાની દરખાસ્તને વધાવી લે છે, અને મહાત્મા ગાંધીને તથા તેમની સાથે કામ કરનારા જેઓ સ્વરાજપ્રાપ્તિને માટે અહિંસાને ધર્મ માનતા હોય તેમને, તેઓ ઇચ્છે ત્યાં અને તેવી રીતે અને તેઓ ઠરાવે તે મર્યાદાની અંદર સવિનય કાનૂનભંગ શરુ કરવાનો કાર્યવાહક સમિતિ અધિકાર આપે છે.

કાર્યવાહક સમિતિ આશા રાખે છે કે જ્યારે સત્યાગ્રહની લડત ચાલુ હશે ત્યારે મહાસભાવાદીઓ અને બીજા બધા, સત્યાગ્રહીઓને દરેક રીતે પૂર્ણ સહકાર આપશે અને ગમે તેટલી ઉશ્કેરણી છતાં પણ તેઓ સંપૂર્ણ શાંતિ પાળશે અને જાળવશે.

કાર્યવાહક સમિતિ વળી આશા રાખે છે કે સત્યાગ્રહ વ્યાપક સ્વરૂપ લે તો જેઓ સરકારને ઇચ્છાપૂર્વક સહકાર આપી રહ્યા છે (જેવા કે વકીલો), અને જેઓ સરકાર પાસેથી કહેવાતા લાભ લઈ

ભા છે (જેવા કે વિદ્યાર્થીઓ), તેઓ પોતાના સહકાર અને લાભનો યાગ કરશે અને સ્વરાજની આ આખરી લડતમાં ઝંપલાવશે.

કાર્યવાહક સમિતિ વિશ્વાસ રાખે છે કે નેતાઓ પકડાય અને કેદમાં જાય તો ત્યાગશક્તિ હોય અને સેવાની ભાવના હોય તેઓ મહાસભાની સંસ્થા ચલાવશે અને પોતાની શક્તિ પ્રમાણે લડતને રૂપ આપશે."

કાર્યવાહક સમિતિના આ ઠરાવથી મને મુક્તિનો પટ્ટો તો મળે છે જ, પણ સાથેસાથે મારા હાથ પણ સખ્ત રીતે જકડાય છે. કેટલાય મહિના થયાં જે નુસખો શોધવાને હું ઉજાગરા કરી રહ્યો હતો તે નુસખો આ ઠરાવમાં રહેલો છે. મારે માટે આ ઠરાવનું રાજકીય કરતાં ધાર્મિક મહત્ત્વ વધારે છે. મહાસભાને નામે સત્યાગ્રહ આરંભવામાં મને સિદ્ધાન્તનો બાધ આવતો હતો. અનેકવિધ વિચારો ધરાવનારા સભ્યોની બનેલી સંસ્થા મારફત હું અહિંસાનો પ્રયોગ ન ચલાવી શકું એમ મને લાગ્યું. એ પ્રયોગ બહુમતીથી તો ન જ થઈ શકે, અને સંભવ છે કે અહિંસાના પાલન કરનારને આખા જગતથી ઊલટા જ ચાલવું પડે.

જેની પાસે અનેક સાધનો કે માર્ગો રહેલા છે તેને હમેશાં એક બદલીને બીજો ગ્રહણ કરવાની લાલચ રહેવાની જ એટલે જેઓ અહિંસાને ઘણાંમાંનું એક સાધન માને છે તેઓ હિંસાની લાલચ મળતાં અહિંસાને તજી પણ દે પણ જેમની પાસે અહિંસા ધર્મ છે, એટલે તે સિવાય બીજો માર્ગ જ નથી, તેમને તો તેમનામાં અહિંસા સાચે જ જાગ્રત હશે તો તેમાંથી જ પોષણ મળ્યા કરશે. એટલે જ મહાસભાના અંકુશમાંથી મુક્ત થવાની મને આવશ્યકતા જણાઈ. કાર્યવાહક સમિતિના સભ્યો મારું કહેવું યોગ્ય છે એમ સમજી શક્યા તે માટે હું પ્રભુનો અનુગ્રહ માનું છું,

આ ઠરાવનો કોઈ અનર્થ ન કરે. આમાં કાંઈ ઊંચાનીચાનો સવાલ નથી. સ્વરાજ મેળવવાને માટે અહિંસાને જેઓ ધર્મ માનતા હોય તેઓ અહિંસાને એક યુક્તિ માનનારા કરતાં કોઈ પણ રીતે ચડિયાતા નથી, જેમ કાળી કે પીળી ચામડીનાં માણસોમાં કોઈ

ચડતાઊતરતા નથી. દરેક પોતપોતાની મતિ અનુસાર વર્તે તેમાં કોણ મોટા ને કોણ નાના ?

જે જવાબદારી મેં વહોરી છે તેવી જબરી જવાબદારી અગાઉ કદી મારી ઉપર આવી નહોતી. પણ આ જવાબદારી ટેલાય તેમ નહોતું. છતાં જો મારા પ્રત્યેક પગલામાં અહિંસા જ હશે તો બધું કુશળ છે. કારણ અહિંસા વિષેનું આ અમર સૂત્ર ઋષિએ પોતાના અનુભવમાંથી જ ઘડ્યું છે: 'અહિંસાની પ્રતિષ્ઠા થતાંની સાથે જ ઝેરવેર શમી જાય છે.' 'અહિંસા' નો વ્યક્ત અર્થ પ્રેમ છે, કેમકે તેને આપણે પ્રેમરૂપે જ વ્યક્ત કરી કે ઓળખી શકીએ છીએ. પ્રેમને વિષે બાઇબલમાં કેટલાંક સુંદર વચનો છે. તેમાં આવે છે:

"પ્રેમ પડોસીનું બૂરું ઇચ્છતો નથી;
પ્રેમને સૌનો વિશ્વાસ છે;
પ્રેમને સદા આશા રહે છે;
પ્રેમ કદી નિષ્ફળ જતો નથી."

પ્રેમમાં કોઇવાર સવિનય કાનૂનભંગ અનિવાર્ય થઇ પડે છે. એ ભંગમાં અવશ્ય જોખમ રહેલું છે. પણ આપણી ચોમેર ચાલી રહેલી હિંસામાં ઓછું જોખમ નથી. એ હિંસાના નાશકારક તાપને શાંત કરવાનો અંતિમ અહિંસક માર્ગ સવિનય કાનૂનભંગ જ છે. આ ઉપાય યોજવામાં એક જ જોખમ રહેલું છે, તે એ કે સવિનય કાનૂનભંગ ચાલતો હોય ત્યારે ખુનામરકી પણ ફાટી નીકળે. જો તેમ થાય તો હવે માર્ગ ચોખ્ખો છે—હવે ૧૯૨૨માં કરવું પડ્યું હતું તેમ સવિનયભંગ મુલતવી રાખવાપણું નથી. સ્વરાજ્યયજ્ઞને અંગે ચાલતું હિંસા અને અહિંસાનું યુદ્ધ એક પણ અહિંસાવાદી જીવતો રહ્યો હોય ત્યાં સુધી બંધ થઈ જ ન શકે, પછી તે હિંસા ગમે તે પક્ષના તરફથી ભલે થતી હોય. અહિંસાને માટે પ્રાણ આપવા કરતાં અધિક માણસ શું કરી શકે ? એથી ઓછું કરે તો તેની અહિંસા વિષેની શ્રદ્ધા ખોટી અથવા મોળી છે.

# હું કેદ થાઉં ત્યારે—[1]

[ ૧૯૨૨ ની સાલના અનુભવને લઇને મહાત્માજીએ પહેલેથી પોતાને જેલમાં જવાનું નક્કી છે એમ ધારી પ્રજાને ચેતવણી અને સૂચના આપી તી જે પ્રજાએ અક્ષરશઃ પાળ્યાનું અત્યારે તો આપણે જાણીએ છીએ. તે ધ્યાન નીચેના તા. ૨૩-૨-૩૦ના નવજીવનના લેખમાં મહાત્માજીએ ચેલું છે. ]

આપણે માની જ લઇએ કે જ્યારે સવિનયભંગનો આરંભ હું કરીશ ત્યારે સરકારને કેદ કર્યા વિના નહિ ચાલે. તેથી જેમ ર્યો હતો તેમ આ વેળા પણ તે વિષે વિચાર કરી લઇએ.

૧૯૨૨ની સાલમાં હું કેદ થયો ત્યારે બધા સાથીઓને વિનવી નવીને લખાણથી તે મોઢે કહી ગયો હતો કે ન હડતાળ પાડવી, ા કંઇ ધાંધલ કરવી, પણ રચનાત્મક કાર્ય કર્યે જવું. ધાંધલ ન રવાની સૂચનાનું પાલન આખી પ્રજાએ કરી અહિંસાધર્મનું પાલન કર્યું, કહો કે મારા પ્રત્યેનો પ્રેમ સિદ્ધ કર્યો. રચનાત્મક કાર્ય પ્રજા બહુ ન કરી શકી.

આ વેળા રચનાત્મક કાર્ય તો બને ત્યાં લગી ચલાવવાનું છે જ. પણ આ વેળા પ્રત્યેક અહિંસાને ધર્મ માનનારનો યથાશક્તિ સવિનય ભંગ કરવાનો ધર્મ છે. સહુ સ્વેચ્છાએ પોતાને અહિંસાવાદી માની સવિનય ભંગ ચલાવી નહિ શકે, પણ પોતાના જિલ્લાના કે પોતાના સૂબાના મુખીની પાસે પોતાના વિચારો રજૂ અવશ્ય કરે, અને જો મુખી પોતે કંઇ હિલચાલ આદરે તો તેમાં પૂરો ભાગ અને ભોગ આપે. જ્યાં લગી હું બહાર છું ત્યાં લગી તો જે હું કર્યા કરું તે સત્યાગ્રહી જોયા કરે ને હું નોતરું તો મદદ કરે. નોતર્યા વિના કોઇએ કશો આરંભ કરવાની આવશ્યકતા નથી.

---

૧ આ જ વિષય ઉપર જરા વિશેષ ખુલાસાવાર બીજે અઠવાડિયે શ્રી. મહાદેવભાઇએ લખ્યું છે તે માટે જુઓ પૃ. ૨૧૫ થી

ચડતાઊતરતા નથી. દરેક પોતપોતાની મતિ અનુસાર વર્તે તેમાં કોણ મોટા ને કોણ નાના ?

જે જવાબદારી મેં વહોરી છે તેવી જબરી જવાબદારી અગાઉ કદી મારી ઉપર આવી નહોતી. પણ આ જવાબદારી ઠેલાય તેમ નહોતું. છતાં જો મારા પ્રત્યેક પગલામાં અહિંસા જ હશે તો બધું કુશળ છે. કારણ અહિંસા વિષેનું આ અમર સૂત્ર ઋષિએ પોતાના અનુભવમાંથી જ ઘડ્યું છે: 'અહિંસાની પ્રતિષ્ઠા થતાંની સાથે જ ઝેરવેર શમી જાય છે.' 'અહિંસા' નો વ્યક્ત અર્થ પ્રેમ છે, કેમકે તેને આપણે પ્રેમરૂપે જ વ્યક્ત કરી કે ઓળખી શકીએ છીએ. પ્રેમને વિષે બાઇબલમાં કેટલાંક સુંદર વચનો છે. તેમાં આવે છે:

" પ્રેમ પડોસીનું બૂરું ઇચ્છતો નથી;
પ્રેમને સૌનો વિશ્વાસ છે;
પ્રેમને સદા આશા રહે છે;
પ્રેમ કદી નિષ્ફળ જતો નથી. "

પ્રેમમાં કોઇવાર સવિનય કાનૂનભંગ અનિવાર્ય થઇ પડે છે. એ ભંગમાં અવશ્ય જોખમ રહેલું છે. પણ આપણી ચોમેર ચાલી રહેલી હિંસામાં ઓછું જોખમ નથી. એ હિંસાના નાશકારક તાપને શાંત કરવાનો અંતિમ અહિંસક માર્ગ સવિનય કાનૂનભંગ જ છે. આ ઉપાય યોજવામાં એક જ જોખમ રહેલું છે, તે એ કે સવિનય કાનૂનભંગ ચાલતો હોય ત્યારે ખુનામરકી પણ ફાટી નીકળે. જો તેમ થાય તો હવે માર્ગ ચોખ્ખો છે—હવે ૧૯૨૨માં કરવું પડ્યું હતું તેમ સવિનયભંગ મુલતવી રાખવાપણું નથી. સ્વરાજ્યયજ્ઞને અંગે ચાલતું હિંસા અને અહિંસાનું યુદ્ધ એક પણ અહિંસાવાદી જીવતો રહ્યો હોય ત્યાં સુધી બંધ થઈ જ ન શકે, પછી તે હિંસા ગમે તે પક્ષના તરફથી ભલે થતી હોય. અહિંસાને માટે પ્રાણ આપવા કરતાં અધિક માણસ શું કરી શકે ? એથી ઓછું કરે તો તેની અહિંસા વિષેની શ્રદ્ધા ખોટી અથવા મોળી છે.

# હું કેદ થાઉં ત્યારે—[1]

[ ૧૯૨૨ ની સાલના અનુભવને લઇને મહાત્માજીએ પહેલેથી પોતાને જેલમાં જવાનું નક્કી છે એમ ધારી પ્રજાને ચેતવણી અને સૂચના આપી હતી જે પ્રજાએ અક્ષરશઃ પાળ્યાનું અત્યારે તો આપણે જાણીએ છીએ. તે ધ્યાન નીચેના તા. ૨૩–૨–૩૦ના નવજીવનના લેખમાં મહાત્માજીએ કરેલું છે. ]

આપણે માની જ લઇએ કે જ્યારે સવિનયભંગનો આરંભ હું કરીશ ત્યારે સરકારને કેદ કર્યા વિના નહિ ચાલે. તેથી જેમ પૂર્વે કર્યો હતો તેમ આ વેળા પણ તે વિષે વિચાર કરી લઇએ.

૧૯૨૨ની સાલમાં હું કેદ થયો ત્યારે બધા સાથીઓને વિનવી વિનવીને લખાણથી ને મોઢે કહી ગયો હતો કે ન હડતાળ પાડવી, ન કંઇ ધાંધલ કરવી, પણ રચનાત્મક કાર્ય કર્યે જવું. ધાંધલ ન કરવાની સૂચનાનું પાલન આખી પ્રજાએ કરી અહિંસાધર્મનું પાલન કર્યું, કહો કે મારા પ્રત્યેનો પ્રેમ સિદ્ધ કર્યો. રચનાત્મક કાર્ય પ્રજા બહુ ન કરી શકી.

આ વેળા મારો ઇરાદો કેવળ આશ્રમવાસી અથવા આશ્રમની તાલીમને વશ રહી ચૂક્યા છે ને તેને માને તેવાઓની મારફતે જ આરંભ કરવાનો છે. મુખ્ય સત્યાગ્રહીઓને પણ હાલ તુરતને સારુ બહાર રાખવાનો ઇરાદો છે. આ યુદ્ધમાં હું મારી પોતાની અને આશ્રમની પરીક્ષા પહેલી કરવા ઇચ્છું છું. મારી ઉપર અને આશ્રમની ઉપર મિત્રો અને પ્રજાએ જે વિશ્વાસ રાખ્યો છે, અમને જે લાડ લડાવ્યાં છે તેને સારુ અમે લાયક છીએ કે નહિ એની પરીક્ષાનો સમય હવે આવ્યો છે. નાના ત્યાગો તે ભોગરૂપ થયા છે. અમે પેદા કરી લીધેલી સગવડોનો પાર નથી. તેની પાછળ કલ્પના બલિદાનની યોગ્યતા મેળવવાની રહેલી છે. એ યોગ્યતા જો પંદર વર્ષના પ્રયોગ પછી પણ સિદ્ધ ન કરી શકાય તો આશ્રમે ને મારે મટી જવામાં આશ્રમનું, પ્રજાનું ને મારું શ્રેય છે. એટલે આરંભ આશ્રમવાસીઓથી જ કરવાનો નિશ્ચય છે. તેમાં હું હોઇશ કે નહિ એ તો કોણ કહી શકે?

મારા જેલ જવા પછી મોટામાં મોટી સંભાળવાની વસ્તુ ખુનામરકી છે. ખુનામરકી થાય ત્યાં સત્યાગ્રહીએ તે અટકાવતાં ખપી જવાનું રહ્યું છે. આ મર્યાદાનું પૂર્ણપણે પાલન કરીને લડત ચાલુ રહેવી જોઇએ. તે સમયે પાળવાના નિયમો આ અંકની[1] સાથે જ આપ્યા છે. મારે મન આ આખરી ફેંસલો છે. લડત લાંબી ચાલો કે ટૂંકી, ઇશ્વરાધીન છે. પણ હવે કશું મુલતવી રાખવાપણું નથી. સત્યાગ્રહીની ત્રણ સ્થિતિ હોય:

આ યજ્ઞમાં આખા હિંદુસ્તાન પાસેથી મેં મોટા બલિદાનની આશા બાંધી છે. પણ મોટામાં મોટી આશા ગુજરાતની પાસે છે.

૧ એ જેલમાં કે એને લગતી સ્થિતિમાં હોય; અથવા

૨ લડતમાં ક્યાંયે રોકાયેલ હોય; અથવા

૩ રેંટિયો ચલાવતો હોય કે તેને લગતી કે તેના જેવી સ્વરાજને આગળ લઇ જતી કોઇ પણ પ્રવૃત્તિમાં રોકાયેલ હોય.

---

૧ જુઓ પૃ. ૧૧૯

**હું કેદ થાઉં ત્યારે–'**

'હું કેદ થાઉં ત્યારે–' વાળો લેખ ગયા 'નવજીવન'માં આપ્યા પછી (જુઓ પૃ. ૧૧૩) એ જ ભાવનો અંગ્રેજી લેખ ગાંધીજીએ 'યંગ ઇંડિયા'માં લખ્યો હતો. એ લેખમાં કેટલીક વિશેષતા છે તે વાચકને માટે અહીં આપવામાં આવે છે. અંગ્રેજી લેખમાં સવિનય ભંગની લડત, અહિંસાની મર્યાદાનું સંપૂર્ણપણે પાલન કરીને, સ્વરાજ મળે ત્યાં સુધી એકધારી ચાલુ રાખવાની અને લડતના આરંભને આશ્રમવાસીઓ પૂરતી મર્યાદિત રાખવાની વાત ઉપરાંત જે વસ્તુ રહેલી છે તે નીચે આપવામાં આવે છે:–

"૧૯૨૨ની સાલમાં તોફાન ન કરવાની મારી સલાહનું લોકોએ એટલું તો અક્ષરશઃ પાલન કર્યું કે એક અંગ્રેજ ઉમરાવને તિરસ્કારથી એટલે સુધી બોલવાનું સૂઝ્યું: 'ગાંધી પકડાયો ત્યારે એક કૂતરું યે ન ભસ્યું.' દેશમાં ક્યાંય તોફાન નથી થયું એમ મેં જેલમાં સાંભળ્યું ત્યારે મને તો એ ખબરથી એમ સિદ્ધ થતું લાગેલું કે અહિંસાનો ઉપદેશ લોકો બરાબર સમજ્યા છે, બારડોલીનો ઠરાવ યોગ્ય જ થયો છે. પણ જો મારા પકડાયા પછી 'કૂતરાં' ભસ્યાં હોત અને ખુનામરકી ફાટી નીકળી હોત તો શું થાત એની કલ્પના કરવી એ મૂર્ખાઈ છે. છતાં એક વાત તો જરૂર કહી શકાય એમ છે કે જો તેમ થયું હોત તો લાહોરમાં પૂર્ણ સ્વરાજનો ઠરાવ તો ન જ થયો હોત, અને અહિંસાની અમોઘ શક્તિ વિષે અવિચલ શ્રદ્ધા રાખનાર ગાંધી ભયંકરમાં ભયંકર જોખમ ખેડીને મોટા ધમસાણનો વિચાર કરવાને માટે આજે હોત જ નહિ.

"પણ આ વેળા શું કરવાનું છે તેનો વિચાર કરીએ. આ વેળા મારા પકડાયા પછી જે શાંતિ રાખવામાં આવે તે મૂંગી, નિષ્ક્રિય શાંતિ ન હોય, પણ દાવાનળ જેવી સક્રિય શાંતિ હોય એવી આશા રાખીશ, જેથી કરીને અહિંસાને ધર્મ માનનાર એક પણ સત્યાગ્રહી ગુલામી

ભોગવવાને માટે તો છૂટો અથવા જીવતો ન રહેલો હશે. એટલે મારા પછી સત્યાગ્રહની લગામ જેના હાથમાં આવે તેના હુકમ દરેક સત્યાગ્રહીએ પાળવા જોઇશે, પછી ભલે એ લગામ કોઈ વ્યક્તિના હાથમાં હોય કે મહાસભાના હાથમાં હોય. આ ઘડીએ આખા ભારતના સત્યાગ્રહયુદ્ધની લગામ મારા પછી કોણ ચલાવશે તે હું કહી શકતો નથી. પણ જેના હાથમાં એ લગામ આવે તે એક શરત તો પાળતો હશે જ કે સ્વરાજ માટે અહિંસાને જ ધર્મ માનનાર તે હોવો જોઇશે. કારણ એવી જાગૃત શ્રદ્ધા વિના અણીની ઘડીએ એને અહિંસક ઉપાય ન સૂઝે.

"આ સાથેસાથે સમજી લેવું જોઇએ કે અહીં જે કહેવામાં આવે છે તેથી કોઈ પણ રીતે મહાસભાની કુલમુખ્ત્યારી કે સત્તા ઉપર જરાય અંકુશ મૂકવામાં આવતો નથી. અહીં જે લખવામાં આવે છે તેમાંની એટલી જ વસ્તુ મહાસભા ગ્રહણ કરશે જેટલી મહાસભાવાદીઓને પસંદ પડે. મારી સૂચના બરોબર સમજવી હોય તો મહાસભાની કાર્યવાહક સમિતિએ મને આપેલી કુલસત્તાનો મર્મ પૂરેપૂરો સમજવો જોઇએ. અહિંસા જેમ પોતાની સ્વતંત્રતા ઉપર કોઈપણ પ્રકારનો અંકુશ સહન નથી કરી શકતી તેમ કોઈ વ્યક્તિ કે સંસ્થા ઉપર તે કોઇ પણ પ્રકારનો અંકુશ મૂકતી નથી, સિવાય કે જે અંકુશ તે વ્યક્તિ અથવા સંસ્થા સ્વેચ્છાએ પોતા ઉપર મૂકવા ઇચ્છે. જ્યાં સુધી મહાસભાવાદીઓનો મોટો ભાગ વર્તમાન સંજોગોમાં અહિંસાને એકમાત્ર શસ્ત્ર તરીકે માનતો રહેશે, અને મારા પછી સત્યાગ્રહની લગામ લેનારાની અને અહિંસાને ધર્મ માનનારા બીજાની પ્રામાણિકતા વિષે વિશ્વાસ રાખતો હશે એટલું જ નહિ પણ મારા પછી આવનારની સત્યાગ્રહ ચલાવવાની શક્તિ વિષે પણ વિશ્વાસ રાખતો હશે ત્યાં સુધી મહાસભા તો વ્યક્તિને અને બીજા અહિંસાવાદીઓને પોતાના આશીર્વાદ આપશે અને મારી સૂચના તથા તે વ્યક્તિની સૂચનાને માન આપતી રહેશે.

"જો લડત વ્યાપક સ્વરૂપ લેશે—અને મને આશા છે કે લેશે—તો તે સ્વતઃ અંકુશિત રહેશે એવો મને વિશ્વાસ છે. પણ અહિંસાને ધર્મ માનનાર કે એક સાધન માનનાર દરેક જણે સત્યાગ્રહને મદદ કરવી જોઇશે. વ્યાપક સ્વરૂપની લડતો જ્યાં જ્યાં ચાલી છે ત્યાં અણધાર્યા અગ્રેતાઓ નીકળી જ આવ્યા છે. આ લડત એ નિયમનો અપવાદ ન જ હોય. એટલે ખુનામરકીને અટકાવતાં ખપી જવાની સંપૂર્ણ તૈયારી રાખીને આ સવિનયભંગની લડત એક પણ સત્યાગ્રહી જીવતો રહે અથવા સ્વરાજ ન મળે ત્યાં સુધી બંધ રાખવાની જ નથી."

આટલું જણાવીને ગુજરાતી લેખમાં વર્ણવેલી સત્યાગ્રહીની ત્રણ સ્થિતિ ગાંધીજીએ ગણાવી છેઃ જેલમાં, લડતમાં કે હુકમ મળે ત્યાં લગી રચનાત્મક કાર્યમાં રોકાયેલો.

**ગાંધીજી પકડાય તો**

ગાંધીજી પકડાય તો શું કરવું એ વિષે ગાંધીજી કહી ચૂક્યા. પણ તેમણે વર્ણવેલી દાવાનળ જેવી સક્રિય શાંતિનો અર્થ ખેડૂતોના સરદાર ખેડૂતોને માટે શો કરે છે તે ટૂંકામાં આપવા ઇચ્છું છું. આજકાલ સરદાર પોતાના દાંતના દરદના ઉપચાર માટે ભરૂચ ગયા છે. સૌને કહે છેઃ 'જેલમાં કઠણ રોટલા મળશે તે ખાવાને દાંત જરા મજબૂત કરાવી લઉં.' પણ ઉપચાર કરાવતાં કરાવતાં પણ તેઓ દરેક સાંજે એકાદ બે જગ્યાએ જઇને ગાંધીજીનો સંદેશો સંભળાવી આવે છે. દરેક ભાષણમાં ગાંધીજી પકડાશે ત્યારે એકે કૂતરું ન ભસે એ તિરસ્કારયુક્ત વચનનો તેઓ ઉલ્લેખ કરે છે અને લોકોને કહે છે કે એ ઉમરાવના કાન ત્યાં વિલાયતીમાં બેઠાબેઠા ફાટી જાય એટલાં કૂતરાં ભસાવજો. પણ તે કેવી રીતે ?

"તોફાન કરીને નહિ, પાટા ઉખેડીને નહિ, પોલિસ અમલદારો ઉપર ગુસ્સે થઇને નહિ. આપણાં તોફાન, આપણી લાઠી, આપણી આગ, એ બધાંને પહોંચી વળવાને માટે આ રાક્ષસી સરકારની પાસે રાક્ષસી સાધનો ભરેલાં છે. પણ આપણી આત્મશક્તિ આગળ

બધાં હથિયાર ખોટાં થઇ પડવાનાં છે. હું તો ખેડૂતોમાં ફરનારો રહ્યો એટલે ગુજરાતના તમામ ખેડૂતોએ શું કરવું એ કહી દઉં.

૧ ગાંધીજી પકડાય તો એક પણ તલાટી કે પટેલ પોતાની નોકરી ઉપર ન રહે. બારડોલીમાં જેમ બધા જ પટેલ અને ઘણા તલાટીઓએ સરકારનું તંત્ર બંધ કરી દીધું હતું તેમ આખા ગુજરાતનાં ગામડાં સરકારી પટેલતલાટીઓ વિનાના કરી મૂકજો.

૨ પટેલ તલાટીઓ તો રાજીનામું આપે જ, પણ દરેક ખેડૂત પોતાના દીકરા અને સગાવહાલાને સરકારી નોકરીમાંથી બોલાવી લે, તેની પાસે રાજીનામું અપાવે.

૩ દરેક ખેડૂત તમામ સરકારી અમલદાર સાથે પૂરેપૂરો અસહકાર કરે, તેનો પડછાયો ન લે, તેનો સામાજિક બહિષ્કાર કરે. ખેડૂતનું મોટામાં મોટું શસ્ત્ર સામાજિક બહિષ્કાર છે. જે રાજ્યમાં આટલો અન્યાય વર્તતો હોય, જે રાજ્યમાં આખી પ્રજાના હૃદયના સરદારને જેલ ભોગવવાની હોય તે રાજ્યમાં નોકરી કરી પગાર લેવો તે વિષ્ટા લેવા બરાબર છે. એવા નોકરોનો પડછાયો પણ ખેડૂત ન લે, અને તેને ખબર પાડે કે તે આખા ગુજરાતમાં 'અસ્પૃશ્ય' છે.

૪ વકીલો ગમે તે કરે, અદાલતમાં જતાં તેમને ભલે શરમ ન આવે, પણ એ વકીલોનો આશરો કોઈ પણ ખેડૂત ન શોધે, અને વકીલનો ન શોધે એટલે એક પણ અદાલતનો ન શોધે.

૫ દારૂતાડીને તો તે વિષ્ટા જ સમજશે. એટલે એક પણ દારૂતાડીનું પીઠું તે પોતાની હદની અંદર ન ચાલવા દે.

૬ વિદેશી કપડાં બાળીને ખાદી પહેરે.

૭ છેવટની વાત પણ તમે પૂછો છો એટલા ભલા છો, તો તમને કહું કે તમારી તાકાત હોય તો કર ન ભરો, પણ એ તમારી શક્તિનું માપ કાઢીને કરજો. ઉપર મેં કહી છે તેટલી વાત કરશો તો પછી બહુ કરવાનું ન રહે, પણ તમારી તાકાત હોય તો કર ન ભરજો. એ રાજ્યને કર આપીને એ રાજ્યને ચાલુ રાખવું એ પણ પાપ છે."

# સત્યાગ્રહીની નિયમાવલી

[મહાત્માજીએ સત્યાગ્રહ સેનામાં કોણ દાખલ થઈ શકે તે સંબંધી 'સત્યાગ્રહીની નિયમાવલી' તા. ૨૩-૨-૩૦ ના નવજીવનમાં આપેલી તે અહીં અક્ષરશઃ આપેલ છેઃ]

સત્યાગ્રહ એટલે સત્યનો આગ્રહ. આ આગ્રહ રાખતાં મનુષ્યને અતુલ બળ મળે છે. આ બળને આપણે સત્યાગ્રહને નામે ઓળખીએ છીએ.

સત્યનો આગ્રહ ખરો હોય તો તે માતાપિતા, સ્ત્રીપુત્રાદિ સામે, રાજા પ્રજા સામે અને છેવટે આખા જગત સામે જાળવવો પડે.

આવો વ્યાપક આગ્રહ કરતાં સ્વજન કે પરજન, બાળક કે વૃદ્ધ, સ્ત્રી કે પુરુષનો ભેદ રહેતો નથી. એટલે કોઈની સામે શરીરબળ વાપરી શકાય જ નહિ. તેથી જે બળ બાકી રહ્યું તે અહિંસાનું—પ્રેમનું—બળ જ હોઈ શકે. આ બળનું બીજું નામ આત્માનું બળ.

પ્રેમનું બળ બીજાને ન બાળે, પોતે જ બળે. એથી સત્યાગ્રહીમાં મરણ પર્યંતનું કષ્ટ હસતે મોઢે સહન કરવાની શક્તિ હોવી જોઈએ.

આ ઉપરથી સ્પષ્ટ છે કે સત્યાગ્રહી અંગ્રેજી રાજ્યનો આત્યંતિક વિરોધ કરતો છતો મનથી, વચનથી કાયાથી કોઈ પણ અંગ્રેજનું અહિત ન ઇચ્છે કે ન કરે. આ વિચારશ્રેણીમાંથી અસહકાર, સવિનય ભંગ ઈત્યાદિ ઉત્પન્ન થયાં છે.

આટલી સત્યાગ્રહની ઉત્પત્તિ જેઓ યાદ રાખશે તેમને નીચેના નિયમો સહેલાઈથી સમજાશે:

૧. સત્યાગ્રહી કોઈની ઉપર ગુસ્સો નહિ કરે.

૨. તે વિરોધીનો ગુસ્સો સહન કરશે.

૩. ગુસ્સો સહન કરતાં તે વિરોધીનો માર સહન કરશે, તેને કદી મારશે નહિ, તેમ તેના ગુસ્સામાં કરેલા યોગ્ય કે અયોગ્ય હુકમને પણ મારના કે બીજા ડરથી તાબે નહિ થાય.

૪. સિપાહી કેદ કરવા આવે ત્યારે તે તેની કેદમાં સુખેથી જશે. પોતાની મિલકત જપ્ત કરવા આવશે તો તે સુખેથી આપી દેશે.

૫. પારકાની મિલકત પોતાના રક્ષણ તળે હશે તેનો કબજો તે મરતાં લગી નહિ છોડે, છતાં કબજો લેવા આવનારને મારશે નહિ.

૬. મારવું નહિ એટલે ગાળો પણ ન દેવી.

૭. તેથી સત્યાગ્રહી વિરોધીનું અપમાન નહિ કરે. હાલના કેટલાક પ્રચલિત પોકારો હિંસક છે ને સત્યાગ્રહીને સારુ સર્વથા ત્યાજ્ય છે.

૮. સત્યાગ્રહી અંગ્રેજી વાવટાની સલામી નહિ કરે, પણ તેનું અપમાન પણ નહિ કરે. અમલદારનું કે કોઈ અંગ્રેજનું તે અપમાન નહિ કરે.

૯. લડતને અંગે કોઈ અંગ્રેજનું કે રાજ્યના અમલદારનું કોઈ અપમાન કરે અથવા તેની ઉપર હુમલો કરે તો સત્યાગ્રહી પોતાના જીવના જોખમે તેનું રક્ષણ કરશે.

## કેદને વિષે

૧૦. સત્યાગ્રહી કેદ થાય ત્યારે જેલના સ્વમાનભંગ ન કરતા હોય એવા બધા નિયમોનું પાલન કરશે ને અમલદારો પ્રત્યે વિવેકથી વર્તશે. દાખલા તરીકે, તે અમલદારોની સામાન્ય સલામ લેશે, પણ નાક ઘસવાનું કહેશે તો નહિ ઘસે. તે 'સરકારકી જય બોલો' નહિ કહે. ધર્મનો બાધ ન હોય એવો ચોખ્ખો જેલનો ખોરાક તે લેશે, કચરાવાળો કે સડેલો કે મેલા વાસણમાં પીરસાયેલો કે અપમાનપૂર્વક અપાયેલો ખોરાક નહિ લે.

૧૧. સત્યાગ્રહી ખૂની કેદી અને પોતાની વચ્ચે ભેદ નહિ પાડે. તેથી તેના કરતાં પોતે ઊંચો છે એમ માની કે કહી પોતાને સારુ ખાસ સગવડ નહિ માગે, પણ શરીરની કે આત્માની હાજતને અંગે ઊભી થતી આવશ્યક સગવડ માગવાનો તેને અધિકાર છે.

૧૨. જેમાં સ્વમાનભંગ નથી તેવી સગવડો ન મળવાથી સત્યાગ્રહી અપવાસાદિ નહિ આદરે.

### દલને વિષે

૧૩. પોતાની ટુકડીના સરદારે કાઢેલા બધા હુકમો પોતાને ગમે કે ન ગમે છતાં સુખેથી સત્યાગ્રહી પાલન કરશે.

૧૪. હુકમ અપમાન કરનારો, દૂષી કે મૂર્ખાઈભરેલો લાગે તો પણ તેનું પાલન કરીને તે ઉપરીની પાસે ફરિયાદ કરે. સત્યાગ્રહીને દલમાં જોડાતાં પહેલાં જોડાવાની યોગ્યતાનો વિચાર કરવાનો અધિકાર છે. જોડાયા પછી દલના કડવામીઠા નિયમો ને તેના નિયમનનું પાલન ધર્મ થઈ પડે છે. દલના સમગ્ર વ્યવહારમાં અનીતિ માલૂમ પડે તો સત્યાગ્રહી છૂટો પડી શકે, પણ તેમાં રહીને નિયમભંગ કરવાનો તેને અધિકાર નથી.

૧૫. કોઈ સત્યાગ્રહીએ કોઈની તરફથી પોતાની ઉપર આધાર રાખનારને સારુ ભરણપોષણની આશા રાખવાની નથી. કોઇને સારુ કંઇ પ્રબંધ થઇ શકે તો તે અણધારી વાત સમજવી. પણ સત્યાગ્રહી પોતાને અને આશ્રિતોને ઇશ્વરને શરણે છોડે. શરીરબળના યુદ્ધમાં પણ જ્યાં લાખો લડતા હોય ત્યાં કોઇની ઉપર આધાર નથી રખાતો. સત્યાગ્રહી યુદ્ધને વિષે તો પૂછવું જ શું? સાર્વભૌમ અનુભવ એ છે કે આવાઓને ઇશ્વરે ભૂખે નથી મરવા દીધા.

### કોમી લડાઇમાં

૧૬. કોમી તકરાર કે લડાઇનું કારણ સત્યાગ્રહી ઈરાદાપૂર્વક ન જ બને.

૧૭. કોમી લડાઈ થાય તો તે કોઇ પક્ષની તરફેણ નહિ કરે. જેના તરફ ન્યાય હશે તેને તે મદદ કરશે. પોતે હિંદુ હશે તો મુસલમાન ઇત્યાદિ કોમો પ્રત્યે તે ઉદારતા બતાવશે, ને હિંદુના હુમલામાંથી તેમને બચાવતાં પ્રાણ જતા કરશે. મુસલમાન ઇત્યાદિના હિંદુ **ઉપર** હુમલા

થતા હશે તો તેમાંથી હિંદુને બચાવતાં તે પોતે પ્રાણ દેશે પણ સામે હુમલામાં કદી ભાગ નહિ લે.

૧૮. કોમી ઝઘડા ઉત્પન્ન થાય એવા પ્રસંગોમાંથી તે બને ત્યાં લગી બચશે.

૧૯. સત્યાગ્રહી સરઘસ કાઢે તો કોઈ પણ કોમની લાગણી દુખાય એવું કામ નહિ કરે. કોઇ કોમની લાગણી દુખાય એ જાતના બીજાએ કાઢેલા સરઘસમાં તે ભાગ નહિ લે.

## કેટલાક પ્રશ્નો

પ્ર૦ જેલમાં ખાદીનો આગ્રહ રાખી શકાય કે કેમ ?

ઉ૦ જ્યારે ખાદીનું વ્રત કલ્પાયું ત્યારે એ આગ્રહ ધ્યાનમાં નહોતો. મને તે અનાવશ્યક લાગે છે. જેલના જે નિયમો ધર્મવિરુદ્ધ નથી તેમનો અનાદર સત્યાગ્રહી સામાન્ય રીતે ન કરે. પણ સહુએ પોતાનો ધર્મ આવી બાબતમાં વિચારી લેવો ઘટે છે. કોઇએ એવું વ્રત જ લીધું હોય કે ગમે તે હાલતમાં પણ પોતે ખાદી સિવાય બીજું કપડું નહિ જ પહેરે તો તેણે ખાદીનો આગ્રહ રાખવો ઘટે છે. પણ હવે એવું વ્રત લઇને જેલમાં કોઈ જાય તો હું તે અયોગ્ય ગણું.

પ્ર૦ ૧૬૦ તાર કાંત્યા વિના ખાવું નહિ એવો જેનો નિયમ છે તે તો તકલી કરતાં રેંટિયો પસંદ કરશે. તેથી રેંટિયા ને પીંજણ વિષે આગ્રહ રાખી શકાય? તકલી ઉપર કાંતતાં તો બહુ વખત જાય, જેલના કામમાં ખલેલ પહોંચે, એટલે રેંટિયા વિના નહિ ચાલે. ૧૬૦ તારનો આગ્રહ પણ યોગ્ય છે કે કેમ ? કે થોડા તારથી જ એણે સંતોષ માનવો ?

ઉ૦ કાંતવું એ યજ્ઞ છે તેથી રેંટિયાનો ને પીંજણનો આગ્રહ કરી શકાય. જેણે કાંતવાનું વ્રત લીધું હોય તેણે રેંટિયો તથા પીંજણનો

આગ્રહ કરવો જોઇએ, માત્ર તકલી આપે તે બસ નથી. ૧૬૦ તારથી ઓછે ચલાવાય કે નહિ તે તો વ્રતની ઉપર આધાર રાખે છે. જો ૧૬૦ તારનું વ્રત હોય તો ઓછે ન જ ચલાવાય.

પ્ર૦ ખોરાક ગંદો આપવામાં આવે, પેશાબની વ્યવસ્થા બરાબર ન હોય, ૨–૩ મિનિટમાં જ શૌચ જઈ આવવાનું હોય, વચમાં જરૂર પડે તો ન જઈ શકાય, કામ ગજા ઉપરાંત આપવામાં આવે, આખી રાત ગિનતી બૂમ પાડીને કર્યા કરે તેથી ઊંઘ ન આવતી હોય, વગેરે બાબતોમાં સામાન્ય ધોરણ શું રાખવું ? કઈ બાબતમાં કેટલો આગ્રહ ધર્મ્ય ગણી શકાય ?

ઉ૦ આમાં સામાન્ય નિયમ એ છે કે અગવડ સહન કરી શકાય તેવી હોય તે જેમાં માનભંગ ન હોય તે સહન કરવી, બાકીની બાબતમાં સત્યાગ્રહીને શોભે તેવી રીતે લડવું. ગંદા ખોરાકને કે ગંદા વાસણને હું સહન ન કરૂં. પેશાબની ગંદકી સહન ન કરૂં, પણ મને કોટડીમાં પેશાબની અગવડ કરી આપે તો તેનો વિરોધ ન કરૂં. શૌચને સારૂ આવશ્યક વખત લઉં જ, ઉતાવળ કરે તે સહન ન કરૂં. ગણતરીની બૂમ સહન કરૂં.

# વાઇસરૉયને પહેલો પત્ર

## ધમકી નહિ પણ ધર્મકૃત્ય

સત્યાગ્રહાશ્રમ, સાબરમતી
૨ ૭ માર્ચ, ૧૯૩૦

પ્રિય મિત્ર,

વિનંતિ કે સવિનય ભંગની શરુઆત કરવામાં રહેલું જે જોખમ ખેડતાં હું આટલાં વર્ષો સુધી અચકાયા કર્યો છું, તેમાં હું ઊતરું તે પહેલાં જો કાંઇ સમાધાનીનો માર્ગ મળે એમ હોય તો તે શોધવાની ઉમેદથી હું આપને આ લખવાને પ્રેરાઉં છું.

અહિંસા વિષેની મારી નિષ્ઠા સાવ સાફ છે. જાણીજોઇને હું કોઈ પણ જીવની હિંસા કરી શકું એમ નથી. તો મનુષ્યહિંસાની તો વાત જ શી? પછી, ભલેને, તે માણસોએ મારું કે જેમને હું મારા સમજું તેમનું ભારેમાં ભારે અહિત કર્યું હોય! આથી જો કે અંગ્રેજી રાજ્યને હું એક બલા માનું છું, છતાં એક પણ અંગ્રેજને, કે તેણે હિંદમાં મેળવેલા એક પણ ધર્મ્ય હિતસંબંધને નુકસાન પહોંચાડવાનો મારો ઇરાદો નથી.

ગેરસમજ ન થાય તે માટે ફરીથી સ્પષ્ટ કરું છું. હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો અમલ એક બલા છે એમ હું માનું છું ખરો, પણ તેથી અંગ્રેજો માત્ર દુનિયાના બીજા લોકો કરતાં વધારે દુષ્ટ છે એવું મેં કદી માન્યું નથી. ઘણા અંગ્રેજો સાથે ગાઢ મિત્રતા બાંધવાનું મને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે; એટલું જ નહિ પણ, અંગ્રેજી રાજ્યે હિંદુસ્તાનને કરેલાં નુકસાન વિષેની ઘણી હકીકતો તો કઠોર સત્યને નિખાલસ અને નીડર રીતે ખુલ્લું પાડનારા ઘણા અંગ્રેજોનાં લખાણોમાંથી જ મેં જાણી છે, એ પણ મારે આભારપૂર્વક સ્વીકારવું જોઇએ.



મિ. રેજિનલ્ડ રેનોલ્ડ્ઝ

આ અંગ્રેજ યુવકને હાથે મહાત્માજીનો વાઇસરૉય પરનો પહેલો પત્ર પહોંચાડવામાં આવેલો. એ પત્રમાં જ મહાત્માજી લખે છે: 'આ પત્ર હું એક અંગ્રેજ યુવક દ્વારા આપને પહોંચાડવાનો ખાસ માર્ગ લઉં છું એ યુવક હિંદની લડત ન્યાયી છે એમ માને છે. અહિંસામાં એને પૂર્ણ શ્રદ્ધા છે, અને જાણે ઇશ્વરે જ એને આ પત્ર માટે મારી પાસે મોકલી આપ્યો હોય તેમ મારી પાસે આવ્યો છે'

( ફોટો : મહુલીકર )

ત્યારે શા માટે હું અંગ્રેજી રાજ્યને એક બલારૂપ માનું છું ?

કારણો આ છેઃ આ રાજ્યે એક એવા પ્રકારનું તંત્ર ગોઠવી દીધું છે કે એથી દેશ સદૈવ વધતા પ્રમાણમાં ચુસાયા જ કરે; વળી એ તંત્રનો લશ્કરી અને દીવાની ખર્ચ એટલો તો સત્યાનાશ વાળનારો છે કે દેશને એ કદી પોસાઈ શકે એમ નથી. આને પરિણામે, હિંદુસ્તાનની રાંકડી કોટયવધિ પ્રજા ભિખારી થઈ ગઈ છે.

રાજકીય દૃષ્ટિએ આ રાજ્યે અમને લગભગ ગુલામ બનાવી દીધા છે. અમારી સંસ્કૃતિના પાયા જ એણે ઉખાડવા માંડ્યા છે. અને, પ્રજાને નિઃશસ્ત્ર કરવાની એની નીતિએ અમારી માનવતાને હણી નાંખી છે. સંસ્કૃતિના નાશથી થયેલી આધ્યાત્મિક હાનિમાં નિઃશસ્ત્ર દશાનો ઉમેરો થવાથી કાયર, અસહાય અધીનતાના જેવી મનોદશા અમારી પ્રજામાં કેળવાઇ છે.

## ‘ દાનત જ નહોતી ’

મારા બીજા કેટલાક દેશબંધુઓની માફક હું પણ આશા બાંધીને બેઠો હતો કે આપે સૂચવેલી ગોળમેજી પરિષદમાં આનો કાંઈ ઉકેલ નીકળશે. પણ, જ્યારે આપે મને ચોખ્ખું જણાવી દીધું કે પૂર્ણ ‘ડુમિનિયન સ્ટેટસ’ ની કોઇ પણ યોજનાને ટેકો આપવાની આપ અથવા બ્રિટિશ પ્રધાનમંડળ બાંહ્યધરી આપવા તૈયાર નથી, ત્યારે મને લાગ્યું કે હિંદુસ્તાનનો સમજણો વર્ગ સ્પષ્ટ જ્ઞાનથી, અને અજ્ઞાનને લીધે મૂંગો રહેલો કરોડો લોકોનો વર્ગ અસ્પષ્ટ ભાનથી, જે દુઃખો દૂર કરવા તલસે છે, તેનો ઉપાય ગોળમેજી પરિષદ લાવી શકે એમ નથી. અંતિમ નિર્ણય આપવાના પાર્લામેન્ટના અધિકારને લઈ લેવાનો આમાં સવાલ જ નહોતો, એમ કહેવાની જરૂર ભાગ્યે જ હોય, પાર્લામેન્ટની અનુમતિ મળશે જ એવી અપેક્ષા રાખી પ્રધાનમંડળ રાજનીતિ નક્કી કરી નાંખે એવા દાખલા આજ પહેલાં અનેકવાર બન્યા છે.

આમ દિલ્હીની વિષ્ટિ નિષ્ફળ જવાથી, ઇ. સ. ૧૯૨૮માં કલકત્તાની મહાસભાએ જે ગંભીર ઠરાવ કર્યો હતો તેને અમલમાં મૂકવાની પેરવી કરવી એ સિવાય પંડિત મોતીલાલ નેહરુની અને મારી આગળ બીજો કોઈ માર્ગ જ રહ્યો નહિ.

પણ આપના જાહેર નિવેદનમાં વપરાયેલો 'ડુમિનિયન સ્ટેટસ' શબ્દ એના સાચા અર્થમાં જ વપરાયો હોત તો 'પૂર્ણ સ્વરાજ્ય'ના ઠરાવથી કશું ભડકવાપણું નહોતું. કારણ ' ડુમિનિયન સ્ટેટસ ' એ લગભગ પૂર્ણ સ્વતંત્રતા જ છે, એમ પ્રતિષ્ઠિત બ્રિટિશ રાજદ્વારી પુરુષો કબૂલ કરી ચૂક્યા નથી શું? પણ હિંદુસ્તાનને તુરતમાં જ 'ડુમિનિયન સ્ટેટસ' આપવાની બ્રિટિશ રાજપુરુષોની દાનત જ કદી નહોતી એવું મને ભાસે છે.

પણ આ તો બધી ગઈગુજરી. આપના નિવેદન બાદ તો બ્રિટિશ રાજનીતિનું વલણ સ્પષ્ટ થઇ જાય એવા ઘણા બનાવો બની ચૂક્યા.

## હિંદને ચીસી નાંખનારું રાજતંત્ર

જે રાજકીય ફેરફારોથી ઇંગ્લાંડના હિંદ સાથેના વેપારને જરાય આંચ આવે તથા હિંદ સાથે તેણે કરેલા આર્થિક વ્યવહારોની યોગ્યાયોગ્યતાની તટસ્થ પંચ પાસે ઊંડી તપાસ કરાવવાની જરૂર પડે, એવા રાજકીય ફેરફારો કરવાની નીતિ અખત્યાર કરવાની બ્રિટિશ રાજપુરુષોની મુદ્દલ વૃત્તિ નથી એમ દીવા જેવું સ્પષ્ટ જણાય છે. પણ હિંદને ચૂસવાની આ પદ્ધતિનો અંત આણવા માટે કાંઇ ઇલાજ ન લેવામાં આવે તો હિંદની પાયમાલીનો વેગ દિનપ્રતિદિન વધતો જ જવાનો છે. આપના નાણાંખાતાના મંત્રી કહે છે કે ૧ શી. ૬ પે. નો હુંડિયામણનો ભાવ તો છઠ્ઠીના લેખ જેવો છે. આમ માત્ર એક કલમના ગોદાથી હિંદના કેટલાક કરોડ રૂપિયા તાણી જવામાં આવે છે. અને જ્યારે આ અને એવા બીજા અનેક છઠ્ઠીના લેખને ટાળવા સત્યાગ્રહ અથવા સવિનય કાનૂનભંગ અજમાવવાનો ગંભીર પ્રયત્ન કરવાની વાત થાય

છે ત્યારે, આપ પણ શ્રીમંતવર્ગને વીનવો છો કે વ્યવસ્થાના હિતાર્થે આવી હિલચાલો દાબી દેવામાં અમને મદદ કરજો. પણ, આ તમારી ‘વ્યવસ્થા’ની તળે તો હિંદના ચૂરેચૂરા થઈ રહ્યા છે.

પ્રજાને નામે જેઓ કામ કરી રહ્યા છે, તેઓ જો સ્વતંત્રતાની ઝંખના પાછળ રહેલા ઉદ્દેશો સ્પષ્ટ ન સમજે અને સર્વની દૃષ્ટિ સમક્ષ તેને ન રાખે તો એવી ધાસ્તી છે કે જેમને માટે એ સ્વતંત્રતા ઇચ્છાય છે અને મેળવવા જેવી છે, તે રાતદિન શ્રમ કરતાં છતાં મૂંગા રહેલા કરોડોને એ સ્વતંત્રતા એટલા બોજા તળે કચડાયેલી મળે કે તે કશી વિસાતની ન રહે. આ કારણથી, સ્વતંત્રતાનો સાચો અર્થ શું એ હું કેટલાક દિવસથી પ્રજાને સમજાવી રહ્યો છું.

એમાંના કેટલાક મુખ્ય મુદ્દાઓ આપની આગળ રજૂ કરવા છૂટ લઉં છું.

## સાચી સ્વતંત્રતા શેમાં છે?

રાજની આવકમાં ભારે ફાળો આપનાર જમીનમહેસૂલનો બોજો રૈયતને કચડી નાંખનારો છે, સ્વતંત્ર ભારતમાં એમાં ઘણો ફેરફાર થવો જોઇએ. બહુ વખણાયેલી કાયમી મહેસૂલની પદ્ધતિથી પણ માત્ર મૂઠીભર શ્રીમંત જમીનદારોને જ લાભ થાય છે; રૈયતને નહિ. એટલે જમીનમહેસૂલને ખૂબ ઘટાડવાની જરૂર છે, એટલું જ નહિ, પણ રૈયતના કલ્યાણને જ મુખ્ય ધ્યેય બનાવી આખી મહેસૂલપદ્ધતિ ફરી રચવાની જરૂર છે. પણ બ્રિટિશ પદ્ધતિ તો રૈયતના પ્રાણનેયે ખેંચી કાઢવા માગતી હોય તેમ રચાયેલી લાગે છે. રૈયતને જેના વિના ચાલે નહિ એવી રોજની જરૂરિયાતની ચીજ નીમક ઉપર પણ કરનો બોજો એવી રીતે લદાયેલો છે કે એનો ભાર મુખ્યત્વે ગરીબ રૈયત ઉપર જ પડે છે, એ કરના નિષ્પક્ષપાતપણામાં જ એની નિર્દયતા સમાઈ છે. મીઠું જ એક એવી વસ્તુ છે કે જે શ્રીમંત વ્યક્તિ તેમજ સમુદાય કરતાં ગરીબે વધારે ખાવું જોઇએ.

એ જો ખ્યાલમાં લઇએ તો તે પરનો કર ગરીબને કેટલો ભારરૂપ છે તે જણાઇ આવે છે. દારૂ તથા કેફી ચીજોની આવક પણ ગરીબ વર્ગ પાસેથી જ મળે છે. એ પ્રજાનાં આરોગ્ય અને નીતિ બન્નેનો જડમૂળથી નાશ કરે છે. વ્યક્તિગત સ્વાતંત્ર્યના જુઠ્ઠા બહાના તળે તેનો બચાવ કરવામાં આવે છે; પણ, સાચી વાત તો એ છે કે એમાંથી ઊપજતી આવક માટે જ એ ખાતાં નિભાવેલાં છે. ઇ. સ. ૧૯૧૯ ના સુધારા દાખલ કરનાઓએ ચતુરાઇથી એ કરની આવક ચુંટાયેલા ગણાતા મંત્રીઓના ખાતામાં નાંખી દીધી, જેથી કરીને સંપૂર્ણ દારૂનિષેધ કરવાથી થનારું આર્થિક નુકસાન તેમને જ ખમવું પડે, અને, એ રીતે દેશનું હિત કરવાનું શરુઆતથી જ તેમને અશક્ય થઇ પડે. જો કમનસીબ મંત્રી આ આવક જતી કરે તો તેને કેળવણીખાતું પણ બંધ કરવું પડે, કારણ કે હાલના સંજોગોમાં દારૂને બદલે આવકનું બીજું સાધન નિર્માણ કરવું તેને માટે શક્ય નથી. આમ ઉપરથી કરનો બોજો ગરીબને કચડે છે એટલું જ દુઃખ નથી; પણ પોતાની આવકમાં પૂર્તિ કરનારો જે મુખ્ય ધંધો (રેંટિયાનો) તેની પાસે રહ્યો હતો, તેનો નાશ કરી, તેની ધનોત્પાદનની શક્તિયે ઝૂંટવી લવામાં આવી છે.

હિંદની પાયમાલીની કરૂણ કથા હિંદને નામે જે કરજો કાઢવામાં આવ્યાં છે તેનો ઉલ્લેખ કર્યા વિના પૂરી ન થાય. પણ તે વિષે હાલમાં જ વર્તમાનપત્રોમાં પૂરો ઉહાપોહ થયેલો છે, તેથી તેનો વિસ્તાર કરતો નથી. એટલું જ કહેવું બસ છે કે એવાં બધાં દેવાંની નિષ્પક્ષ પંચ પાસે પૂરેપૂરી તપાસ કરાવી, એમાંથી જે દેવાં અન્યાયી અને ગેરવાજબી ઠરાવવામાં આવે તે પતાવવાનો ઇનકાર કરવાની સ્વતંત્ર ભારતની ચોખ્ખી ફરજ થઇ પડશે.

### એ તંત્રને તિલાંજલિ આપો

દેખીતી રીતે જગતમાં સૌથી વધારે ખર્ચાળ એવા પરદેશી રાજતંત્રને નભાવવા માટે આ બધાં પાપો ચાલુ રાખવામાં આવે

છે. આપનો જ પગાર લો. એ માસિક રૂ. ૨૧,૦૦૦ થી વધુ છે. એ ઉપરાંત તેમાં ભથ્થાં અને બીજા આડાઅવળા ઉમેરા જુદા. આ સામે ઇંગ્લાંડના મુખ્ય પ્રધાનનો પગાર સરખાવો. એને વર્ષે ૫,૦૦૦ પાઉંડ, એટલે, આજના ભાવે, મહિને રૂ. ૫,૪૦૦ થી કાંઇક વધુ મળે છે. જે દેશમાં દરેક માણસની સરેરાશ દૈનિક આવક ૨ આનાથી ઓછી છે, ત્યાં આપને રૂ. ૭૦૦ થી વધારેનો રોજ મળે છે; જ્યારે ઇંગ્લાંડના વતનીની સરેરાશ દૈનિક આવક લગભગ રૂ. ૨ ની ગણાય છે, ત્યારે તેના મુખ્ય પ્રધાનને માત્ર રૂ. ૧૮૦ નો રોજ મળે છે. આ રીતે આપ પગારરૂપે ૫૦૦૦ થી વધુ હિંદીઓની સરેરાશ કમાણી ઉપાડો છો; જ્યારે ઇંગ્લાંડનો મુખ્ય પ્રધાન માત્ર ૯૦ અંગ્રેજોની કમાણી ઉપાડે છે! હું આ અજબ વિષમતા ઉપર જરા ધ્યાનપૂર્વક વિચારી જોવા આપને હાથ જોડીને વિનંતિ કરું છું. એક કઠોર પણ સાચી હકીકત બરાબર સમજાય તે માટે મારે આપનો અંગત દાખલો જ ટાંકવો પડ્યો છે; નહિ તો અંગત રીતે મારા મનમાં આપને વિષે એટલો આદરભાવ છે કે આપની લાગણી દુભાય એવું કહેવા હું ન ચાહું. હું જાણું છું કે આવડો પગાર આપને મળે એમ આપ ઇચ્છતા નથી. કદાચ આપનો આખો યે પગાર આપ સખાવતમાં આપી દેતા હશો. પણ જે રાજ્યપદ્ધતિ આવી ઉડાઉ વ્યવસ્થા યોજે છે, તેને તાબડતોબ તિલાંજલિ આપવી ઘટે છે. જે દલીલ આપના પગારને લાગુ પડે છે, તે આખા રાજતંત્રને લાગુ પડે છે.

સારાંશ કે, જો રાજતંત્રના ખર્ચમાં બહોળો ઘટાડો કરવામાં આવે તો જ રાજ્યની આવકમાં યે બહોળો ઘટાડો કરી શકાશે. આનો અર્થ એ કે રાજ્ય ચલાવવાની પદ્ધતિમાં જ પરિવર્તન થવું જોઇએ. આવું પરિવર્તન સ્વતંત્રતા વિના શક્ય નથી. મારા મત પ્રમાણે, આ જ ભાવનાથી લાખો ગામડિયાઓ તા. ૨૬ મી જાન્યુઆરીએ

આપોઆપ થયેલી સભાઓમાં સહેજે જોડાયા હતા. એમને મન સ્વતંત્રતા એટલે ઉપર વર્ણવેલા ચગદી નાંખનારા ભારમાંથી મુક્તિ.

ઈંગ્લંડ જે લૂંટ ચલાવી રહ્યું છે તેનો હિંદ એકમતે વિરોધ કરી રહ્યું છે, છતાં ઈંગ્લંડનો એક મોટો રાજકીય પક્ષ તે લૂંટ છોડી દેવા તૈયાર નથી એમ મને લાગ્યું છે.

## અહિંસા જ યમપાશમાંથી છોડવે

પણ, હિંદી પ્રજાને જીવતી રાખવા અને ધીમેધીમે ભૂખમરાથી થતો તેનો વિનાશ અટકાવવા કાંઈક પણ તાત્કાલિક ઈલાજ શોધ્યે જ છૂટકો છે. આપે સૂચવેલી પરિષદ એવો ઈલાજ નથી. દલીલોથી બુદ્ધિને ખાતરી કરાવી આપવાપણું હવે રહ્યું નથી; પણ બે પરસ્પર વિરોધી શક્તિઓનો મુકાબલો કરવાનું જ હવે બાકી રહે છે. વાજબી હોય કે ગેરવાજબી હોય, હિંદનો વેપાર અને હિંદમાં રહેલા સર્વે લાભો પોતામાં રહેલા બળના જોર પર ઈંગ્લંડ ઝાલી રાખવા ચાહે છે. આ યમપાશથી છૂટવા માટે જેટલું બળ આવશ્યક છે તેટલું હિંદે સંપાદન કરવું જ રહ્યું.

આટલું તો બન્ને પક્ષે નિર્વિવાદ છે કે હિંદમાં રહેલો હિંસક પક્ષ ભલે અવ્યવસ્થિત અને આજે નજીવો હોય, છતાં તે દિવસે દિવસે બળવાન થતો જાય છે, અને અસરકારક બનતો જાય છે. એનું ધ્યેય અને મારું ધ્યેય એક જ છે, પણ મારી ખાતરી છે કે હિંદના કરોડોને જે મુક્તિ જોઈએ છે, તે એ નહિ અપાવી શકે. વળી મારી દિવસે દિવસે દૃઢ પ્રતીતિ થતી જાય છે કે શુદ્ધ અહિંસા સિવાય બીજા કશાથી બ્રિટિશ સરકારની વ્યવસ્થિત હિંસા અટકાવી શકાશે નહિ. ઘણા માને છે કે અહિંસામાં કાર્યસાધક શક્તિ નથી. જો કે મારો અનુભવ પરિમિત છે, છતાં તે એવો છે કે અહિંસામાં તીવ્ર કાર્યસાધક શક્તિ રહેલી છે. અંગ્રેજી સત્તાની વ્યવસ્થિત હિંસાશક્તિ સામે તેમજ દેશના હિંસક પક્ષની અવ્યવસ્થિત હિંસાશક્તિ

સામે એ તીવ્ર શક્તિને યોજવાનો મારો ઇરાદો છે. જો હું મૂગો બેસી રહું તો એ બન્ને હિંસક શક્તિઓને છૂટી લગામ આપ્યા જેવું થશે. મારી સમજ પ્રમાણેની અહિંસાની અમોઘ શક્તિમાં મારી નિઃશંક અને અડગ શ્રદ્ધા હોવાથી તેનો પ્રયોગ કરવાને બદલે હું માથે હાથ જોડી બેસી રહું તો મને લાગે છે કે હું જરૂર પાપમાં પડું.

આ અહિંસાશક્તિ સવિનય ભંગ દ્વારા વ્યક્ત થશે. હાલ તુરત તો માત્ર સત્યાગ્રહાશ્રમના વાસીઓ દ્વારા જ એનો અમલ થશે, પણ આગળ ઉપર તો એ પદ્ધતિની સ્પષ્ટ મર્યાદાઓને જેઓ સ્વીકારે તે સર્વે તેમાં સામેલ થઇ શકે એવી તેની યોજના છે.

## જોખમ વિના જય નથી

હું જાણું છું કે અહિંસાત્મક લડત ઉપાડવામાં ગાંડું સાહસ કરી શકાય એવું જોખમ હું ખેડી રહ્યો છું, પણ ગંભીરમાં ગંભીર જોખમો ખેડયા વિના સત્યનો જય થયો નથી. જે પ્રજા પોતાના કરતાં વધારે મોટી અને પ્રાચીન, અને પોતાના જેટલી જ સંસ્કારી પ્રજાનો જાણેઅજાણે નાશ કરી રહી છે, તે પ્રજાનો હૃદયપલટો કરવા માટે જેટલું જોખમ ખેડવું પડે તેટલું ઓછું.

## અંગ્રેજોની સેવા જ મારો ઉદ્દેશ

'હૃદયપલટો' એ પ્રયોગ હું જાણીજોઇને વાપરું છું, કારણ અહિંસા દ્વારા મારી ઉમેદ બ્રિટિશ પ્રજાનો એવો હૃદયપલટો કરવાની છે કે જેથી એણે હિંદને કરેલા નુકસાનને તે સ્પષ્ટપણે જોઈ શકે. હું આપના દેશબંધુઓનું અહિત શોધતો નથી. મારા દેશબંધુઓની જેમ જ તેમની યે હું સેવા કરવા ચાહું છું. હું માનું છું કે મેં હમેશાં તેમની સેવા જ કરી છે. ઇ. સ. ૧૯૧૯ સુધી મેં આંખ મીંચીને તેમની સેવા કરી. પણ જ્યારે મારી આંખો ખૂલી અને મેં અસહકાર પોકાર્યો, ત્યારેયે મારો ઉદ્દેશ તેમની સેવાનો જ હતો. જે શસ્ત્ર મેં નમ્રતાથી પણ સફળતાપૂર્વક મારાં પ્રિયમાં પ્રિય સગાં સામે ઉપાડેલું તે જ શસ્ત્ર

મેં સરકાર સામે ઉપાડ્યું. હું હિંદીઓના જેટલા જ અંગ્રેજોને ચાહું છું એ વાત જો સત્ય હોય, તો તે લાંબો વખત છૂપી રહેશે નહિ. વરસો સુધી મારી કસોટી કર્યા બાદ જેમ મારા કુટુંબીઓએ મારા પ્રેમનો દાવો કબૂલ રાખ્યો, તેમ અંગ્રેજો પણ કબૂલ રાખશે. મને ઉમેદ છે કે પ્રજા મને સાથ દેશે, અને જો તેમ થશે—સિવાય કે બ્રિટિશ પ્રજા વહેલી સમજી જાય—તો દેશના પર તૂટી પડનારાં દુઃખનાં પૂર વજ્રમાં વજ્ર હૃદયને પણ પિગળાવવા પૂરતાં થશે.

સવિનય ભંગ દ્વારા સત્યાગ્રહ કરવાની યોજના ઉપર સૂચવ્યા છે તેવા અન્યાયો સામે લડવાની રહેશે. બ્રિટિશ પ્રજા સાથેનો સંબંધ તોડી નાંખવાની અમને ઇચ્છા થાય છે, તેનું કારણ ઉપલા અન્યાયો જ છે. એ દૂર થતાં રસ્તો સરળ થશે. પછી સુલેહનો માર્ગ ખુલ્લો થશે. હિંદ સાથેના બ્રિટિશ વેપારમાંથી લોભનું પાપ નીકળી જાય તો અમારી સ્વતંત્રતા સ્વીકારવામાં મુશ્કેલી નહિ રહે. હું આપને આદરપૂર્વક વીનવું છું કે આ અન્યાયોને સ્વીકારો, તેને તત્કાળ દૂર કરવાનો માર્ગ કાઢો, અને આ રીતે સર્વ માનવજાતિનું કલ્યાણ શોધવાના જ આશયથી જ બે સરખા દરજ્જાના પક્ષો સલાહ માટે ભેગા થાય એવો માર્ગ લો, આથી સ્વેચ્છાપૂર્વક મિત્રતા બંધાશે. બન્ને દેશો એક બીજાની મદદમાં ઊભા રહેવાની અને બન્ને અનુકૂળ થાય તેવો વેપાર ખેડવાની રીતો નક્કી કરી શકશે. કમભાગ્યે દેશને પીડતા કોમી ઝગડાઓને આપે નિષ્કારણ જ વધારે પડતું મહત્ત્વ આપ્યું છે. રાજબંધારણની કોઇપણ યોજના નક્કી કરવામાં એ બાબતો મહત્ત્વની છે ખરી, પણ સર્વે કોમોને સમાનપણે લાગુ પડતા, કોમોથી પર એવા મહાન પ્રશ્નોને એ ઝગડાઓ સાથે કશું લાગતુંવળગતું નથી.

## તમે ન સાંભળો તો—

પરંતુ ઉપરનાં અનિષ્ટો દૂર કરવાનો આપ કોઈ ઉપાય શોધો નહિ, અને મારા કાગળની આપની ઉપર અસર ન થાય તો આ મહિનાની ૧૧ મી તારીખે હું આશ્રમના શક્ય હશે તેટલા સાથીઓ

સાથે મીઠાને લગતા કાયદાઓનો અનાદર કરવાનું પગલું ભરીશ. ગરીબ વર્ગના દૃષ્ટિબિન્દુથી આ કાયદો મને સૌથી વધુ અન્યાયી લાગ્યો છે. સ્વાતંત્ર્યની લડત દેશના ગરીબમાં ગરીબ વર્ગ માટે મુખ્યત્વે હોવાથી, આ અનિષ્ટ સામેની લડતથી શરૂઆત કરવામાં આવશે. આશ્ચર્ય તો એ છે કે અમે આટલાં વર્ષો સુધી આ દુષ્ટ ઇજારાને વશ રહ્યા. મને કેદ કરીને મારી યોજના નિષ્ફળ કરવાનું આપના હાથમાં છે એ હું જાણું છું, હું આશા રાખું છું કે મારી પાછળ લાખો માણસ વ્યવસ્થિત રીતે કામ ઉપાડી લેશે, અને જે મીઠાના કાયદા કદી થવા જ જોઇતા નહોતા એનો ભંગ કરી કાયદાની રૂએ થનારી સજાને ભોગવવા તૈયાર થશે.

શક્ય હોય તો તો આપને નકામી—અથવા જરાયે—મૂંઝવણમાં નાંખવાની મારી ઇચ્છા નથી. જો આપને મારા કાગળમાં કાંઇ વજૂદ લાગતી હોય, અને મારી સાથે ચર્ચા કરવા જેટલું આપ એને મહત્ત્વ આપતા હો, અને તે કારણસર જો આપ આ કાગળની પ્રસિદ્ધિ અટકાવવા ચાહતા હો, તો આ કાગળ મળતાં જ આપ મને તારથી ખબર આપશો તો હું ખુશીથી તેમ કરતો અટકીશ. પણ, જો મારા કાગળના મુખ્ય મુદ્દાઓને સ્વીકારવાનું આપને અશક્ય લાગતું હોય તો તો મને મારે માર્ગેથી પાછો ફેરવવાનો પ્રયત્ન કરશો નહિ એવી વિનંતિ કરું છું.

આ કાગળ ધમકીરૂપે લખાયેલો નથી, પણ સત્યાગ્રહીના સરળ અને પવિત્ર ધર્મના પાલનને અંગે છે. આથી આ પત્ર હું એક અંગ્રેજ યુવકદ્વારા આપને પહોંચાડવાનો ખાસ માર્ગ લઉં છું. એ યુવક હિંદની લડત ન્યાયી છે એમ માને છે. અહિંસામાં એને પૂર્ણ શ્રદ્ધા છે, અને જાણે ઇશ્વરે જ એને આ પત્ર માટે મારી પાસે મોકલી આપ્યો હોય તેમ મારી પાસે આવ્યો છે. એ જ વિનંતિ.

લિ. આપનો સાચો મિત્ર,

**મોહનદાસ કરમચંદ ગાંધી**

# વાસી જવાબ

"ભાઇશ્રી ગાંધી,

તમારો તા. ૨ જી નો પત્ર નામદાર વાઇસરૉયને મળ્યો છે. તમે એવું કાર્ય ઉપાડવા ધારો છો કે તેને પરિણામે સુલેહશાંતિનો ભંગ થવાનો તથા કાયદાનો અનાદર થવાનો ભય ચોખ્ખો રહેલો છે; એ જાણીને વાઇસરૉયસાહેબને દિલગીરી ઉપજી છે.

લિ. સેવક,
જી. કનિંગહેમ.
ખાનગી મંત્રી"

આવા જવાબથી આપણે પરિચિત છીએ. વાચક જોઇ શકશે કે ચોર કોટવાળને દંડે એ ન્યાય આ છે. એનો વધુ પુરાવો જોઇતો હોય તો ઘડાઈ ગયેલી ઢબના આ જવાબમાંથી મળી રહે છે. પગે પડીને મેં જ્યાં ખાવાનું માગ્યું ત્યાં ભાણામાં પથરા મળ્યા.

મીઠાનો ગરીબો ઉપર પડતો વેરો—જેને લીધે તેના ઉપર વાર્ષિક પાંચ આનાનો એટલે લગભગ ત્રણ દિવસની કમાણી જેટલો બોજો પડે છે તે–રદ કરીને મને પોતાનો કરી લેવાનું વાઇસરૉય-સાહેબના હાથમાં હતું. હિંદુસ્તાન સિવાય બીજા કોઇ પણ દેશમાં રૂ. ૩૬૦ની વાર્ષિક આવકવાળાને પોતાને ખાવાના મીઠા માટે રાજ્યને રૂ. ૩ આપવા પડતા હોય એવું મારી જાણમાં નથી. આવો વાસી જવાબ આપવાને બદલે બીજું ઘણું વાઇસરૉય કરી શકત, પણ હજી એ વખત નથી આવ્યો. જે પ્રજાના વાઇસરૉય પ્રતિનિધિ છે તે એમ ઝટઝટ નમ્યું આપે એવી અથવા ઝટઝટ પશ્ચાત્તાપ કરે એવી

નથી. કાલાવાલા કરવાથી તે કદી માનતી નથી. શારીરિક બળ એ તરત ધ્યાનમાં લે છે. જરાયે થાક્યા વિના કલાકો સુધી મુક્કાબાજીના ખેલ એ એકશ્વાસે નિહાળી શકે છે. ફૂટબૉલની મેચ જેમાં હાડકાં ભાંગવાનો સંભવ હોય છે એ જોવા તેઓ ગાંડાગાંડા થઇ જાય છે. યુદ્ધનાં લોહીને થીજાવી નાંખે એવાં વર્ણનો તેમને રોમહર્ષણ લાગે છે. વિરોધ ઉઠાવ્યા વિના મૂંગામૂંગા સહન કરેલા દુ:ખની પણ તેઓ કદર કરે છે, પરંતુ ગમે તેવી સચોટ દલીલ હોય તેથી કાંઇ જે કરોડો રૂપિયા હિંદુસ્તાનમાંથી દર વરસે તે ધસડી જાય છે એ તે જતા નહિ કરે. એટલે વાઇસરૉયના જવાબમાં મને કશું જ આશ્ચર્ય પામવા જેવું લાગતું નથી.

પરંતુ એટલી મારી ખાતરી છે કે મારા કાગળમાં જે લખ્યું છે. તે ફગોળિયો ધા ન હોય તો મીઠાવેરો અને એવી બીજી ઘણી વસ્તુઓના દિવસ ભરાઇ ચૂક્યા છે. મારા કાગળમાં લખેલામાંથી કેટલું હું સાચે જ કરવાનો છું તે તો કાળે કરીને જ જણાશે.

જવાબમાં લખ્યું છે કે હું એવું કાર્ય ઉપાડવા ધારું છું જેને પરિણામે સુલેહશાંતિનો ભંગ થવાનો તથા કાયદાનો અનાદર થવાનો ભય ચોખ્ખો રહેલો છે. કાયદા અને ધારાધોરણનાં થોથાંના મોટા પહાડો ખડકેલા તો છે પણ પ્રજાને તો એક જ કાયદાનો પરિચય છે, અને તે બ્રિટિશ અમલદારની મરજી. એક જ સુલેહશાંતિ પ્રજાએ અનુભવી છે, અને તે પોતાના દેશમાં જ કેદી જેવી સ્થિતિમાં રહેવાની. આખો હિંદુસ્તાન દેશ એક મોટું કેદખાનું થઇ ગયો છે. હું આવા કાયદાને ગણકારતો નથી, અને જે ફરજિયાત શાંતિ પ્રજાના હૃદયને મોકળાશને અભાવે ગૂંગળાવી રહી છે તેના સ્મશાનવત્ એકસૂરનો નાશ કરવાની હું મારી પવિત્ર ફરજ સમજું છું.

# અંતિમ પરીક્ષા

[વાઇસરૉયને પત્ર લખ્યા બાદ મહાત્માજીએ નીચે પ્રમાણે તા.૯–૩–૩૦ ના નવજીવનમાં અગ્રલેખ લખ્યો હતો.]

વાઇસરૉયસાહેબનો પત્ર રવિવારે અહીંથી રવાના થયો. મંગળવારે તેમને મળ્યો. તેમાં જણાવ્યા પ્રમાણે તેમના તારની રાહ જોયા બાદ તે ગુરુવારે પ્રગટ કરવા છાપાંને આપ્યો.

બુધવારે સવારે પો ફાટતાં......ઈશ્વરકૃપા હશે તો હું કૂચ કરવાની આશા રાખું છું. સુરત તરફ મીઠું સહેલાઈથી પકાવવાની સગવડો પુષ્કળ છે એમ તે તરફના સેવકો કહે છે. વળી તેઓ કહે છે કે ત્યાં સંપૂર્ણ શાન્તિ જળવાવાનો સંભવ છે, ને સાથસાથ આમવર્ગ તરફથી મદદ મળવાનો પણ સંભવ છે. સુરત જિલ્લામાંયે જલાલપુર તાલુકામાં પ્રવેશ કરવાનો ઠરાવ છે. સન ૧૯૨૧માં જ્યારે બારડોલીની મારફતે સ્વરાજ્યની લડત શરૂ કરી હતી ત્યારે પણ જલાલપુર તાલુકા તરફથી માગણી હતી, અને ત્યાંના કેટલાક મીઠા અનુભવો હજુયે મને યાદ છે. આજે પણ ત્યાં રચનાત્મક કામ સારું ચાલી રહ્યું છે, મીઠું પકાવવાની સગવડ એ તાલુકામાં પુષ્કળ છે, લોકોમાં ઉત્સાહ છે અને દરેક રીતે લોકો પોતે લડતમાં ભાગ લેવા તૈયાર છેઃ આમ સરદાર વલ્લભભાઈની માન્યતા છે, અને તેથી તેમણે જલાલપુર તાલુકો મીઠાના કાયદાનો સવિનય ભંગ કરવાને સારુ પસંદ કર્યો છે. ત્યાં લગી હું અથવા તો સાથીઓ પહોંચશું કે નહિ, એટલે અમને સરકાર પહોંચવા દેશે કે નહિ, એ મોટો પ્રશ્ન છે. હું માનું છું કે અમને પહોંચવા નહિ દે. એમ થાય તોયે જલાલપુર તાલુકો લડતમાં સંપૂર્ણ ભાગ લેશે એવી આશા હું રાખીશ. સરદારને તો એમ થવાની

ખાતરી જ છે. પણ એટલેથી મારો લોભ અટકે તેમ નથી. આ વખતે આખી ગુજરાત તરફથી હું ફાળાની આશા રાખું છું, અને ગુજરાત પહેલ કરશે તો આખું હિન્દુસ્તાન જાગશે એમાં મને શંકા નથી. પ્રજામાં ભારે જાગૃતિ થાય ત્યારે ખૂનખરાબી થવાનો ભય હમેશાં રહેલો જ હોય છે. આ અહિંસાત્મક યુદ્ધ એ ભયથી મુક્ત નથી. હિંસાઅહિંસાનો જ્યાં સવાલ નથી ત્યાં ખૂનખરાબી થાય તેનું કોઇને દુઃખ હોતું નથી. ઘણા તો તેને વધાવી પણ લે છે. પણ આ યુદ્ધમાં એક મોટો સમુદાય છે, જેનો ધર્મ ખૂનખરાબીને વધાવવાને બદલે રોકવાનો છે. એ ભયથી આજ લગી હું પોતે સવિનય ભંગને રોકી રહ્યો હતો, અને પ્રજાને તેમ કરતાં રોકવાની કોશિશ કરી રહ્યો હતો. હવે ખૂનખરાબીનું જોખમ વહોરીને પણ હું અંતિમ પગલું ભરવા તૈયાર થઈ ગયો છું. કેમકે હવે હું બીજી રીતે યુદ્ધને સારુ પ્રજાની પાસે તૈયારી કરાવી શકું એવું મને ભાસતું નથી. બીજી તરફથી હું જોઉં છું કે સરકારી સંગઠિત હિંસા દિનપ્રતિદિન વધતી જાય છે, અને તે જ પ્રમાણમાં તે હિંસાનો હિંસક પ્રતિકાર કરનારી ટોળી પણ જોર કરતી જાય છે. તેથી જો અહિંસામાં હિંસાને રોકવાની શક્તિ હોય અથવા મારામાં અહિંસા હોય તો આ બેવડી હિંસાને રોકનારો અહિંસક માર્ગ મને જડી આવવો જ જોઇએ. એ માર્ગ હમણાં હું લઈ રહ્યો છું તે છે એમ માનું છું. પણ એ ન હોય તો મારે કોઇક પણ રીતે હવે પ્રજાની પ્રગતિની આડે આવતાં ખસી જવું જોઈએ એ વિષે મને શંકા નથી. જો હું ખાદીકામથી જ સંતોષ માનીને બેસી રહું તો મારી અહિંસા લાજે એમ હું સ્પષ્ટ જોઈ શકું છું. અહિંસામાં ખાદીશક્તિ કરતાં કરોડો ગણી વધારે શક્તિ છે એ વિષે મને શંકા નથી. સ્વરાજ્ય લેવાના અહિંસાત્મક માર્ગમાં ખાદી એ આવશ્યક અંગ છે એને વિષે મને શંકા નથી. ખાદી ન હોય તો સ્વરાજ્ય નથી એ વિષે પણ મને શંકા નથી. ખાદીએ જે પ્રગતિ કરી છે તે પ્રગતિ ન થઈ હોત તો જે માર્ગ લેવા હું

અત્યારે તૈયાર થઇ રહ્યો છું તે લેવા પૂરતો આત્મવિશ્વાસ મને કદી ન આવ્યો હોત એ વિષે પણ મને શંકા નથી. પણ ખાદી ઉત્પન્ન કરવા ઉપરાંત હવે કાર્ય થવું જોઇએ એ સ્પષ્ટ છે. ખાદીને વધુ વેગ મળવાને સારુ પણ પ્રજામાં વધારે જાગૃતિની આવશ્યકતા છે. જાગૃતિ થતાં છતાં અહિંસા જળવાય તો આજે સ્વરાજ્ય છે એ નિઃસંદેહ છે. આ વિચારશ્રેણીને વશ થઇને હું ઝંપલાવું છું. વાંચનાર જાણે કે આ વિચારશ્રેણી માર્ગ સૂઝયા પછી પેદા થઇ છે. મારી એવી માન્યતા છે કે મનુષ્ય મોટાં કાર્યો અંતર્નાદને વશ થઇને જ કરે છે. પછી તે અંતર્નાદ દૈવી હો કે આસુરી. અંતર્નાદ સંભળાયા પછી તેને અનુકૂળ દલીલ મનુષ્યને મળી રહે છે એવો મારો મારે પોતાને વિષે અને ઘણાને વિષે થયેલો અનુભવ છે.

આ અંતર્નાદ ખોટો હોય એટલે આસુરી હોય તો મારે ખસી જવું જોઇએ એ દીવા જેવું સ્પષ્ટ છે. હું અંતર્નાદને દૈવી માનું છું તેથી મને સૂઝેલા માર્ગે ચાલીને મરી છૂટવું અથવા તેની સફળતા સિદ્ધ કરવી એ જ એક મારે સારુ રસ્તો છે.

તેથી આ લડતને હું અંતિમ પરીક્ષા માનું છું. જેઓ તેમાં જોડાય તે એમ જ સમજીને દાખલ થાય.

આ લડતમાં અસંખ્ય માણસો જોડાય તો ને શાંતિ જળવાઈ રહે તો આપણે ન કલ્પી શકીએ એટલી ત્વરાથી પૂર્ણ સ્વરાજ્ય પામી શકીએ છીએ.

# 'આશ્રમ'ની તૈયારી

[ બાપુજીએ ઐતિહાસિક કૂચ દરમિયાન પ્રથમ ટુકડીમાં આશ્રમવાસીઓને લેવાનું નક્કી કરેલું. નીચેના શ્રી. મહાદેવભાઇના લેખમાંથી આશ્રમવાસીઓ એ કૂચમાં પોતાનું બલિદાન વિશુદ્ધ નિવડે એ માટે શી તૈયારી કરી રહેલા હતા તે વસ્તુ જાણવાની મળશે. ]

આ બધી ઘટનાઓ શ્રદ્ધાની કસોટી તો હતી જ, પણ હવે ઝઝૂમી રહેલા ઘમસાણની તૈયારીરૂપે પણ હતી. ભાવી ઘટનાઓના ભણકારા ગાંધીજીના મનમાં કેવા વાગતા હશે તેની તો ખબર નથી, પણ આજની તૈયારીથી તેની કાંઈક ઝાંખી થાય છે. જ્યારથી આશ્રમમાં લડતની વાત ઉપડી ત્યારથી બહેનોનો તેમાં જોડાવાનો ઉત્સાહ અદમ્ય હતો. બહેનોના ઉત્સાહનું માપ કાઢવા બહેનોની પાસે ગાંધીજીએ નામ તો લીધાં, પણ એક દિવસ તેમને કહી દીધું: 'આરંભમાં હું તમને લઇ જવા માગતો નથી.' બહેનો નિરુત્સાહ થઈ, કંઈક હતાશ થઇ, એટલે તેમને ગાંધીજીએ પોતાની 'શિવલ્રી' (ક્ષત્રિયતા) બતાવી: 'હિંદુમુસલમાનો વચ્ચેનાં જૂનાં યુદ્ધો વિષે કહેવાય છે કે મુસલમાનો પોતાની આગળ ગાય રાખતા કે જેથી ગોપૂજક હિંદુઓને હુમલો કરતાં મૂંઝવણ થઈ પડે. આ વાત સાચી હોય કે ખોટી હોય તેની સાથે આપણને લેવાદેવા નથી. પણ ક્ષત્રિયથી એવું ન થાય. અંગ્રેજો ગમે તેવા હોય, પણ તેમને વિષે આપણે એટલું જાણીએ છીએ કે તેઓ સ્ત્રીઓ ઉપર એકાએક હાથ ન ઉપાડે. એટલે ગમે તેટલું સંકટ સહન કરવાની વાતો કરનારા આપણે આપણી ટુકડીને મોખરે સ્ત્રીઓને રાખીએ એ આપણને ન શોભે. આપણી ખૂબ મારપીટ ખમવાની પણ તૈયારી હોય તો તેમાંથી બચી જવાને માટે આપણે સ્ત્રીઓને આગળ કરીએ એ કેમ બને ?'

સ્ત્રીઓ સમજી ગઈ. પણ તેથી ભવિષ્યમાં સ્ત્રીઓ યુદ્ધમાંથી અલગ રહેશે એમ નથી એવું તેમને ગાંધીજીએ અભયદાન દીધું

'જ્યારે પુરુષોએ પૂરેપૂરો ભોગ આપ્યો હશે ત્યારે તમને જેલમાં મોકલતાં મને જરાય સંકોચ ન થાય,' એવું તેમને આશ્વાસન દીધું. બહેનોએ આ આશ્વાસન ઝીલી લીધું, અને જેલની બહાર રહીને જેલના કરતાં વધારે કામ કરી બતાવવાનું બીડું ઝડપ્યું. જ્યારે આશ્રમ લગભગ આખો ખાલી થવાનો છે ત્યારે પણ આશ્રમની મુખ્યમુખ્ય પ્રવૃત્તિઓ—ખાદીની, ગોશાળાની, ચર્માલયની, બાળશાળાની, કન્યાશાળાની —સ્ત્રીઓ શા સારુ ન ઉઠાવી લે એ વિચારવાને માટે બહેનો ભેગી મળી રહી છે, અને કામની વહેંચણી ચાલી રહી છે, જાણે આ કામ ઉઠાવી લેવાની તેમને સૌને તાલીમ મળે એ અર્થે, અને જેલમાં અમુક કલાક કામ કરવાની ટેવ પડી જાય એ અર્થે પણ સ્ત્રીઓને આ રીતે આ કામ વહેંચી લેવાનું ગાંધીજીએ ઉત્તેજન આપ્યું છે, અને આ બધી પ્રવૃત્તિઓ સંભાળી રહેલા મુખ્યમુખ્ય માણસોને પણ ગાંધીજીએ પોતાની પહેલી ટુકડીમાં લીધા છે. "પ્રથમ ઉત્તમ બલિદાન આપવાં જોઇએ. શુદ્ધમાં શુદ્ધ બલિદાનનો વિચાર કરી રહ્યો છું ત્યારે તો મને લાગે છે કે આપણું બલિદાન તો શુદ્ધતમ નથી પણ મલિન છે. પણ આથી વધારે સારુ બલિદાન હું ક્યાં શોધવા જાઉં ? એટલે જ મેં આશ્રમની તાલીમ લઈ રહેલાઓમાંથી લેવા જેવા બધાને વીણી કાઢ્યા છે, અને માત્ર બેપાંચ માણસોને રાખીને આખો આશ્રમ ખાલી કર્યો છે. તા. ૧૨ મીએ આપણે કૂચ કરીએ ત્યાં સુધી હજી આમાંથી જેમને નીકળવાની ઇચ્છા હોય તે નીકળી જઈ શકે છે, પણ પાછળથી કોઈ નીકળવા ઇચ્છશે તો મને માથાનો ઘા લાગશે. આ બધાએ એ પણ સમજી લેવાનું છે કે આ આખરી ફેંસલો છે. આ લડત થોડા દિવસમાં આટોપાય તો થોડા દિવસ કે અનેક વર્ષો ચાલે તો અનેક વર્ષો સુધી સૌએ તેમાં ઝૂઝવું પડશે, અને સ્વતંત્રતા લઇને જ એમાંથી નીકળી શકાશે કે મરીને છૂટી શકાશે એ ખચ્ચિત માનજો. જેલ જ મળશે એમ ન માનતા. લાઠીઓ પડશે તેની પણ તૈયારી રાખજો."

# પ્રયાણ આરંભતાં પહેલાં

[ મહાકૂચના પહેલાં થોડા દિવસ સુધી અવારનવાર માનવમેદની આશ્રમભૂમિ ઉપર દૃષ્ટિગોચર થતી હતી. તે પ્રસંગે જુદી જુદી વ્યક્તિઓ તરફથી મહાત્માજીને પ્રશ્નો પૂછાએલા તે પ્રશ્નો તેના ઉત્તર સાથે શ્રી. મહાદેવભાઇએ નવજીવનમાં આપેલા તે નીચે પ્રમાણે છેઃ ]

આશ્રમમાં હમણાં માણસોની ભીડનો પાર નહોતો એ સૌ કોઈ જાણે છે. પ્રાર્થનાભૂમિ ઉપર પણ છાપાંના ખબરપત્રીઓ આવવા લાગ્યા હતા, અને ગાંધીજીના 'વ્યૂહ' જાણવા માટે લોકોનાં ટોળેટોળાં ઊલટયાં હતાં. પણ ગાંધીજી પોતાના 'વ્યૂહ' કેવી રીતે પ્રગટ કરતા તે તો 'કસોટી અને તૈયારી' લેખ વાંચનારા સારી પેઠે જાણે છે. હવે આ લેખમાં ગાંધીજીની પાસે પહોંચી જેમને વાતો કરવાની તક મળતી તેમની અનેક વાતોનો પ્રશ્નોત્તરીરૂપે સાર આપવા ઈચ્છું છું:

### શબ્દોથી હું મોહાતો નથી

પ્ર૦ આપ કઈ જાતનું રાજતંત્ર માગો છો?

ઉ૦ જે તંત્ર પ્રજાની ઇચ્છાને વશ વર્તે અને તેનો અમલ કરે તે.

પ્ર૦ આપને પ્રજાકીય તંત્ર જોઇએ ના?

ઉ૦ એનું નામ હું નહિ પાડું; કારણ નામોનો મને મોહ નથી, અને તંત્રના રૂપ કે આકાર વિષે મને પડી નથી.

પ્ર૦ પણ એની નીતિરીતિ વિષે તો હશે ને?

ઉ૦ એ વિષે તો અવશ્ય. મને નથી પડી તે તો એ તંત્રના આકાર વિષે.

પ્ર૦ ત્યારે તો રાજાસત્તાક વિષે આપને વાંધો નહિ હોય?

ઉ૦ મેં કહી જ દીધું છે કે મારો નામની સાથે ઝગડો નથી.

પ્ર૦ ત્યારે આપનું પ્રજાકીય તંત્ર કેવા પ્રકારનું હશે?

ઉ૦ મને તેની ખબર નથી; મને તો એની નીતિમાં જ રસ છે. અને નીતિ એટલે પ્રજાની ઇચ્છાને પહોંચી વળવાનો સાધનમ

એ સાધન બે જ હોઇ શકે: એક દગો, છળકપટ અને હિંસા બીજું અહિંસા અને સત્ય. દગામાં હિંસા આવી જ જાય છે, અહિંસામાં એને સ્થાન નથી.

પ્ર૦ ત્યારે અહિંસા સાથે દગોફટકો ન હોય?

ઉ૦ ના; નહિ જ હોય. દગોફટકો એ જ એક જાતની હિંસા છે.

પ્ર૦ પણ મેં તો અહિંસા સાથે દગોફટકો ભાળ્યો છે. ચીન દુનિયાના એક શાંતમાં શાંત દેશ હોવાની ખ્યાતિ પામ્યું છે. એના દગાફટકાની વાતો કરવા બેસુ તો આપને કંપારી છૂટે.

ઉ૦ ફરી કહી દઉં કે શબ્દો મને આંજતા નથી. પ્રજા તરીકે ચીનાઓ જગતમાં શાંતમાં શાંત પ્રજા છે. પણ તેમનામાં દગોફટકો હોય જ તો તે શાંતિ સાચી નહિ હોય, સ્વેચ્છાપૂર્વકની નહિ હોય. મારા કાર્યમાં દ્વેષ ન દેખાતો હોય છતાં દિલમાં તે ભરેલો હોય, તો હિંસક તો કહેવાઉં જ. હું જે અહિંસા અને શાંતિની વાત કરું છું તે તો હૃદયબળની પ્રસાદી છે. એ શાંતિ એ અહિંસા મારામાં હોય તો વેરઝેર હોય જ નહિ. હિંસા માત્ર કાયિક જ હોય એમ નથી. હું તો દરેકના હૃદયમાં ઘૂંટડો ઉતારવા માગું છું કે કાયિક, વાચિક કે માનસિક હિંસાથી મારે હિંદને માટે સ્વરાજ નથી મેળવવું. એ શકય છે કે અશક્ય છે એ નોખો સવાલ થયો. અત્યારે મારે માટે આટલું બસ થશે; જે માણસ વ્યૂહ ઘડી કાઢે અને પ્રજાને દોરે તે અણિશુદ્ધ હોવો જોઇએ. તેનામાં અહિંસા અને સત્ય હોવાં જોઇએ. અહિંસા આપોઆપ કામ કરે છે, કૃત્રિમ રીતે પર–પ્રેરણાથી કામ નથી કરતી. આથી જ, અહિંસાની મારી યોજના પાર ઉતારવા માટે મેં મહાસભાની કાર્યવાહક સમિતિ પાસેથી અબાધિત સત્તા માગી લીધી.

## વિદેશી માલનો બહિષ્કાર વિ૦ સવિનય ભંગ

પ્ર૦ ગાંધીજી! આપને નથી લાગતું કે પરદેશી માલનો બહિષ્કાર એ સવિનય કાનૂનભંગ કરતાં વધારે અસરકારક થાત?

ઉ૦ અનેક વર્ષો ઉપર પરદેશી માલની બહિષ્કારની ઠાલી બૂમ મેં સાંભળી હતી, અને મેં એને બદલે વિદેશી વસ્ત્રબહિષ્કાર મૂક્યો. એની કંઈક અસર થઈ, પણ તમામ વિદેશી માલના બહિષ્કારની તો કશી જ અસર પડી નથી.

પ્ર૦ મને લાગે છે કે બંગાળામાં બ્રિટિશ માલનો બહિષ્કાર ઠીક સફળ થયો હતો, પણ બીજા પ્રાંતોએ એને ઉપાડી ન લીધો.

ઉ૦ ના, એ તૂટી પડયો. અમદાવાદ અને મુંબઈની મિલોએ ભળતું જ કાપડ મોકલી દેશને દગો દીધો, અને જો શુદ્ધ મિલનું કાપડ મોકલ્યું તો તેના દમ બાંધીને ભાવ લીધા.

પ્ર૦ મારું કહેવું પણ એમ જ છે. આ વસ્તુને પૂરી ગંભીરતાથી અજમાવવામાં આવી નહોતી.

ઉ૦ એમ જ હોય તો તો લોકો એને અખતરો કરી જોવા તૈયાર નહોતા એમ થયું. મારી વાત પૂછો તો તો મને એ વસ્તુમાં વિશ્વાસ જ નહોતો, એટલે હું એને શી રીતે ટેકો આપી શકું ?

પ્ર૦ પણ સવિનય કાનૂનભંગ કરતાં વિદેશી વસ્ત્રબહિષ્કાર કરવો વધારે સહેલો નથી ?

ઉ૦ ના; વધારે મુશ્કેલ છે. વિદેશી વસ્ત્રબહિષ્કારમાં ૩૦ કરોડ પ્રજાનો સહકાર જોઈએ, જ્યારે સવિનય કાનૂનભંગમાં તો દશ હજાર તેજસ્વી સ્ત્રીપુરુષો નીકળી આવે તો બેડો પાર થાય.

પ્ર૦ એ કેવી રીતે ? એ બધાંને જેલમાં પૂરવામાં આવશે એટલે થઈ રહ્યું.

ઉ૦ એ બાજી ખેલી જુએ તો ખરા. આ લોકોની અપેક્ષા કરતાં પહેલાં સરકારે એમને ફાંસીએ લટકાવવા પડશે. આ માણસો સાચા અને ટેકવાળા હશે તો ઠેઠ સુધી સરકારને પજવ્યા જ કરશે.

પ્ર૦ જેલમાં પણ ?

ઉ૦ વાત તો એ છે કે સરકાર એમને લાંબો વખત જેલમાં નહિ રાખી શકે. સાચું કહીએ તો ૧૯૨૧માં આપણી પાસે ૫.

પણ શુદ્ધ સત્યાગ્રહીઓ નહોતા. રાજદ્વારી કેદી માત્ર સવિનય કાનૂનભંગી હોય જ એમ નથી.

## ખુનામરકીનું જોખમ

પ્ર૦ આપની ચળવળને પરિણામે ખુનામરકી ન થાય?

ઉ૦ થાય; બાકી મારો પ્રયત્ન તો હિંસાને રોકવાનો જ છે. અત્યારે હું કલ્પી રહ્યો છું તેવી અહિંસાત્મક હિલચાલ ન હોય તો દેશનો આ તંત્રના સામેનો વિરોધ ખુનામરકીમાં જ પરિણમે. મારી લડત એ વિરોધને સાચે માર્ગે વાળવાની છે.

પ્ર૦ હા; મેં સાંભળ્યું છે ખરું કે આપ હિંસાને રોકવાને માટે જ આ લડત માંડી રહ્યા છો.

ઉ૦ એ તો એક કારણ થયું પણ એ જ એક કારણે મેં આ લડતનો આરંભ નથી કર્યો. મારી પાસે તો આથી પણ વધારે સબળ કારણ છે, અને તે એ કે અહિંસાએ જો પોતાનું પોતાપણું સાબિત કરવું જ હોય તો તે આજે જ કરી શકે એમ છે. કેટલેક ઠેકાણે અહિંસાને નિષ્ક્રિય અને નામર્દોના સાધન તરીકે ઓળખવામાં આવે છે તે ખ્યાલને ખોટો પાડવો જ રહ્યો. અને અત્યંત અસરકારક રીતે એનો અમલ થાય ત્યારે તો બહારનાં ઘાતક વિઘ્નો છતાં એ એનું કામ કર્યે જશે. અહિંસાનો સ્વભાવ જ એવો છે કે આ બધા બાહ્ય અંતરાયો તેની આગળ પીગળી જશે. બીજી બાજુ જોશું તો દગો અને રાગદ્વેષ જેવા આંતરિક અંતરાયો આ હિલચાલને ઘાતક નીવડશે. અત્યાર સુધી હું કહેતો હતોઃ 'હિંસાનાં બળો ઉપર મને કાબૂ મેળવવા દો.' હવે મને લાગે છે કે અહિંસાને પૂરી રીતે અમલમાં મૂકીને જ આ હિંસાનાં બળો ઉપર હું કાબૂ મેળવી શકીશ.

પણ લોકો મને કહે છેઃ 'ઇતિહાસનું હિંદમાંયે પુનરાવર્તન થશે.' એ થવાનું જ હોય તો ભલે થતું. આથી કંઈ મારે મારી લડત પડતી મૂકવી ન જ જોઇએ. જો તેમ કરું તો હું કાયરતાના

દોષને પાત્ર થાઉં. હિંસા ઉપર રચાયેલી આ સરકાર સાથે મારે જીવસાટે લડવું જ જોઈએ. એમ કરીને જે અરાજક ગુપ્ત ખુનામરકી ચાલી રહી છે તે ઉપર કાબૂ મેળવી શકીશ. સાચી અને આપોઆપ કામ કરતી અહિંસાનો જ્યારે પ્રયોગ થશે ત્યારે જનતા અવશ્ય પોતાનો પુરુષાર્થ બતાવશે.

## ચમત્કાર

પ્ર૦ પણ આપ ગિરફ્તાર થશો એટલે લડત આપના હાથમાં નહિ હશે તે?

ઉ૦ દક્ષિણ આફ્રિકામાં લડતના પાછલા ભાગમાં ખૂબ ચેતન આવ્યું હતું તે કંઈ મારે લીધે નહોતું આવ્યું; લડત મારા હાથમાં ત્યારે નહોતી જ. હજારોએ અંતરની ઉર્મિથી લડતમાં ઝુકાવ્યું. મેં તો એમનાં મોં સરખાં જોયાં નહોતાં. એમને ઓળખતો તો હું ક્યાંથી જ હોઉં? તેમને લાગ્યું કે જોડાવું જ પડશે, અને તેઓ જોડાયા. કદાચ તેમણે મારું નામ સાંભળ્યું હશે. આંખના પલકારામાં તેમને ઠસી ગયું કે એ લડત તેમના છુટકારા માટેની હતી. તેમને એટલી ખાતરી થઈ હતી કે આ એક માણસ ત્રણ પાઉંડના કર માટે ઝૂઝી મરવા તૈયાર હતો. અને તેમણે ઝંપલાવ્યું. તેમની સામે કેવી કેવી મુશ્કેલીઓ હતી? તેમની ખાણોનાં કેદખાનાં બન્યાં. રાત-દિવસ એમના ઉપર જુલમ ગુજારી રહેનારાઓ એમના દરોગા થયા. તેઓ જાણતા હતા કે તેમના ઉપર રૌરવ નરકના જુલમ ઊતરશે. છતાં તેઓ ડગ્યા નહિ, ખંચકાયા નહિ. એ તો એક ચમત્કાર હતો.

## આખરી ફેંસલો

પ્ર૦ પણ આ લડતથી દેશમાં વધારે તડાં નહિ પડે?

ઉ૦ મને એવો ભો નથી. જેમ હિંસાનાં બળો કાબૂ તળે લાવી શકાશે તેમ કુસંપનાં બળો વિષે પણ છે. પણ ભય તો બીજો છે: હિંસાવાળો પક્ષ મારી વિનંતિઓને ન માને, અને જનતા

આંધળિયાં કરે. હું આશાવાદી છું, મનુષ્યસ્વભાવમાં મારી અતૂટ શ્રદ્ધા છે. બનવાજોગ છે કે આ શેખસલ્લીના વિચારો હોય. પણ કોઇ પણ સરદાર આવનારી બધી આફતોની ગણતરી કરી શકતો નથી. મારે માટે તો આ આખરી ફેંસલો છે. લડત કાંઇ મારે માગ્યે નથી આવી. હું તો મારી ઘણી નામરજી છતાં કલકત્તા ખેંચાયો હતો. મારે વળી સમાધાનીમાં પડવું પડ્યું. કોઈ નૈતિક સિદ્ધાન્તનો વાંધો નહોતો એટલે વળી મારે બે વર્ષને બદલે એક વર્ષ કરવું પડ્યું. લાહોરમાં લગભગ દરેક ઠરાવ મારે વિચારવો પડ્યો અને ઘડવો પડ્યો. ત્યાં હિંસા અને અહિંસાની બાજી ચાલી રહી હતી, અને છેવટે મને લાગ્યું કે અહિંસાનો હિંસા ઉપર વિજય થયો.

## આ મુહૂર્ત કહેવાય?

પ્ર૦ આપે પહેલાં કહ્યું હતું કે સવિનય ભંગ માટે મુહૂર્ત નથી હજી. આજે એવું તે શું થયું છે કે આપે આપનો વિચાર ફેરવ્યો છે?

ઉ૦ મને ખાતરી છે કે મુહૂર્ત આવી ચૂક્યું છે. કારણ કહું? બહારનું તો ખાસ કંઈ નથી બન્યું, પણ મારા મનમાં જે ગડમથલ ચાલી રહી હતી અને જે મને અત્યાર સુધી રોકતી હતી તે હવે શમી ગઇ છે. મને હવે પાકી ખાતરી છે કે લડતનો સમય બરોબર આવ્યો છે; અરે, ક્યારનો થઇ ગયો છે.

પ્ર૦ ત્યારે એ અંતરની ગડમથલ શી હતી?

ઉ૦ તમે જાણો છો કે હું અહિંસાને દૃષ્ટિમાં રાખીને જ બધી પેરવી કરતો હતો. પણ વધતી જતી હિંસાની સામે મારે એ વિચારને વર્તનમાં કેવી રીતે મૂકવો એ મને સૂઝતું નહોતું. હવે મને દીવા જેવું સાફ દેખાય છે કે આજે મેં લીધેલા માર્ગથી હું ખુનામરકીનું જોખમ હળવું કરું છું.

પ્ર૦ આપને ખાતરી છે કે મીઠાની લડત આપને જેલ અપાવશે?

ઉ૦ એ વિષે મને કશી શંકા નથી. એ કેટલો વખત લેશે એ હું ન કહી શકું. પણ લોકો ધારતા હશે તેથી વહેલું એ આવશે. મને લાગે છે કે કટોકટીનો મામલો આવી પહોંચશે, અને પરિણામે યોગ્ય પરિષદ ભરાશે. એ પરિષદ ગોળમેજી ન હોય, પણ ચતુષ્કોણ મેજી હશે; તેમાં હાજર રહેનાર દરેક સભ્યને પોતે ક્યાં છે તેનું સંપૂર્ણ ભાન હશે. પરિષદની ચોક્કસ રેખા શી હશે તે હું અત્યારે કહી શકાતો નથી. પણ એ પરિષદ સમોવડિયાઓની હશે; અને તેમાં હિંદમાં સ્વાતંત્ર્ય બંધારણ સ્થાપવા માટેનાં સાધનો શોધવા એક સાથે વિચાર કરશે.

### વાઇસરૉયની મુલાકાત વિષે

પ્ર૦ વાઇસરૉય સાથેની વિષ્ટિનો એકાએક અંત આણવા માટે આપ જવાબદાર નથી?

ઉ૦ મને ખબર છે કે લોકોના અમુક ભાગમાં આવી માન્યતા છે. લોકોએ થોડોક વખત મને ઠપકો આપ્યો. પણ હવે તેઓ સાચી વાત શી હતી તે જાણી ગયા છે.

પ્ર૦ આપને પૂરી ખાતરી છે કે આપે એ પગલું લીધું ત્યારે આપ જુવાનિયાઓના વિચારથી દોરવાયા નહોતા?

ઉ૦ ના; જરાય નહિ. ગોળમેજી પરિષદ વિષે મેં કંઈ લાંબી આશા રાખી જ નહોતી. મારાથી જવાય એટલો દૂર હું ગયો. પણ મેં તો આ મૂળ મુદ્દા ઉપર જ ભાર મૂક્યો હતો: હિંદુસ્તાનને સારુ 'ડુમિનિયન સ્ટેટ્સ'ની યોજના ઘડવાને માટે જ પરિષદ હોય. વાઇસરૉયે જો આની 'હા' કહી હોત, તો મેં ખુશીથી એમને બીજા મુદ્દાઓની ચર્ચા કરવા દીધી હોત.

પ્ર૦ ત્યારે એ યોજના થોડા વર્ષ પછી અમલમાં આવતે તો આપને વાંધો નહોતો?

ઉ૦ જો એ યોજનાનો અમલ લાંબે સમયે થવાનો હોત

તો મેં તેને ફગવી દીધી હોત. પણ વાઇસરૉય સાથેની મુલાકાત વિષે આપણે વાત ન કરીએ. લોકોને એ વિષે કોઈ દિવસ વધુ ખબર પડશે. હું તેમને ખાતરી આપું છું કે 'ડુમિનિયન સ્ટેટસ'ની સાચી યોજના ઘડવાનો ત્યાં પ્રશ્ન જ નહોતો.

## અગિઆર માંગણીઓ

પ્ર૦ હવે આપની જાણીતી અગિઆર માંગણીઓ વિષે. ધારો કે એમાંની કેટલીક કબૂલ કરવામાં આવે તો આપ સમાધાન કરો?

ઉ૦ કેટલીક મુખ્ય માગણીઓ સ્વીકારવામાં આવે અને બાકીની માગણીઓ વિષે વચન આપવામાં આવે કે તે વહેલામાં વહેલી તકે સ્વીકારાશે તો પરિષદ વિષે હું વિચાર કરું. પરંતુ આ બધી માગણીઓનું ન્યાયીપણું સ્વીકારાવું જ જોઇએ. તમે સંમત થશો કે આ માગણીઓમાં નવું કંઈ નથી. ઠેઠ દાદાભાઈ નવરોજીના જમાનાથી એમાંની ઘણી માગણીઓ મુકાતી આવી છે.

પ્ર૦ ધારો કે દીવાની અને લશ્કરી ખર્ચને ઘટાડવાની આપણી માગણી મંજૂર રાખવામાં આવે તો એ એમની 'શુદ્ધ દાનત' નો પુરાવો ન ગણાય?

ઉ૦ તો હું મારી સ્થિતિનો ગંભીરપણે ફરીથી વિચાર કરું ખરો. પણ આ બધું એ માગણીઓ કેવા ભાવથી મંજૂર રખાય તેના ઉપર આધાર રાખે છે.

# કૂચ પહેલાં

## (૧)

## ઉદ્બોધન

[ કૂચના બે દિવસ અગાઉ પ્રાર્થના સમયે પૂ. ગાંધીજીએ આપેલું પ્રવચન. ]

### એક બાહ્ય નિશાની

આજકાલ પ્રાર્થનામાં તમે ટોળેટોળાં આવો છો એ સારી વાત છે. હજી આથી ચારગણાં આવો એમ કહું. પણ એક શરત છે. જો તમે કેવળ કુતૂહલથી આવતા હો તો તમારામાંનો એક પણ જણ ન આવે એમ હું ઇચ્છું. જો ભજનમાં ભાગ લેવા આવ્યા હો તો સરસ છે; પણ તો આ પહેલાં કેમ નહોતા આવતા અને આજે એકાએક કેમ આવ્યા એ સવાલ થાય છે. પણ સંભવ છે કે તમે ભજનને માટે પણ આવતા હો અને લડતમાં રસ હોય તેથી પણ આવતા હો.

જો તમને પ્રાર્થના અને ભજન પસંદ હોય તો તે એક કાનેથી નાંખી બીજા કાનેથી કાઢી નાંખવા ન આવતા. પણ જો તમે આત્મશુદ્ધિ અને આત્મદર્શન માટે આવતા હો તો તો અવશ્ય આવજો. હું નથી માનતો કે કેવળ કાનેથી સાંભળનાર અને હોઠેથી ભગવાનનું નામ લેનાર માણસને ભગવાનનું નામ ફળ્યું હોય. પણ પોપટ અને આપણામાં ભેદ છે. જો તમે એટલું ન સમજો તો તમારો અહીં આવવાનો પરિશ્રમ નિરર્થક જશે અને અમને અમારી શાંતિમાં વિક્ષેપ થશે. અમે શહેરથી એટલે છેટે પડયા છીએ તે એટલા જ હેતુથી કે અમને બાહ્ય શાંતિ મળે, અને ભરતખંડની સેવા કરવાની યોગ્યતા મળે.

એટલે જો તમે ખરેખર પ્રાર્થનામાં રસ લઇને આવતા હો તો તેના ખરાપણાની એક બાહ્ય નિશાની છે તે તમારા ઉપર

દેખાવી જોઇએ. તમે બધાં વિલાયતી કપડાં કાઢી નાંખો અને બાળો. એટલી શરત તો હું અવશ્ય તમારી પાસે માગું. ખાદીને વિષે ઘણા ગુણોનું આરોપણ થાય છે. તે બધું તમે માનો કે ન માનો, પણ એક વસ્તુ તો બધા સ્વીકારે છે કે ખાદી પહેરીને આપણે હિંદુસ્તાનના ગરીબમાં ગરીબ સાથે સંબંધ બાંધીએ છીએ. અને ખાદી પહેરીને આપણે સદા સ્મરણ કરીએ છીએ કે એ પહેરીને હિંદુસ્તાનના ગરીબમાં ગરીબ સૂતર કાંતનારને આપણે થોડી મદદ કરીએ છીએ.

પણ બીજું કારણ તો એ છે કે અમદાવાદનું ભૂષણ વીર સરદાર વલ્લભભાઈ જેલમાં બિરાજે છે તેમને માટે તમે એટલું પણ ન કરો? હું મારા તરફથી તમને એટલું કહું કે ખાદીએ જે પ્રગતિ કરી છે તે પ્રગતિ ન કરી હોત તો આજે આપણે જે આ લડત ઉપાડી છે તે ન ઉપાડી શકત. એ પ્રગતિથી જ મને આશા બંધાઈ કે હિંદુસ્તાનમાં શાંતિનો સંદેશો પહોંચ્યો છે; કારણ ખાદી જેને ગમે છે તેને શાંતિ પ્રિય હોવી જોઇએ. જે શાંતિમાં ન માનતા હોય, જેને અહિંસા વિષે વિશ્વાસ ન હોય તે માણસ કાં તો બાહ્ય મર્યાદા જાળવવા ખાતર, કાં તો લોકોને છેતરવા ખાતર, કાં તો ખાદીને વટાવવા ખાતર પહેરતો હશે.

## સરકાર મૂંઝાઇ પડી છે.

હવે તમે જે બીજી વસ્તુ માટે આવો છો તેને વિષે થોડું કહું. પરમ દિવસે પોણોસો માણસ લઇને હું કૂચ કરવાનો છું. સૌ એમ ગોખી રહ્યા છે કે એક દારુણ યુદ્ધ થવાનું છે; અને દુનિયાના માણસો એનું અવલોકન કરી રહ્યા છે.

તમે જોશો કે તમે સૌ અહીં નિર્ભયપણે આવી શકો છો. પણ ગોળીના બાર ચાલતા હોય ત્યારે તેની સામે તમે ઊભા રહી શકો એમ હું નથી માનતો. હવે ધારો કે સત્યાગ્રહના યુદ્ધને બદલે મેં

જાહેર કર્યું હોત કે હું ૧૨ મી તારીખે ગોળીબાર ચલાવવાનો છું, અથવા લાઠી ચલાવવાનો છું; અથવા ગોળીઓ અને લાઠીઓની વાત જવા દો, કાંકરા ચલાવવાનો છું, કે જેને મળું તેને તમાચા મારવાનો છું, તો શું સરકારે મને અત્યાર સુધી છૂટો મૂક્યો હોય કે? દુનિયાના ઇતિહાસમાં તમે એવો એક પણ દાખલો ન બતાવી શકો કે જ્યાં બાદશાહતને ગોળે ઉડાડવાની નોટિસ આપનાર માણસને બાદશાહ અથવા પ્રજાતંત્ર સહન કરે,—પછી તે અમેરિકા હોય કે રશિયા હોય? જ્યારે આજે અહીં તો સરકાર મૂંઝાઈ પડી છે.

આજે તો હું મીઠાનો કાયદો તોડવાની વાત કરું છું. પણ હું કાલે જાહેર કરું કે અમે સાબરમતીમાં ડૂબી મરવાના છીએ તો સરકાર શું કરે, તમે શું કરો? સરકાર કદાચ અમને ડૂબી મરતા અટકાવવા આશ્રમને ઘેરો ઘાલે, અને તમે અમને વીનવવા આવો. પણ એમ તટસ્થ રહીને જોવા માટે તમે આજે આવ્યા નથી. આ વસ્તુ તમને ભાવે છે. કાનૂનભંગ અને જેલથી મેં તમને એટલા પરિચિત કરી મૂક્યા છે કે તમને એને વિષે રસ છૂટે છે. ત્યારે હું તમને કહું કે એક પગલું આગળ ચાલો. હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાંમાંથી દસદસ માણસ પણ જો મીઠું પકવવા નીકળી પડે તો આ રાજ શું કરી શકે? હજી કોઈ બાદશાહ એવો નથી જન્મ્યો કે જેણે વગર કારણે કોઈને તોપગોળે ચડાવ્યા હોય. એમ શાંતિથી કાનૂનભંગ કરીને આપણે સહેજે સરકારને કાયરકાયર કરી મૂકી શકીએ એમ છીએ.—તમે બધા આ લડતનું રહસ્ય સમજો એટલા માટે આ કહું છું. જો તમને એમાં રસ ન હોય તો બહેતર છે કે મારો અને તમારો વખત ન બગાડો.

## સૈનિકો આપો

સંભવ છે કે તમે કેવળ આશીર્વાદ દેવા આવતા હો. જે આશીર્વાદ દેવા આવે છે તે સહાય પણ કરે છે. હું તમારી પાસે

કોડી નથી માગતો. હું આશા રાખું છું કે આ લડત ઓછામાં ઓછે પૈસે લડાશે. ખેડા સત્યાગ્રહ વખતે પૈસા આપવાની અનેક માગણીઓનો મારે ઇનકાર કરવો પડ્યો હતો. બારડોલી સત્યાગ્રહમાં જે પૈસા આવેલા તેમાંના ઘણા બચ્યા છે અને રચનાત્મક કાર્ય માટે વપરાય છે. એમ પૈસા તો જ્યારે જોઇએ ત્યારે મળી રહેશે; એ મારી કે વલ્લભભાઈની બલિહારી નથી, સત્ય અને અહિંસાની બલિહારી છે. જ્યારે અવસર આવશે ત્યારે તમે પૈસા આપોઆપ આપશો. પણ આજે તો હું ઇચ્છું છું કે તમે હિંમત કેળવો અને આ લડતને માટે જેટલા અપાય તેટલા સ્વયંસેવક આપો. શરત માત્ર એક જ છે કે તમે સૌ શાંતિથી સ્વરાજ લેવામાં માનતા હો. હું જે ટુકડી લઈ જાઉં છું તે ટુકડીમાં તો અહિંસાનો ધર્મ માનનારા જ હશે. પણ તમે તો અહિંસાને ઉત્તમ વ્યવહાર માનતા હો તોપણ એમાં જોડાઇ શકો છો. સરદાર વલ્લભભાઈ આજે જેલમાં બિરાજે છે, હું અને મારી ટુકડી પણ કદાચ કાલે ઊડી જઈશું, તો સૈનિકોની ધારા અખંડ ચાલુ રાખવાની તમારી તાકાત હોવી જોઇએ. ઈશ્વર એ અવસરને પહોંચી વળવાની તમને શક્તિ આપો.

## (૨)
## વસિયતનામું

[ કૂચની આગલી સાંજે આશ્રમની પ્રાર્થનામાં આપેલું વ્યાખ્યાન. ]

### મારા પકડાયા પછી શું કરશો ?

એવું સાવ સંભવિત છે કે આજે તમારી પાસે આ મારું છેલ્લું વ્યાખ્યાન હોય. સવારના જો સરકાર મને કૂચ કરવા દેશે તો પણ આ સાબરમતીને પવિત્ર કાંઠે તો આ છેલ્લું જ ભાષણ હશે. અથવા મારી જિંદગીનું પણ આ છેલ્લું ભાષણ હોય.

ારે જે કહેવાનું હતું એ ગઇ કાલે તમને સમજાવી ગયો.
ાજે ભવિષ્યમાં તમારે શું કરવું ઘટે છે તે હું તમને કહીશ. એમ
ારી લો કે આવતી કાલે સવારે સરકારે મને પકડી લીધો હોય અને
મારા સાથીઓને પકડી લીધા હોય, તોપણ જલાલપુર લગીનો જે
કૂચનો ક્રમ છે તે ચાલવો જ જોઇએ, અને એ માટે જે ભરતી થવી
જોઇએ એ ગુજરાતમાંથી જ થશે. છેલ્લા પંદરવીસ દિવસ થયાં હું
જોઉં છું અને સાંભળું છું તેથી મને ખાતરી છે કે ભરતીમાં
માણસોની અખંડ ધારા ચાલ્યા જ કરશે.

પણ અમે બધા પકડાઇ જઇએ તોપણ અશાંતિ મુદ્દલ ન જ
થાય. આપણી તમામ શક્તિનો શાંતિને માર્ગે જ ઉપયોગ કરવાનો છે.
કોઈ પણ માણસ ગુસ્સામાં આવી ન કરવાનું ન કરે એવી મારી
વિનંતિ છે અને આશા છે. આ મારા શબ્દો આખા હિંદુસ્તાનમાં
પહોંચી જાઓ. જો આ ટુકડી ખપી જાય, અને હું પણ ખપી
જાઉં તો મારું કાર્ય તો પૂરું થયું. ત્યાર પછી મહાસભાની વર્કિંગ
કમિટી જે પ્રમાણે દોરે તે પ્રમાણે તમારે દોરાવાનું છે. જે ઠરાવ
વર્કિંગ કમિટીએ કરેલો છે તેનો આ અર્થ છે. મારા સાથીઓ
જેઓ અહિંસાને ધર્મ તરીકે માનતા હોય તેમના હાથમાં એ લગામ
આ પછી પણ હશે. પણ આપણે માની લેવું જોઇએ કે મહાસભાને
જે કાર્યક્રમ ગોઠવવો હોય તે ગોઠવી શકે છે. જ્યાં સુધી હું જલાલપુર
ન પહોંચ્યો હોઉં ત્યાં સુધી મહાસભા તરફથી જે વસ્તુની મેં માગણી
કરી છે તેથી વિરુદ્ધ કશું ન થાય, પણ સરકાર મને ઉઠાવી લે તો
સામાન્ય રીતે પૂરી જવાબદારી મહાસભા ઉપર આવે છે. તેથી જે
માણસ અહિંસાને વ્યવહાર નહિ પણ ધર્મ તરીકે માનતો હશે તે
બેસી નહિ જશે પણ મારી સાથેનો મહાસભાનો સંકેત તૂટી પડે છે.
એટલે પછી નામો નોંધાવવામાં શિથિલતા ન રહેવી જોઇએ. જે જે
ઠેકાણે મીઠાના કાયદાનો ભંગ કરી શકાય તે તે ઠેકાણે એ શરૂ ના

જવો જ જોઇએ. આ ભંગ કરવાના ત્રણ રસ્તા છે; જ્યાં મીઠું સહેજે પકાવી શકાય ત્યાં પકવવું એ ગુનો છે, એ જેઓ લઈ જશે અને વેચશે તે ગુનો કરશે; અને જકાત વિનાનું મીઠું વેચાતું લેનાર પણ ગુનો કરશે. મીઠાનો કાયદો તોડવાનો આ સહેલામાં સહેલો રસ્તો છે. જલાલપુર તાલુકામાં દરિયાકિનારે ઘણું કુદરતી મીઠું પડેલું છે. એ ઉપાડવું એ ગુનો છે. એની ફેરી કરવી એ ગુનો છે. એટલે આને અંગે જે જે કરવા ઇચ્છીએ એ કરી શકીએ છીએ.

## તમે તમારા જ નેતા બનો

પણ આ એક જ કામ કરીને બેસી રહેવાનું કામ નથી. પણ જ્યાં સ્થાનિક કાર્યકર્તા હોય, મહાસભાની બંધી ન હોય, કાર્યકર્તામાં આત્મવિશ્વાસ હોય, ત્યાં જેમને જે યુક્તિ સૂઝે તે ઉપયોગમાં લઈ શકે છે. મારી એક જ શરત છે. શાંતિ અને સત્યને માર્ગે સ્વરાજ મેળવવાની પ્રતિજ્ઞા કરેલી છે તેનું પાલન કરીને જેને જે કરવું હોય તે કરવાની છૂટ છે. પણ એનો અર્થ એવો નથી કે દરેક માણસ પોતાની જવાબદારી ઉપર ગમે તે કરવા મંડી જશે. જ્યાં નેતા હોય ત્યાં નેતા જેટલું કહે તેટલું લોકો કરે, પણ જ્યાં નેતા જ ન હોય અને માત્ર ખોબા જેટલા માણસોને આ કાર્યક્રમમાં વિશ્વાસ હોય તો તેવા પાંચસાત પણ આત્મવિશ્વાસથી જે કરવું હોય તે કરવાને તેમનો અધિકાર છે; અધિકાર જ નહિ ધર્મ છે. આ જગતના ઇતિહાસમાં જ્યાં જ્યાં પ્રજાને દોરનાર માણસો આગળ આવ્યા હતા ત્યાં ત્યાં તેઓ આવા આત્મવિશ્વાસ, દૃઢતા અને વીરતાવાળા હતા. અને આપણામાં સ્વરાજ લેવાની ઉગ્ર ઇચ્છા હોય તો એટલો આત્મવિશ્વાસ આપણામાં હોવો જોઇએ કે સરકાર જેમજેમ આપણા માણસોને પકડતી જાય તેમતેમ આપણી નીડરતા વધતી જશે અને માણસો મળતા જ જશે.

મને લઈ જાય એટલે કોઇ એમ ન માને કે હવે કોઈ દોરનારો રહ્યો નથી. દોરનારો હું નથી. એ તો જવાહરલાલ છે, એમનામાં

દોરવાની શક્તિ છે. પણ ખરી વાત તો એ છે કે હવે દોરવાપણું કશું રહ્યું નથી. જ્યાં નિર્ભયતાનો મંત્ર મળ્યો છે, જ્યાં મરવાનો મંત્ર મળ્યો છે, ત્યાં કોણ કોને દોરશે? પણ જો આપણામાં નીડરતા નહિ હશે, હિંમત નહિ હશે તો તે આપણને જવાહરલાલ પણ આપી શકવાના નથી.

## સર્વ રીતે સરકારનો સહકાર છોડો

બીજાં અનેક કામો રહેલાં છે જ. દારૂનાં પીઠાંની ચોકી વિદેશી કાપડની ચોકી કરી શકીએ. મહેસૂલ આપવાનું બંધ કરવાની શક્તિ હોય તો તે બંધ કરીએ. વકીલ હોઇએ તો વકીલાત છોડીએ. અસીલ હોઇએ તો અદાલત છોડીએ. સરકારી નોકર હોઇએ તો સરકારી નોકરી છોડીએ. આજે તો એટલી નિરાશા ચોમેર ફેલાઈ રહી છે કે નોકરી જાય તો અરેરાટી છૂટે છે. એવી નિરાશા રાખનારા કોઇ પણ સ્વરાજને લાયક નથી. પણ એ નિરાશા શાને? સરકારી નોકરો બહુબહુ તો દેશમાં પાંચસાત લાખ હશે. તો એ સિવાય બીજા ક્યાં જાય? સ્વતંત્રતાના જમાનામાં પણ એથી વધારે સરકારી નોકરો નહિ હશે; કારણ આજે કલેક્ટરની પાસે જેટલા ગુમાસ્તા છે તેટલા ગુમાસ્તાની સ્વરાજ્યના કલેક્ટરને જરૂર ન રહેશે. કલેક્ટર પોતે જ ગુમાસ્તો બનશે. આ ભિખારી દેશમાં કલેક્ટરને એક માણસ કાગળો ઉપાડવાને, બીજો માણસ ઝાડુ કાઢવાને, ત્રીજો માણસ પાયખાનાં સાફ કરવાને, ચોથો માણસ રાંધવાને, અને પાંચમો માણસ કાગળો લાવવા લઈ જવાને હોય એ કેમ પોષાય? એવા લખલૂટ ખરચ આપણો કંગાલ દેશ ન જ સહન કરી શકે. એટલે આપણામાં સમજ આવી હોય તો આપણે સરકારી નોકરી છોડીએ પછી જજ હોઇએ કે જજના પટાવાળા હોઇએ. પણ જજને એ વસ્તુ વસમી લાગે. પટાવાળાને શા સારૂ લાગે? પટાવાળાને તો ગમે ત્યાં મજૂરી કરે એટલા પૈસા મળી રહેશે. સ્વતંત્રતાના કાયદાની જાડામાં જાડી આ સમજ છે. જે જે અને જેટલી રીતે સરકારનો સહકાર કરતા હોઇએ—મહેસૂલ આપીને, ખિતાબ ધારણ

કરીને, અદાલતમાં જઈને, નોકરી કરીને, શાળાવિદ્યાલયોમાં બાળકો મોકલીને, તેમાંથી બધાં અથવા થાય તેટલાંનો ત્યાગ કરીને માણસ અસહકાર કરી શકે છે જેને જે સાધન ઘટાવવાં હોય તે ઘટાવી લેઃ અને આ બાબતમાં સ્ત્રીઓ પુરુષોના જેટલો જ ભાગ લઈ શકે.

## આ યુદ્ધ ન બંધ થાય

આને સૌ મારું વસિયતનામું ભલે સમજે. કૂચ કરતાં પહેલાં કે જેલ જતાં પહેલાં આટલો જ સંદેશો આપવાનો છે. જે યુદ્ધનો આરંભ આવતી કાલથી અથવા હું એકાદ કલાકમાં પકડાવવાનો હોઉં તો ત્યારથી થવાનો છે, તે યુદ્ધ સ્વરાજ મળતાં સુધી કદી બંધ ન થાય. અમારી ટુકડી પકડાય તો દસ ટુકડી તૈયાર છે એવું સાંભળવાને હું આતુર રહીશ. અત્યારે હિંદુસ્તાનમાં મારું આદરેલું કામ પાર ઉતારનારા પડ્યા છે. હું માનનારો છું કે આપણો કેસ સાચો છે. આપણાં સાધન શુદ્ધમાં શુદ્ધ છે. અને જ્યાં શુદ્ધ સાધન છે ત્યાં પરમેશ્વર છે. એમ ત્રણ વસ્તુનો જ્યાં મેળાપ થાય છે ત્યાં હારવા જેવી વસ્તુ હોય જ નહિ. સત્યાગ્રહી જેલની બહાર હોય કે જેલની અંદર હોય, તે સદા યે જીતેલો જ છે.' જો તે સત્ય છોડે, શાંતિ છોડે, અંતર્નાદને ન સાંભળે તો તે હારે. એટલે જો સત્યાગ્રહીને હારજીત હોય તો તેનો કર્તા સત્યાગ્રહી પોતે છે. ઇશ્વર તમારું કલ્યાણ કરે અને કાલે પ્રાતઃકાળે આરંભ થનારા યુદ્ધમાં વિઘ્ન ન આવો એવી મારી અને તમારી પ્રાર્થના હો.

# હવે પછી ?

[ પાછળના પ્રકરણોમાં આપણે 'ઈંડિપેન્ડન્સ' અને 'ડુમિનિયન સ્ટેટસ' વિષે મહાત્માજીના વિચારો વિષે ઠીક ઠીક વાકેફ થયા છીએ.

યુવાનોમાં ભારતમૈયાને સંપૂર્ણ સ્વાતંત્ર્ય ભોગવતી જોવાની ધગશ અને એ ધગશની પાછળ વિચારબળના પૂરા જોશના અભાવે સામો માણસ એમના કરતાં કંઇ પણ ઉતરતી માંગણી કરે તેને સંપૂર્ણપણે સમજી ન શકવાની તેમની માનસિક સ્થિતિ આપણે જોઈ. આને પરિણામે આપણે કલકત્તા મહાસભા વેળા મહાત્માજી, પંડિત મોતીલાલજી વગેરે 'બુઢ્ઢાઓ' અને પંડિત જવાહરલાલ, શ્રી. સુભાષ બોઝ વગેરે 'જુવાનીઆ'ઓ વચ્ચે થએલી રસાકસી પણ અનુભવી.

મહાત્માજીને પૂર્ણ સ્વરાજની તરફેણમાં નહિ થવામાં એક ખાસ કારણ એ હતું કે દેશ તૈયાર ન હતો, તેઓને વાયુમંડળ અનુકુળ લાગતું ન હતું. તેમને દેશમાં તૈયારી જોઇતી હતી. ભાષણો કે ઠરાવોના આવા કટોકટીના પ્રસંગે તેઓ કટ્ટર વિરોધી હતા. યુવાનોની પાસે 'કેડે કાંકરો મુકાવી' કામ કરાવવા ઇચ્છતા હતા. કાર્યકર્તાઓની પાસે આત્મશુદ્ધિ માગતા હતા.

આમ લાહોર મહાસભા વેળા તેમને હિંદ આઝાદ બનવા તૈયાર થઈ રહેશે એ વિષે અંતર્પ્રેરિત ખાત્રી થઈ. પૂર્ણ સ્વરાજનો ઠરાવ પસાર કરાવ્યો અને કલકત્તા મહાસભામાં કહ્યા પ્રમાણે પંડિત જવાહરલાલ નેહરુ–રાષ્ટ્રપતિ–ને હાથે તા. ૩૧ મી ડિસેમ્બર–'૨૯ની મધરાતે પૂર્ણ સ્વરાજનો ધ્વજ ચઢાવડાવી તેઓ પૂર્ણ સ્વરાજવાદી તરીકે જાહેર થયા. ગત વર્ષના છેલ્લા દિનના મધરાત સુધીની તેમની અંગ્રેજ લોકોમાં હૃદયપલટો કરાવવાની પ્રાર્થનાઓની કારી ન લાગી. તે

વિફળ ગઇ એમ તો ન કહેવાય. એનું પરિણામ અત્યારે દૃષ્ટિગોચર ન પણ થયું પણ ભવિષ્યમાં એનો ભજવેલો ભાગ ઓછો નહિ હોય.

હવે સારાય હિંદને અનુકૂળ આવે અને પૂર્ણ સ્વરાજની પ્રાપ્તિ તરફ દોરે એવા કાર્યક્રમની જરુર હતી. આ તો ગૌણ સવાલ હતો પણ એ કાર્યક્રમને પાર પડાવે એવી વ્યક્તિની જરુર હતી. આવનાર કટોકટીના પ્રસંગે આત્મશક્તિ ને બુદ્ધિશક્તિવાળા ધુરંધરની જરુર હતી.

એવા પુરુષ એક જ હતા અને છે. સર્વ કોઇની આંખ તેમના ઉપર ઠરેલી હતી. તે જ 'સત્યાગ્રહ'ના જનક હતા, 'સત્યાગ્રહ'ની વિજયકુંચી તેમને જ હસ્તગત હતી. એ પુરુષ તે પ્રાતઃસ્મરણીય ગાંધીજી.

સાબરમતી મુકામે મળેલી મહાસભાની કાર્યવાહક સમિતિએ મહાત્માજીને હાલની ચાલુ સત્યાગ્રહની લડત ચલાવવા 'સરમુખત્યાર' નીમી સર્વસત્તા આપી.

ત્યાર બાદ તે મહાકૂચની તૈયારી પણ આપણે જોઈ.

આટલું આપણે જાણ્યું. હવેના પ્રકરણોમાં એ કૂચ વેળાના તેમના લેખો અને ભાષણો વગેરે ક્રમશઃ આપેલું છે. કેટલીક અગવડ ખાતર એ બધાં પ્રકરણોનો સમાવેશ અલાયદા ભાગમાં જ આપવામાં આવે છે.]

## : પૂ૦ મહાત્માજી :

પૂર્ણ સ્વરાજવાદી તરીકે જાહેર થયા તે પહેલાંના તેમના 'સંસ્થાનિક' ને 'પૂર્ણ' સ્વરાજ વિષેના વિચારો 'આખરી ફેંસલો' ભા. ૧ માં જાણ્યા . . . . . . . . .

૧૨ મી માર્ચ–'૩૦ ને રોજ સારાય હિંદને પૂર્ણ સ્વરાજ અપાવવા, પ્રથમ પોતાના ૭૯ 'આશ્રમ' વાસીઓનું વિશુદ્ધ બલિદાન આપવાના મનોરથ ઘડી, 'સત્યાગ્રહ આશ્રમ'માંથી પૂ૦ મહાત્માજીએ. . . . . . . . . . . . .

## : મહાભિનિષ્ક્રમણ :

કર્યું ત્યાંથી માંડી તેઓને સરકારે યરવડામાં બંદીખાને નાખ્યા ત્યાં સુધીનાં વર્ણનો, તેમના લેખો, ભાષણો, વાતચીત વગેરે જાણવા માટે જરૂર વાંચો . . . . . . . .

## : 'આખરી ફેંસલો' :

ભા. ૨

( મહાભિનિષ્ક્રમણ )

કાતરનું કયું પાનું કાપ મુકી શકે એ જણાતું નથી પણ બન્ને સિવાય ન જ ચાલે એ નક્કી છે. [illegible] કે ભાગ વાંચવાથી લડતનો મર્મ સમજાશે નહિ [illegible] બાદ હાલની લડત સંપૂર્ણપણે સમજાશે [illegible]